પ્રકાશક –

શ્રીમાન્ ગુલાબમુનિજી મ ના સદુપદેશથી
સહાયક નામાવલિ લિખિત સજ્જનોની
દ્રવ્ય સહાયથી મુંબઈ પાયધુની મહાવીરસ્વામિ જૈન દેરાસરના

મુખ્ય કાર્યવાહક
શા ઝવેરભાઈ કેસરીભાઈ ઝવેરી
- પાયધુની, મુંબઈ નં. ૩

મુદ્રક –
પ્રથમના બે ફારમ જનતા પ્રિંટરી સુરત,
ફારમ ૩ થી ૨૧ સુધી ગગોની પ્રિં પ્રેસ, સુરત
પાછળના ૪ ફારમ, તથા મુખપૃષ્ઠાદિ
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ ૨

# સમર્પણ

જેમની અસાધારણ કૃપાથી આ ક્ષુદ્રાત્મા કંઇક મનુષ્યત્વ પ્રાપ્ત
કરી શક્યો છે. જેમણે અથાગ પરિશ્રમ વેઠીને મારા જેવા
જડબુદ્ધિના આત્માને પણ બે અક્ષરનું જ્ઞાન પ્રાપ્ત
કરાવી ચારિત્રધર્મમાં જોડ્યો છે તેમ વખતો વખત
અનેક પ્રકારે સારણા વારણા આદિ શિક્ષાઓ
દ્વારા સન્માર્ગમાં સ્થિર રાખ્યો છે. તે
મહાનુભાવ પૂજ્ય ગુરૂદેવ વાદીગજકેસરી
વિહિત સમસ્તાગમ યોગાનુષ્ઠાન
અનુયોગાચાર્ય શ્રીમાન્ કેશર
**મુનિજી** ગણિવરના સ્વર્ગત
આત્માને સાદર સવિનય
સમર્પિત હો.

સંપાદક

# સંપાદકીય નિવેદન

આજે અત્યંત હર્ષનો વિષય છે કે એક મહાનપ્રભાવશાલી મહાપુરૂષનું ઐતિહાસિક જીવનચરિત્ર અને તેને લગતા બીજા અનેકો પ્રભાવક પુરૂષોના ચરિત્રો સહિત ગુર્જર ભાષાભાષી જનતાની સમક્ષ ઉપસ્થિત થઇ રહ્યો છે.

એની અંદર સત્તરમી સદીના મહાન્ શાસનપ્રભાવક યવનસમ્રાટ અકબરશાહ પ્રદત્ત યુગપ્રધાન પદથી ભૂષિત આચાર્યપ્રવર ચોથા દાદા શ્રીમજિજન ચંદ્રસૂરિજી મહારાજનું સમગ્ર જીવન ચરિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ આલેખવામાં આવ્યું છે.

એનું આલેખન ઇતિહાસપ્રેમી સાહિત્યરત્ન શ્રાદ્ધવર્ય શ્રીમાન્ અગરચંદજી તથા ભંવરલાલ નાહટાએ લખેલ 'યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ' નામક હિંદી પુસ્તકના આધારે થયેલ છે. એટલેકે તે પુસ્તકનોજ અક્ષરશઃ અનુવાદ કરવામાં આવ્યું છે. કેવલ પરિશિષ્ટોમાં કવિવર વાચક શ્રીમાન્ સૂરચંદ્રજી રચિત દ્વિછંદોમય શાંત્યજિત જિન સ્તોત્ર એવં ચરિતનાયક રચિત કેટલી એક વિશિષ્ટ કૃતિઓ. જે અગરચંદજી નાહટાએ મોકળી હતી. તે આ સંસ્કરણમાં ઉમેરી દીધેલ છે.

આથી પહેલા પ્રકાશિત થઈ ચૂકેલા ત્રણ દાદાસાહેબના ચરિત્રોની માફક આના પ્રકાશનનું શ્રેય પણ સુવિહિત ચક્રચૂડામણિ ખરતરગચ્છ મંડન વીસમી સદીના મહાન્ શાસન પ્રભાવક મુંબઇમાં સાધુવિહારના દ્વાર ઉઘાડનાર સ્વનામધન્ય ક્રિયોદ્ધારક **શ્રીમન્મોહન** લાલજી મહારાજના પટ્ટધર શિષ્ય. પ્રશાંતસ્વભાવી મહાન્ તપસ્વી ત્રેપન ઉપવાસ કરી પાવાપુરિમાં સ્વર્ગપ્રાપ્ત. ખતર ગચ્છની વર્તમાન્ સંવેગી શાખાના પ્રથમ આચાર્ય શ્રીમાન્ જિનયશઃ સૂરિજી મહારાજના શિષ્યપ્રવર. થાણાતીર્થોદ્ધારાદ્યનેકવિધ શાસન પ્રભાવક સ્વર્ગીય આચાર્ય શ્રીજિન ઋદ્ધિસૂરિજી મહારાજના શિષ્યરત્ન. પરમ વિનીત. વયોવૃદ્ધ. મુનિવર શ્રીગુલાબમુનિજી મહારાજના ફાળે જાય છે. કેમકે તેઓએજ પૂરેપૂરી ખંતથી 'યુગપ્રધાન શ્રીજિનદત્તસૂરિ' તેમજ 'મણિધારિ શ્રીજિનચંદ્રસૂરિ' ની માફક આનું પણ હિંદી પરથી ગુજરાતી અનુવાદ શ્રીમાન્ દુર્લભકુમાર ગાંધી પાસે કરાવ્યો. એટલુંજ નહીં પણ જેમ એનાથી પૂર્વે અન્ય બે ચરિત્રો મુંબઇ–પાયધુની મહાવીર

સ્વામી જિનાલયસ્થ મંડોવર ખરતર ગચ્છ ઉપાશ્રયના ટ્રસ્ટીઓને ઉપદેશ દઇ ત્યાંના જ્ઞાનખાતાથી પ્રકાશિત કરાવ્યા તેમ આના પ્રકાશન માટે પણ વિભિન્ન ભાવુકોને. જેમની નામાવલી જુદા પેજમાં આપેલ છે. ઉપદેશીને ૪૭૪૧) ની રકમ મહાવીરસ્વામિના ટ્રસ્ટીઓને અપાવી. જેના શુભ પરિણામે 'મણિધારી જિનચંદ્રસૂરિ'ના પ્રકાશન પછી આજે ૭ વર્ષે આ ગ્રંથ ગુરૂદેવના ભક્ત પાઠકોના કરકમલમાં આવી રહ્યો છે. આટલું વિલંબ થવાનું કારણ પ્રેસની અવ્યવસ્થિતતા તેમજ સંપાદકના શરીરની અસ્વસ્થતા છે.

આના પ્રૂફ સંશોધનાદિમાં સાવધાની રાખવા છતાંએ છદ્મસ્થ સ્વભાવ સુલભ અનાભોગાદિકારણે તેમજ પ્રેસની ગફલતના અંગે જે કાંઇ પણ ભૂલ યા ત્રુટિ દષ્ટિગત થાય તો તે સુધારી વાંચવા સુજ્ઞ પાઠકોને નમ્રભાવે પ્રાર્થના છે. ઇતિ શમ્ ।

| | |
|---|---|
| સં. ૨૦૧૮ (ગુ. ૧૭) આષાઢી<br>પૂર્ણિમા કલ્યાણ ભુવન-ધર્મશાળા<br>પાલીતાણા (સૌરાષ્ટ્ર) | લિ: સ્વર્ગીય અનુયોગાચાર્ય<br>શ્રીમત્કેશર મુનિજી ગણિવર વિનેય<br>બુદ્ધિ સાગર ગણિ |



શેઠ હરિચંદભાઈ માણેકચંદ માટુંગાવાળા
જેમણે પોતાના ગુરુવર્ય શ્રીમાન ગુલાબમુનિજી
મહારાજના ઉપદેશથી ૧૫૦૦) રૂ. ની ઉદાર
મદદ આ પુસ્તક છપાવવામાં કરી છે.

## દ્રવ્ય સહાયકોની શુભ નામાવલી

રૂ૦ ૧૫૦૧) શેઠ શ્રીહરિચંદભાઇ માણેકચંદભાઇ વીરનગર (સૌરાષ્ટ્ર)
હાલ માટુંગા મુંબઇ.

રૂ૦ ૭૦૦) શ્રીશાંતિ નાથજીના દેરાસરની પેઢી તરફથી

રૂ૦ ૫૦૧) શેઠ શ્રીધનરાજજી ઘેવરચંદજી બાફણા, દહાણું.

રૂ૦ ૨૫૧) શેઠ શ્રીલખમીપતસિંહજી જગતપતસિંહજી કોઠારી. કલકત્તા.

રૂ૦ ૨૫૧) શેઠ શ્રીમંગળદાસ લલ્લુભાઇ ટ્રસ્ટ ફંડ—હ. રસિકલાલભાઇ,
મહેશાણા

રૂ૦ ૨૫૧) શેઠ શ્રીકાંતિલાલ નિહાલચંદ પાટણ (ઉ. ગુજરાત)

રૂ૦ ૧૫૧) શેઠ શ્રીપૂનમચંદજી ગુલાબચંદજી ગુલેછા, ફલોદી (રાજસ્થાન)
હાલ મુંબઇ.

રૂ૦ ૫૧) શેઠ શ્રીડાહ્યાભાઇ છગનલાલ બાલચંદ, પાટણ (ઉ. ગુજરાત).

રૂ૦ ૫૧) શેઠ શ્રીબાલુભાઇ ફકીરચંદ, સુરત (દ. ગુજરાત).

રૂ૦ ૫૧) શેઠ શ્રીખીમજીભાઇ પૂનસી. કચ્છકોડાય. હાલ થાણા.

રૂ૦ ૫૧) શેઠ શ્રીમાણકચંદજી ફૂલચંદજી સુખાની. કલકત્તા

રૂ૦ ૩૧) શેઠ શ્રીશાંતિલાલ ભગવાનદાસ. પ્રેમજી. માંગરોળ.

★

# સેવામૂર્તિ મુનિરત્ન શ્રીગુલાબ મુનિજીની
# સંક્ષિપ્ત જીવનરેખા

## નિરાધારનો આધાર

મારવાડની પ્રાચીન રાજધાની નાગોર પાસેના ગામ નોખામાં જાટ કુટુંબના ત્રણ બાળકો માતાપિતાના દેહાન્તથી નિરાધાર થઈ ગયા હતા. સગાં સંબંધી પણ કોઈ સંભાળ લે તેમ હતું નહિ. બાળકોના પિતા રાડ ગોત્રના ભેરાજી જાટ નોખા ગામમાં શિવજી રામજી, બાલા રામજી તથા ઘેવરચંદજી ચોરડીયા નામે એક સ્થાનક વાસી જૈન કુટુંબમાં વર્ષોથી કામકાજ કરતા હતા. ત્રણે બાળકો પણ ત્યાં વારંવાર જતા અને કામે લાગતા. ભેરાજીના મોટા પુત્રનું નામ વીરો બીજાનું નામ ગીગો અને નાનાનું નામ ગિરધારી હતું.

ગીગાનું તેજસ્વી કપાળ, કામ કરવાની લગની, શાંત સ્વભાવ અને સેવા ભાવથી બધાને તે પ્રિય થઈ પડતો. સ્થાનક વાસી સાધુ મહારાજો આ કુટુંબમાં વારંવાર ગોચરી પાણી માટે આવતા. બાળક ગીગાને કોઈ કોઈ વખત મહારાજશ્રીને બીજે ગોચરી માટે લઈ જવા જવું પડતું. એક વખત નોખા ગામમાં શ્રીરૂપચંદજી સ્વામીનું આવવું થયું. ઘરના માણસો વ્યાખ્યાન સાંભળવા જતાં તેની સાથે ગીગો પણ જવા લાગ્યો. મહારાજશ્રી તરફ ગીગાને અનુરાગ જાગ્યો. તે વારંવાર ઉપાશ્રયે જવા લાગ્યો. ગીગાનો સેવા ભાવ અને નમ્રતા જોઈ મહારાજશ્રીને પણ ગીગા તરફ મમતા જાગી. મહારાજશ્રીએ ગીગાને નમસ્કાર મહામંત્ર સીખવ્યો ને ગીગો તે મંત્રને કંઠે કરવા લાગ્યો. ધીમે ધીમે સૂત્રો સીખવાની લગની લાગી અને વિહારમાંએ ગીગો તેઓની સાથે ગયો અને મહારાજશ્રીની સેવા સુશ્રૂષામાં રંગાઇ ગયો.

ગીગાનો આત્મા ઉંચો હતો. ભાવના જાગી હતી. મહારાજશ્રી પ્રત્યે ખૂબખૂબ અનુરાગ હતો તેથી તે મહારાજશ્રી પાસે રહેવા લાગ્યો અને ધીમે ધીમે જૈન ધર્મના આચારો તેમજ સૂત્રો ભણવા લાગ્યો.

જેમજેમ પરિચય વધવા લાગ્યો તેમતેમ દીક્ષાના ભાવ જાગ્યા અને ગીગાએ દીક્ષા માટે મહારાજશ્રી રૂપચંદજી સ્વામીને પ્રાર્થના કરી.



ુનિવર શ્રીગુલાબ મુનિજી મ.
જેમના ઉપદેશથી આ ચરિત્ર
પ્રકાશિત થઈ રહ્યું છે.

થાણાતીર્થોદ્ધારાદ્યનેકવિધ
શાસનપ્રભાવકાચાર્યવર્ય
શ્રીજિનર્દ્ધિસૂરિ

ગીગાની ગુરૂભક્તિ, વિનયભાવ, સેવા અને સહનશીલતા આદિ તેના ગુણો જોઈને મહારાજશ્રીએ સં. ૧૯૫૭ માં ગુલાબચંદજીના નામથી દીક્ષા આપી. અને પોતાનો શિષ્ય બનાવ્યો.

બીજા બન્ને ભાઇયો પણ સાથે આવી ગયા તેઓ પણ જૈન ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા. થોડા સમય પછી મોટા ભાઇ વીરચંદે પણ સ્થાનકવાસી દીક્ષા લીધી અને કાલાંતરે નાના ગિરધારીએ પણ તેમની. પાસે દીક્ષા લીધી. ત્રણે નિરાધાર બાળકોને ધર્મનો આધાર મળી ગયો.

## ગુરૂદેવનો સંદેશ

શ્રીરૂપચંદજી મહારાજ મૂળ પીપાડ સીટી પાસે રીયાં ગામના રહેવાસી. મુણોત ગોત્રના ઓસવાળ હતાં. તેમણે સં. ૧૯૩૬ ના નાગોરમાં શ્રીસૂર્યમલજી મહારાજ પાસે સ્થાનકવાસી દીક્ષા લીધી હતી. તેઓ વ્યાકરણ, કાવ્ય,. સાહિત્યના સારા અભ્યાસી અને વિદ્વાન હતા. તેમણે ઘણા ગ્રંથો પણ લખ્યા હતા. સં. ૧૯૫૭ માં ગુલાબચંદજી દીક્ષા લઇને મહારાજશ્રીની સેવામાં રહ્યા અને સૂત્રાદિનો અભ્યાસ કરવા લાગ્યા. શ્રીરૂપચંદજી મહારાજની શ્રદ્ધા સિદ્ધાંતોની ટીકા વાંચતાં મૂર્તીપૂજા માનવાની થઈ અને તેમની શ્રદ્ધા. સ્થાનકવાસી સંપ્રદાયથી ડગી ગઇ એટલે સિદ્ધાચળ તીર્થની યાત્રા કરવાની ભાવના જાગી, ત્યાર પછી પણ તેમણે ચાર વર્ષ મારવાડમાં ગાળ્યા–

ગુલાબચંદજી દિન પ્રતિ દિન ગુરૂવર્યની સેવામાં રહેતા. સં. ૧૯૬૧ માં વિહાર કરતાં કરતાં તીર્થાધિરાજ શત્રુંજયમાં આવ્યા. ગિરિરાજની ઉલ્લાસથી પાંચ યાત્રા કરી. તીર્થપતિ આદીશ્વર દાદાની મનોરમ મૂર્તી–મંદિરોનું નગર, કલાત્મક મંદિરો અને મૂર્તીયો જોઇજોઇને આપણા કથાનાયક શ્રીગુલાબચંદજી મુનિને તો ભારે આનંદ થયો તેમને તો શત્રુંજય તીર્થધામ ખૂબખૂબ પ્યારૂં લાગ્યું અને વારંવાર તીર્થયાત્રા કરીને પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા.

ગુરૂવર્ય શ્રીરૂપચંદજી મહારાજ તથા મુનિ ગુલાબચંદજી તીર્થયાત્રા કરીને વિહાર કરતાં કરતાં બરવાળા આવ્યા. અહીં ખરતર ગચ્છ વિભૂષણ ક્રિયોદ્ધારક શ્રીમન્ મોહનલાલજી મહારાજના પ્રથમ શિષ્ય શ્રીઆનંદ મુનિજી પ્રસિદ્ધ નામ શ્રીઆલમચંદજીના શિષ્ય શ્રીપ્રસન્ન મુનિજીનો મિલાપ થયો તેમની સાથે વાર્તાલાપ કરી પોતાની શંકાઓનું સમાધાન કર્યું અને

સ ૧૯૬૧ મા મોઢેથી મુહપત્તી ઉતારી દેરાવાસી સાધુનો વેષ ધારણ કર્યો અને પોતાનુ નામ રૂપ મુનિ અને શિષ્યોનુ નામ વીરમુનિ તથા ગુલાબ મુનિ રાખી વિચરવા લાગ્યા ત્યાર પછી યોગ્ય ગુરૂની તપાસમા વિહરતા રહ્યા શ્રીગુલાબ મુનિના નાના ભાઇ ગિરધારીની ભાવના પણ દીક્ષાની થવાથી સ ૧૯૭૧ મા તેને દીક્ષા આપી અને ગુલાબ મુનિના શિષ્ય ગિરિવર મુનિના નામથી જાહેર કર્યા

પછી તો પાછા વિહાર કરતા કરતા મારવાડ આવ્યા અને ગુલાબમુનિજી મહારાજ તો ગુરૂદેવની સેવામાજ પોતાનુ કર્તવ્ય માનવા લાગ્યા કાલક્રમે ગુરૂ રૂપચદજીને લકવો થયો અને તેથી નાગોરમા ચારે મુનિ સ્થિરવાસી રહ્યા સ ૧૯૭૫ મા શ્રાવણ શુદ ૧૪ ના રોજ પાક્ષિક પ્રતિક્રમણ કરતા મોટી શાતિ બોલતા બોલતા નાગોર મારવાડમા તેઓ સ્વર્ગવાસી થયા અને સઘમા શોકની છાયા છવાઇ ગઇ શ્રીસઘે ગુરૂદેવની પાલખીને સજાવી સ્મશાન યાત્રા શહેરમા ફરી વળી-હજારો લોકોએ અતિમ દર્શન કર્યા

ગુલાબમુનિજી તો ફરી નિરાધાર બની ગયા તેમના શોકનો પાર ન હતો

રાત્રિનો સમય હતો ગુરૂદેવના સ્વર્ગ ગમનથી ગુલાબમુનિજી શોકાતુર હતા-નિદ્રા વેરણ બની હતી નમસ્કાર મહામત્ર-ઉવસગ્ગહર અને મોટી શાતિનો જાપ કરતા કરતા આખો મીચાઇ ગઈ અને એક સુદર સ્વપ્ન લાધ્યુ ગુરૂદેવે દર્શન દીધા-ગુલાબમુનિજી તો ગુરૂદેવના ચરણમા પડી ગયા-આસુઓથી ગુરૂદેવના પગ પખાળ્યા ગુરૂદેવે ધીરજ આપી અને તીર્થાધિરાજ શત્રુજય જવા પ્રેરણા કરી આખો ખોલી જુએ તો ગુરૂદેવ તો અદશ્ય થઇ ગયા પણ ગુરૂદેવનો સદેશ હૃદયમા કોતરાઇ ગયો તીર્થાધિરાજ શત્રુજયમા ઉદ્ધાર થશે એ પરમ પવિત્ર તીર્થધામ ચિરતન શાતિ આપશે એમ વિચારી ચોમાસા પછી પાલીતાણા તરફ વિહાર કર્યો ગામાનુગામ વિહાર કરતા કરતા પાલીતાણા આવી પહોંચ્યા તિર્થાધિપતિ શ્રીઆદીશ્વર દાદાના દર્શનથી હૃદયને શાતિ મળી મદિરોના નગરમા આત્મશાંતિ અને જીવનનુ નવુ દર્શન મળ્યુ

**યોગી રાજના ચરણમાં**

પૂજ્ય પ્રાત સ્મરણીય ક્રિયાપાત્ર વચનસિદ્ધ પુણ્ય પ્રભાવક મુનિ લાલજી મહારાજ એક સુપ્રસિદ્ધ જશનામ કર્મી મુનિરત્ન થઇ

ગયા. તેમના પ્રશિષ્યા રત્ન બાલ બ્રહ્મચારી દીર્ઘ તપસ્વી યોગનિષ્ઠ પન્યાસ શ્રીઋદ્ધિમુનિજી મહારાજ પાલીતાણા પધાર્યા હતા–આપણા ગુલાબમુનિજી પણ ગુરૂદેવના આદેશથી પાલીતાણા આવ્યા હતા. પં શ્રીઋદ્ધિ મુનિજીનાં દર્શનથી આપણા ગુલાબમુનિને ખૂબ શાંતિ મળી. તેઓ શ્રીના પરિચયમાં આવ્યા અને શાંતમૂર્તિના ચરણમાં બેસીજવા નિર્ણય કર્યો. પં. શ્રીઋદ્ધિ મુનિજીને મળી પોતાની સંવેગી દીક્ષાની ભાવના દર્શાવી. પન્યાસજી તો ધીર–ગંભીર અને યોગનિષ્ઠ હતા. તેઓશ્રીએ મુનિજીને પોતાના શિષ્ય બનાવવા સંમતિ આપી એટલે આપણા ગુલાબમુનિજી તો હર્ષથી નાચી ઉઠ્યા. તેમના આનંદનો પાર નહોતો. શુભ મુહૂર્તે સં. ૧૯૭૬ ના વૈશાખ શુદિ ૬ ના રોજ પંન્યાસ શ્રીએ દીક્ષા આપી અને ગુલાબમુનિ નામ કાયમ રાખી પોતાના શિષ્ય બનાવ્યા. ગુલાબ મુનિએ ગુરૂદેવના ચરણમાં પોતાનું જીવન સમર્પણ કરી દીધું. ગુરૂદેવ પણ એટલા બધા ઉદાર અને સૌમ્ય મૂર્તી હતા કે તેમણે પ્રેમ પૂર્વક સ્વીકારી લીધા. આપણા ચરિત્ર નાયક શ્રીગુલાબ મુનિતો ધન્ય બની ગયા. ગુરૂદેવની સેવામાં લીન થઇ ગયા. સિદ્ધાચલજીમાં પોતાને પુનર્જીવન મળ્યું તેમ માનવા લાગ્યા. તીર્થધામ પરમ પ્રિય બની ગયું. એ વરસ તો ગુરૂદેવની સેવામાં રહ્યા પણ ચંચળ મને ઉધામો કર્યો મારવાડ તરફ જવાની ભાવના જાગી ગુરૂદેવ તો ઉદાર ચરિત હતા. પણ તેમને તો ગુરૂસેવાની અણમોલ ઘડીની બાજીથી વંચિત રહેવું પડ્યું.

ગુરૂદેવથી જુદા પડી નાગોર આવ્યા. સં ૧૯૮૦ નું ચાતુર્માસ નાગોરમાં કર્યું. અહીં પૂર્વના ગુરૂ શ્રીરૂપચંદજી મહારાજની સ્મૃતિમાં અઠ્ઠાઇ મહોત્સવ કરાવ્યો અને રૂા. બાવીસ હજારનું ફંડ કરાવી, બાલકોને ધાર્મિક શિક્ષણ માટે પાઠશાળા સ્થાપિત કરાવી.

નાગોરથી વિહાર કરી ખજવાણા તથા સેવાડી ચાતુર્માસ કરી સં. ૧૯૮૩ નું ચાતુર્માસ સાંડેરાવમાં કર્યું.

સાંડેરાવમાં પોરવાળ શ્રીજેઠમલજીને ઉપદેશ કરી કન્યાશાળાની સ્થાપના કરાવી. અહીંથી વિહાર કરી ઊંઝા, બોટાણા ચાતુર્માસ કરી પાલીતાણા આવ્યા. અહીં રણશી દેવરાજની ધર્મશાળામાં ચાતુર્માસ રહ્યા. ગિરિવર મુનિ પોતાના સંસારી ભાઇ તથા શિષ્યની તબીયત નરમ ગરમ રહેતી હતી. વ્યાધિ વધી ગયો અને ગિરિવર મુનિ સિદ્ધાચળજીમાં કાળધર્મ

પામ્યા. તેમની વૈયાવચ્ચ ગુલાબમુનિએ ખૂબ કરી હતી. ફરી પાંચ વર્ષ પછી ગુરૂદેવની સૌમ્ય મૂર્તિ યાદ આવી અને ગુરૂદેવની કૃપાદષ્ટિથી પાંચ વર્ષના વિયોગપછી ગુરૂદેવના ચરણમાં પહોંચી ગયા-ગુરૂ દેવની તો એજ અમીભરી દષ્ટિ હતી. પછી તો જ્ઞાન-ભક્તિ અને સેવાના મંત્રો જીવનમાં તાણાવાણાની પેઠે વણાતા ગયા પુણ્યરાશિ ગુરૂદેવે અસીમ કૃપાથી સ્તોત્રો છંદો, તત્વજ્ઞાન વગેરે ખૂબ સીખવ્યું. અને આપણા ગુલાબમુનિનો બેડો પાર થઇ ગયો.

પ્રથમના ગુરૂદેવ શ્રીરૂપચંદજી મહારાજ પણ મહા ઉપકારી હતા. તેમણે તો સ્વર્ગમાંથી યાદ કરી સિદ્ધાચળની ભૂમિમાં પુનર્જીવન માટે સ્વપ્નમાં પ્રેરણા કરી અને યોગનિષ્ઠ આચાર્ય શ્રીએ ગુલાબમુનિને પોતાનો પ્રાણ પ્રિય શિષ્ય બનાવ્યો. ગુલાબ મુનિની પહેલેથી એકવડી કાયા. નબળું શરીર હોવાના અંગે શરીર સંપત્તિ ઘણી નાજુક છતાં આત્મબળ જબરૂં. સેવા ભાવ ઉત્કટ અને સહન શીલતા ઘણી. ગુરૂદેવ પણ એવા દયાળુ કે તેઓ ગુલાબ મુનિની રક્ષા કરતા અને તેમની તબીયતની માટે ચિંતા સેવતા કોઇ કોઇ સમયે પોતાના ગુરૂદેવ શ્રીજિન ઋદ્ધિ સૂરીને અજ્ઞાન પણે અસાતા ઉપજાવી. હશે પણ એ કૃપાદષ્ટિએ તો ગુલાબ મુનિ તરફ અમી દષ્ટિજ વરસાવી હતી.

બન્ને ગુરૂ અને શિષ્યનો એવો ગાઢ સંબંધ બંધાઇ ગયો હતો કે ગુરૂદેવની ચરણ સેવામાં છેવટ સુધી ગુલાબમુનિ રહ્યા અને ગુરૂદેવના અંતિમ આશીર્વાદ પામ્યા.

### ધર્મ ઉદ્યોત

આજીવન ગુરૂદેવ શ્રીજિન ઋદ્ધિ સૂરિની સેવામાં બાવીસ ચાતુર્માસ, અને ગુરૂ મહારાજની સાથેજ વિચર્યા. પોતે જ્યાં જ્યાં ચાતુર્માસ કર્યા ત્યાં બધી જગ્યાએ દાદા સાહેબ શ્રીજિનદત્ત સૂરિની જયંતિ ખૂબ ઠાઠમાઠથી ઉજવી.

સં ૨૦૦૮ માં શાંતમૂર્તી દીર્ઘ તપસ્વી યોગનિષ્ઠ ગુરૂદેવ શ્રીમદ્ જિન ઋદ્ધિ સૂરીશ્વરજી મુંબઈમાં સ્વર્ગવાસી થયા. જૈન સમાજ અને ખાસ કરીને ખરતર ગચ્છને એક મહાન તપસ્વી આચાર્યની ભારે ખોટ પડી ગઇ. આપણા શ્રીગુલાબમુનિએ ગુરૂદેવની એવી તો સેવા-શુશ્રુષા કરી હતી કે

ગુરૂદેવે તેમને શાસનની સેવા કરવાનો મહામૂલો સંદેશ આપ્યો હતો અને મંગળ આશીર્વાદ આપ્યા હતા.

ગુરૂદેવના સ્વર્ગવાસ પછી ગુરૂદેવના આરંભેલા અનેક કાર્યો પૂર્ણ કરવા શ્રાવક સંઘના આગ્રહથી ૨૦૦૮ નું ચાતુર્માસ પાયધુની શ્રીમહાવીર સ્વામી દહેરાસરમાં કર્યું. અહીં ઘંટાકર્ણ મહાવીરના મનોરમ ગોખની બાજુમાં આરસ પાષાણનો સુંદર ગોખ બનાવરાવી ગુરૂમહારાજ શ્રીજિન ઋદ્ધિ સૂરિજીની મનોરમ મૂર્તી સ્થાપિત કરાવી અને તે નિમિત્તે બે અઠ્ઠાઈ મહોત્સવ કરાવ્યા એમાં લગભગ પંદર હજાર રૂપિયાનો ખર્ચ થયો.

ચાતુર્માસ પૂર્ણ થયે સિદ્ધાચળની યાત્રાની ભાવના થવાથી વિહાર કર્યો–બોરીવલી આવ્યા. અહીં શ્રીસંઘના આગેવાનોએ વિનંતી કરી કે આપશ્રીના ગુરૂદેવે આરંભેલ આ દહેરાસરજી તથા ઉપાશ્રયનું અધૂરૂં કામ આપ સિવાય બીજા કોઇથી પૂરૂં થઈ શકે તેમ નથી. માટે આપ કૃપા કરી અત્રે સ્થિરતા કરો અને અમારા શ્રીસંઘની ભાવના પૂર્ણ કરો. લાભનું કારણ જાણી શ્રીગુલાબ મુનિ બોરીવલી રોકાયા–સંઘમાં આનંદ આનંદ ફેલાવી ગયો. બોરીવલીના મંદિર અને ઉપાશ્રય નિમિત્તે ફંડ માટે પ્રેરણા કરી. પરાઓમાં પણ વિચરી રૂપીયા પચાસ હજારનું ફંડ કરાવી આપ્યું. ઉપરાંત શ્રીમહાવીર સ્વામીના દહેરાસરથી રૂ. તેર હજારની મદદ મંજુર કરાવી આપી. આથી બોરીવલીના દહેરાસર ઉપાશ્રય તથા દાદાસાહેબની દેરીનું કામ ત્રણ વર્ષે પૂર્ણ થયું. આ છેલ્લા ત્રણ ચોમાસાના શેષ કાલમાં પરાઓમાં વિચરી ધર્મ ઉદ્યોતના અનેક કાર્યો કરાવ્યાં. તેમ ખરતર ગચ્છ શ્રીસંઘની અત્યાગ્રહ ભરી વિનંતિથી ગુલાબ મુનિજીએ પાયધુનીના ઉપાશ્રયમાં સં ૨૦૦૯, ૨૦૧૦ અને ૨૦૧૧ એમ ત્રણે ચાતુર્માસ આનંદ પૂર્વક કર્યા.

સં. ૨૦૧૨ ના જેઠ શુદ ૬ ના રોજ બોરીવલીના દહેરાસરની પ્રતિષ્ઠા શ્રીગુલાબમુનિજીના હાથે ધૂમ ધામપૂર્વક કરાવવામાં આવી. અને શ્રીસંભવનાથ પ્રભુ તથા દાદાજીની મૂર્તિ વગેરેને ગાદી નશીન કરવામાં આવ્યા. ચાતુર્માસ ગણિ શ્રીબુદ્ધિમુનિ મહારાજ સાથે પાયધુની શ્રીમહાવીર સ્વામીના ઉપાશ્રયે કર્યું.

કચ્છ માંડવીની દાદાવાડીના જીર્ણોદ્ધાર માટે ખરતર ગચ્છ સંઘ તરફથી શા૦ મોહનલાલ પોપટલાલ આવ્યા તેમની સાથે ફરીને ૭|૮ હજાર લગભગ

પામ્યા. તેમની વૈયાવચ્ચ ગુલાબમુનિએ ખૂબ કરી હતી. ફરી પાંચ વર્ષ પછી ગુરૂદેવની સૌમ્ય મૂર્તિ યાદ આવી અને ગુરૂદેવની કૃપાદષ્ટિથી પાંચ વર્ષના વિયોગપછી ગુરૂદેવના ચરણમાં પહોંચી ગયા-ગુરૂ દેવની તો એજ અમીભરી દૃષ્ટિ હતી. પછી તો જ્ઞાન-ભક્તિ અને સેવાના મંત્રો જીવનમાં તાણાવાણાની પેઠે વણાતા ગયા પુણ્યરાશિ ગુરૂદેવે અસીમ કૃપાથી સ્તોત્રો છંદો, તત્વજ્ઞાન વગેરે ખૂબ સીખવ્યું. અને આપણા ગુલાબમુનિનો બેડો પાર થઇ ગયો.

પ્રથમના ગુરૂદેવ શ્રીરૂપચંદજી મહારાજ પણ મહા ઉપકારી હતા. તેમણે તો સ્વર્ગમાંથી યાદ કરી સિદ્ધાચળની ભૂમિમાં પુનર્જીવન માટે સ્વપ્નમાં પ્રેરણા કરી અને યોગનિષ્ઠ આચાર્ય શ્રીએ ગુલાબમુનિને પોતાનો પ્રાણ પ્રિય શિષ્ય બનાવ્યો. ગુલાબ મુનિની પહેલેથી એકવડી કાયા. નબળુ શરીર હોવાના અંગે શરીર સંપત્તિ ઘણી નાજુક છતાં આત્મબળ જબરૂં. સેવા ભાવ ઉત્કટ અને સહન શીલતા ઘણી. ગુરૂદેવ પણ એવા દયાળુ કે તેઓ ગુલાબ મુનિની રક્ષા કરતા અને તેમની તબીયતની માટે ચિંતા સેવતા કોઇ કોઇ સમયે પોતાના ગુરૂદેવ શ્રીજિન ઋદ્ધિ સૂરીને અજ્ઞાન પણે અસાતા ઉપજાવી હશે પણ એ કૃપાદષ્ટિએ તો ગુલાબ મુનિ તરફ અમી દષ્ટિજ વરસાવી હતી

બન્ને ગુરૂ અને શિષ્યનો એવો ગાઢ સંબંધ બંધાઇ ગયો હતો કે ગુરૂદેવની ચરણ સેવામાં છેવટ સુધી ગુલાબમુનિ રહ્યા અને ગુરૂદેવના અંતિમ આશીર્વાદ પામ્યા.

ધર્મ ઉદ્યોત

આજીવન ગુરૂદેવ શ્રીજિન ઋદ્ધિ સૂરિની સેવામાં બાવીસ ચાતુર્માસ, અને ગુરૂ મહારાજની સાથેજ વિચર્યા. પોતે જ્યાં જ્યાં ચાતુર્માસ કર્યા ત્યાં બધી જગ્યાએ દાદા સાહેબ શ્રીજિનદત્ત સૂરિની જયતિ ખૂબ ઠાઠમાઠથી ઉજવી.

સં ૨૦૦૮ માં શાંતમૂર્તિ દીર્ઘ તપસ્વી યોગનિષ્ઠ ગુરૂદેવ શ્રીમદ્ જિન ઋદ્ધિ સૂરીશ્વરજી મુંબઇમાં સ્વર્ગવાસી થયા. જૈન સમાજ અને ખાસ કરીને ખરતર ગચ્છને એક મહાન તપસ્વી આચાર્યની ભારે ખોટ પડી ગઇ. આપણા શ્રીગુલાબમુનિએ ગુરૂદેવની એવી તો સેવા-શુશ્રૂષા કરી હતી કે

ગુરૂદેવે તેમને શાસનની સેવા કરવાનો મહામૂલો સંદેશ આપ્યો હતો અને મંગળ આશીર્વાદ આપ્યા હતા.

ગુરૂદેવના સ્વર્ગવાસ પછી ગુરૂદેવના આરંભેલા અનેક કાર્યો પૂર્ણ કરવા શ્રાવક સંઘના આગ્રહથી ૨૦૦૮ નું ચાતુર્માસ પાયધુની શ્રીમહાવીર સ્વામી દહેરાસરમાં કર્યું. અહીં ઘંટાકર્ણ મહાવીરના મનોરમ ગોખની બાજુમાં આરસ પાષાણનો સુંદર ગોખ બનાવરાવી ગુરૂમહારાજ શ્રીજિન ઋદ્ધિ સૂરિજીની મનોરમ મૂર્તી સ્થાપિત કરાવી અને તે નિમિત્તે બે અઠ્ઠાઈ મહોત્સવ કરાવ્યા એમાં લગભગ પંદર હજાર રૂપિયાનો ખર્ચ થયો.

ચાતુર્માસ પૂર્ણ થયે સિદ્ધાચળની યાત્રાની ભાવના થવાથી વિહાર કર્યો–બોરીવલી આવ્યા. અહીં શ્રીસંઘના આગેવાનોએ વિનંતી કરી કે આપશ્રીના ગુરૂદેવે આરંભેલ આ દહેરાસરજી તથા ઉપાશ્રયનું અધૂરૂં કામ આપ સિવાય બીજા કોઇથી પૂરૂં થઈ શકે તેમ નથી. માટે આપ કૃપા કરી અત્રે સ્થિરતા કરો અને અમારા શ્રીસંઘની ભાવના પૂર્ણ કરો. લાભનું કારણ જાણી શ્રીગુલાબ મુનિ બોરીવલી રોકાયા–સંઘમાં આનંદ આનંદ ફેલાવી ગયો. બોરીવલીના મંદિર અને ઉપાશ્રય નિમિત્તે ફંડ માટે પ્રેરણા કરી. પરાઓમાં પણ વિચરી રૂપીયા પચાસ હજારનું ફંડ કરાવી આપ્યું. ઉપરાંત શ્રીમહાવીર સ્વામીના દહેરાસરથી રૂ. તેર હજારની મદદ મંજુર કરાવી આપી. આથી બોરીવલીના દહેરાસર ઉપાશ્રય તથા દાદાસાહેબની દેરીનું કામ ત્રણ વર્ષે પૂર્ણ થયું. આ છેલ્લા ત્રણ ચોમાસાના શેષ કાલમાં પરાઓમાં વિચરી ધર્મ ઉદ્યોતના અનેક કાર્યો કરાવ્યાં. તેમ ખરતર ગચ્છ શ્રીસંઘની અત્યાગ્રહ ભરી વિનંતિથી ગુલાબ મુનિજીએ પાયધુનીના ઉપાશ્રયમાં સં ૨૦૦૯, ૨૦૧૦ અને ૨૦૧૧ એમ ત્રણે ચાતુર્માસ આનંદ પૂર્વક કર્યા.

સં. ૨૦૧૨ ના જેઠ શુદ ૬ ના રોજ બોરીવલીના દહેરાસરની પ્રતિષ્ઠા શ્રીગુલાબમુનિજીના હાથે ધૂમ ધામપૂર્વક કરાવવામાં આવી. અને શ્રીસંભવનાથ પ્રભુ તથા દાદાજીની મૂર્તિ વગેરેને ગાદી નશીન કરવામાં આવ્યા. ચાતુર્માસ ગણિ શ્રીબુદ્ધિમુનિ મહારાજ સાથે પાયધુની શ્રીમહાવીર સ્વામીના ઉપાશ્રયે કર્યું.

કચ્છ માંડવીની દાદાવાડીના જીર્ણોદ્ધાર માટે ખરતર ગચ્છ સંઘ તરફથી શા૦ મોહનલાલ પોપટલાલ આવ્યા તેમની સાથે ફરીને ૭૮ હજાર લગભ

ફંડ કરાવ્યું તેમજ દાદા શ્રીજિન દત્તસૂરિ અષ્ટમ શતાબ્દિ મહોત્સવના ફંડ માટે અજમેરથી ડેપ્યુટેશન આવ્યું તેઓને પણ છ સાત હજારનું ફંડ કરાવી આપ્યું. ત્યાર પછી મુંબઇથી વિહાર કરી દહાણુ પરગણાના ગામેગામમાં વિચરી શ્રીજિનદત્તસૂરી બ્રહ્મચર્યાશ્રમ પાલીતાણા માટે હજારોનું ફંડ કરાવ્યું અહીંથી વિહાર કરી ભરૂચ ખંભાત આદિની યાત્રા કરી પાલીતાણા આવ્યા. સિદ્ધાચળમાં તીર્થયાત્રા કરી ગિરનારજીની યાત્રા કરીને શ્રીહરિચંદ માણેકચદ શાહ માટુંગા નિવાસીના અત્યંત આગ્રહથી તેમની જન્મભૂમિ વીરનગરમાં ચાતુર્માસ રહ્યા અહીં શ્રીહરિચંદભાઇના પિતા શ્રીમાણેકચંદ ભાઇ તથા વીરચંદભાઈ આદિને ઉપદેશ કરી કલ્પસૂત્ર ગુજરાતી ભાષાંતર સહિત પ્રકાશિત કરવા રૂપીયા ત્રણ હજાર અપાવ્યા.

વીરનગરમાં મુનિરાજોનું પ્રથમ ચાતુર્માસ હોઈ શ્રીવીરચંદભાઈ પાનાચંદના આખા કુટુંબે તથા બીજા ભાઇબહેનોએ ખૂબ લાભ લીધો. શ્રીમાણેકચદ ભાઇએ ચારે માસ મુનિરાજોની ખૂબ શ્રદ્ધા પૂર્વક સેવા ભક્તિ કરી.

ચાતુર્માસ પૂર્ણ કરી ભદ્રેશ્વરની યાત્રા કરી કચ્છ માંડવી જઈ પૂ. ઉપાધ્યાય શ્રીલબ્ધિમુનિજી મ. ને વંદન કર્યું સં. ૨૦૧૪ નું ચાતુર્માસ તેઓશ્રીની છત્ર છાયામાં કચ્છ ભુજમાં કર્યું. ચોમાસા પછી પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ સાથે માંડવી આવ્યા.

અહીં દાદા સાહેબની પ્રતિષ્ઠા ખૂબ ધામધૂમથી પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રીના વરદ હસ્તે થઈ ત્યારબાદ શ્રીગુલાબમુનિ અબડાસા પંચતીર્થીની યાત્રાર્થે ગયા અને આનંદ પૂર્વક યાત્રા કરી પાછા ઉપાધ્યાયજી મહારાજની સેવામાં આવી પહોંચ્યા.

અહીંથી પૂનડીની પ્રતિષ્ઠા તથા કુંદ્રોડીમાં વરસી તપના પારણા પ્રસંગે તેમજ મુંદ્રા દાદાવાડીની પ્રતિષ્ઠા અને માંડવી જૈન આશ્રમના દહેરાસરની પ્રતિષ્ઠા પ્રસંગે પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજની સાથે રહ્યા.

કોડાય શ્રીસંઘ તરફથી અત્યંત આગ્રહ ભરી વિનંતિ થવાથી ૨૦૧૫ નું ચાતુર્માસ કોડાય કર્યું. આ ચાતુર્માસમાં ગુરૂદેવોની જયંતીઓ વગેરે ઉજવી ધર્મ પ્રભાવના સારી કરી.

ચાતુર્માસ પૂર્ણ કરી પાછા માંડવી જઇ પૂ. ઉપાધ્યાયજી મહારાજના ચરણે વંદન કર્યું. થોડા દિવસની સ્થિરતા કરી સિદ્ધાચળજી યાત્રાની ભાવના

થતાં પૂ. ઉપાધ્યાયજી મહારાજની આજ્ઞા અને મંગલ આશીર્વાદ મેળવી વિહાર કરીને. ભદ્રેસરની યાત્રા કરી અંજાર થઈ ગાંધીધામ આવ્યા.

મારવાડમાં એરણપુરા પાસે આવેલ વાંકલી ગામના રહીશ પોરવાડ શ્રી ખોરીદાસજી સંઘ લઈને ભદ્રેસર યાત્રાર્થે આવવાના હતા. તે સમયે સંઘપતિને માળા પહેરાવવા માટે માંડવી ઉપાધ્યાય શ્રીને વિનંતિ કરી પણ તેઓશ્રીની તબીયત બરાબર ન હોવાથી તેઓશ્રીએ શ્રીગુલાબ મુનિ ઉપર આજ્ઞાપત્ર લખી આપ્યું એટલે શ્રીખોરીદાસજીએ ગાંધીધામ જઈ શ્રીગુલાબમુનિને પૂ. ઉપાધ્યાયજી મહારાજનો પત્ર આપી. ભદ્રેસર પધારવા નમ્ર ભાવે વિનંતિ કરી. પૂ. ઉપાધ્યાયજી મહારાજની આજ્ઞા અને સંઘવીની વિનંતિથી શ્રીગુલાબમુનિએ ગાંધીધામથી વિહાર કર્યો અંજાર થઈ ભદ્રેસર આવ્યા. સંઘવીએ સંઘના ભાઈ બહેનો તથા મુનિરાજની ખૂબ ભાવપૂર્વક ભક્તિ કરી–શ્રીગુલાબ મુનિજીએ સંઘવીને વિધિપૂર્વક માળા પહેરાવી. સંઘમાં આનંદ આનંદ થઈ રહ્યો. ભદ્રેસરથી પાછો પાલીતાણા તરફ વિહાર કર્યો. મોરબી-રાજકોટ થઈ પાલીતાણા આવી પહોંચ્યા અને કલ્યાણભુવન ધર્મશાળામાં સ્થિરતા કરી.

ચાતુર્માસ પૂર્ણ થયે કોટાવાળા શેઠ શ્રીસોભાગમલજી મહેતાના આગ્રહથી સંઘ સાથે શ્રીકદંબગિરિની યાત્રા કરી. પછી તો પાલીતાણામાં સ્થિરતા કરવા ભાવના હતી પણ કચ્છભુજ નિવાસી સંઘવી હેમચંદ ભાઈ હીરાચંદ ભાઈએ દાદાવાડીમાં બંધાવેલ દહેરાસરની પ્રતિષ્ઠા નિમિત્તે તેમના પુત્ર શ્રીપુનમચંદ ભાઈ આદિ કુટુંબની તથા ભુજના શ્રીસંઘની આગ્રહ ભરી વિનંતી તેમજ પૂજ્યપાદ શ્રીઉપાધ્યાયજી મહારાજની આજ્ઞાને માન આપી શરીર વિહાર યોગ્ય ન હોવા છતાં ડોળીની સહાયથી આપ કચ્છ ભુજ પધાર્યા. અહીં ખૂબ ધામધૂમ પૂર્વક પ્રતિષ્ઠા કરવામાં આવી. તબીયત નરમ તો હતીજ તેમાં તાપ આવ્યો અને અશક્તિ બહુ આવી ગઈ. દવા આદિના સેવનથી તબીયત કંઈક સારી થઈ એટલે પાલીતાણામાં ગિરિરાજ ઉપર મૂળ ટૂંકમાં દાદાસાહેબની દેરીઓનો જીર્ણોદ્ધાર ફલોધી નિવાસી શેઠ પુનમચંદજી ગુલાબચંદજી ગુલેચ્છાએ કરાવેલ, તેની પ્રતિષ્ઠા નિમિત્તે તેમનો તથા શ્રીસંઘનો અતિ આગ્રહ હોવાથી વિહાર કરીને આપ પાલીતાણા પધાર્યા. કલ્યાણભુવનમાં સ્થિરતા કરી. પ્રતિષ્ઠા ખૂબ ધૂમધામ પૂર્વક કરવામાં આવી આ પ્રસંગે શ્રીજિનદત્ત સૂરિ સેવા સંઘનું બીજું અધિવેશન પણ ખૂબ આનંદ પૂર્વક થયું તેમાં ઉલ્લાસ પૂર્વક ભાગ લીધો. અને

૨૦૧૭ નું ચાતુર્માસ પણ પાલીતાણામાં કર્યું. ૨૦૧૭ ના ચોમાસા પછી તેમની તબીયત વિશેષ નરમ થઈ. દવા વિગેરે લીધી, પણ કાંઈ ફાયદો ન થયો. ગણિ શ્રીબુદ્ધિ મુનિ મહારાજ આદિએ ખૂબ મમતા અને પ્રેમ પૂર્વક તેમની સેવા કરી. તબીયત વિશેષ લથડતીચાલી. પણ તેઓશ્રીનું આત્મબળ ઘણું જબરૂં હતું. પોતાનું કામ પોતેજ કરતા અને કોઈને પણ તકલીફ આપતા નહિ-ક્રિયાકાંડમાં પણ જરાએ ખામી આવવા દેતા નહિ. અહીં પણ નાના મોટા ધર્મ ઉદ્યોતના અનેક કાર્યો રસ પૂર્વક કર્યા.

વૈશાખ શુદ ત્રીજના વરસી તપના પારણા નિમિત્તે તેમના અનન્ય ભક્ત શ્રીહરિચંદભાઈ તથા તેમના પત્ની હેમકુંવર બહેન આદિ વંદનાર્થે આવેલ એ બધાને મંગલ આશીર્વાદ અને ધર્મલાભ આપ્યા ૪ દિવસ પહેલાથી પાણી સિવાયના આહારનો ત્યાગ પોતાની મેળે કરી લીધો અને સં. ૨૦૧૮ ( ગુ. ૧૭ ) ના વૈશાખ શુદ ૧૦ ના તબીયત વિશેષ ખરાબ થઈ તે રાત્રિના બે વાગે નવકાર મંત્રનો જાપ કરતાં કરતાં સમાધિપૂર્વક આપ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સ્વર્ગે સિધાવ્યા.

શ્રીસંઘે ખૂબ ઠાઠથી તેમની સ્મશાન યાત્રા કાઢી અને તલેટી પાસે શ્રીઆગમ મંદિરની સામેના ખેતરમાં માત્ર ચંદનના કાષ્ઠથી આપની અંત્યેષ્ઠિ ક્રિયા કરવામાં આવી. આ સ્થાનપર મુંબઈ પાયધુની શ્રીમહાવીર સ્વામી મંદિરના ટ્રષ્ટીઓએ સાધારણ ખાતામાંથી એક સુંદર ચોતરો બંધાવ્યો છે.

તેઓ જાટ કુટુંબમાં જન્મેલા નિરાધાર બાળક હોવા છતાં પારસ મણીના સ્પર્શથી લોઢાની જેમ ગુલાબ બની ગયા જીવન ભર ગુરૂદેવની સેવા કરી. સંઘમાં ઘણાં ધર્મ ઉદ્યોતના કામો કર્યા. આત્મબળ બહુ જબરૂં જૂના જમાનાના હોવા છતાં નવા વિચારના હતા. મધ્યમ વર્ગના ઉત્કર્ષ માટે પ્રેમ હતો. સાધુ સમાજનું સંગઠન, બાળકોને ધર્મ-વ્યવહાર શિક્ષણ, અહિંસાનો પ્રચાર-જૈન સાહિત્ય પ્રકાશન આદિ માટે અત્યંત પ્રેમ હતો ધન્ય સેવા ધન્ય ત્યાગ

આ પુસ્તિકા આપશ્રીની ઉત્તમ પ્રેરણાથી પ્રકાશિત થઇ રહી છે તેથી આપશ્રીની જીવન રેખા સંક્ષેપમાં અહીં આપવામાં આવી છે.

# વિષયાનુક્રમ


| વિષય નામ | પૃષ્ઠ |
| --- | --- |
| સમર્પણ પત્ર | ૧ |
| સંપાદકીય નિવેદન | ૫ |
| દ્રવ્યસહાયકોની શુભ નામાવલી | ૭ |
| મુનિવર શ્રીગુલાબમુનિજીની સંક્ષિપ્તજીવન રેખા | ૮ |
| વિષયાનુક્રમ | ૧૮ |
| અગ્રિમ વક્તવ્ય | ૧ |
| પ્રસ્તાવના | ૨૦ |
| સહાયક ગ્રંથસૂચિ | ૫૭ |
| પ્રકરણ ૧ લું–પરિસ્થિતિ | |
| ,, ૨ જું–સૂરિપરંપરા | |
| ,, ૩ જું–સૂરિપરિચય | |
| ,, ૪ થું–પાટણમાં ચર્ચાનિ | |
| ,, ૫ મું–વિહાર અને ધર્મ | |
| ,, ૬ ઠું–અકબરનું આમં | |
| ,, ૭ મું–અકબર પ્રતિબો | |
| ,, ૮ મું–યુગપ્રધાન પદ | |

## પરિશિષ્ટ (ક)


| | |
|---|---|
| વિહાર પત્ર. નં. ૧ | ૨૫૮ |
| વિહાર પત્ર નં. ૨ | ૨૬૩ |


## પરિશિષ્ટ (ખ)


| | |
|---|---|
| ક્રિયા ઉદ્ધાર નિયમ પત્ર | ૨૬૭ |
| શ્રીજિન ચંદ્રસૂરિ કૃત સમાચારી | ૨૭૩ |


## પરિશિષ્ટ (ગ)


| | |
|---|---|
| શાહી ફરમાણ સૂબા મુળતાન | ૨૭૫ |
| फरमान सूबा उडीसा | ૨૭૭ |
| (१) उडीसा और उडीसाकी सब सरकारें | ૨૭૯ |
| शाही फरमान नं. २ ( शत्रुंजय बाबत ) | ૨૮૦ |
| ,, ,, બીજી નકલ | ૨૮૩ |
| જોધપુર નરેશ શ્રીસૂર્યસિંહજીએ આપેલ પરવાનો | ૨૮૬ |


## પરિશિષ્ટ (ઘ)


| | |
|---|---|
| सांवत्सरिक क्षमापना पत्र | ૨૮૭ |
| આદેશ પત્ર | ૨૯૨ |
| शत्रुंजयस्थादिजिन बिंब प्रशस्तिः | ૨૯૩ |
| યોગશાસ્ત્ર વૃત્તિ પ્રશસ્તિઃ | ૨૯૪ |
| વિજ્ઞપ્તિ પત્ર | ૨૯૫ |


## परिशिष्ट (ङ)


| | |
|---|---|
| अजित जिनस्तव | ૨૯૬ |
| शांति जिनस्तव | ૨૯૯ |


## પરિશિષ્ટ (ચ)


| | |
|---|---|
| શ્રીઆદિનાથ ભગવાનની પલાઠી ઉપરનો લેખ | ૩૦૦ |
| મૂળનાયક શ્રીઆદિનાથ ભગવાન્ | ૩૮૦ |
| પરિકર ઉપર પંચતીર્થી ભગવાન ઉપરનો લેખ | ૩૦૧ |
| શામળા પાર્શ્વનાથજીના દેરાસરનો લેખ | ૩૦૧ |
| ટેમલાની પોળની તક્તી પરનો લેખ | ૩૦૨ |

# પરિશિષ્ટ (૭)


અર્બુદ ચૈત્યપરિપાટી સ્તવન ૩૦૩

પંચનદી સાધન ગીત ૩૦૫

યુ. પ્ર. જિનચંદ્રસૂરિ ગુરૂરાસ ૩૦૮

जिनचंद सूरिगीत ૩૧૧

यु. प्र. जिनचंद्र सूरिगीत ( द्वितीय ) ૩૧૩


## स्तवनादि कृति समुच्चय


१ श्रीशांतिनाथ हिंडोलणा गीत ૩૧૫

२ नेमिराजुल चउमासिया गीत ૩૧૬

३ जैसलमेर मंडन वीरजिन गीत ૩૧૭

४ गौतमस्वामी गीत ૩૧૭

सुभाषित ૩૧૮

५ श्रीसुरियाभ सुर नाटक विधि गीत ૩૧૮

६ श्रीमहावीरजिन तपस्या दिनमान गीत ૩૧૯

७ श्रीमहावीर देवानंदा गीत ૩૨૦

८ शांति जिन स्तवन ૩૨૨

९ पार्श्वजिन लघु स्तवन ૩૨૨

१० शत्रुंजयमंडन नाभेयजिन हिंडोलणा गीत ૩૨૩

११ अष्टमदचौपइ ૩૨૪

१२ विक्रमपुरमंडन आदि जिन स्तवन ૩૨૫

१३ धात्वीय पंचतीर्थीगत पंचजिन स्तवन ૩૨૬

१४ पार्श्वनाथ स्तवनम् ( संस्कृत ) ૩૨૭

१५ जोगीवाणी ૩૨૭

गुरुगुण गीत ( महो० रत्ननिधानकृत )

# ચિત્રસૂચિ-


| | |
|---|---|
| ૧ સ્વ૦ અનુયોગાચાર્ય શ્રીકેશર મુનિજી ગણિવર | ૬ |
| ૨ શેઠ હરિચંદભાઈ માણેકચંદ (મારુંગા) | ૫ |
| ૩ સ્વ૦ મુનિ શ્રીગુલાબમુનિજી અને તેમના ગુરૂદેવ આ. શ્રીજિનરિદ્ધિ સૂરિજી મ. | ૮ |
| ૪ ચરિત્ર નાયકની મૂર્ત્તિ (બીકાનેર) | ૧ |
| ૫ આ૦ જિનેશ્વર સૂરિ અને ચૈત્યવાસિઓનો શાસ્ત્રાર્થ. | ૧૧ |
| ૬ નવાંગ ટીકાકાર અભયદેવસૂરિ અને દ્રોણાચાર્ય | ૧૨ |
| ૭ ચરિત્ર નાયકના હસ્તાક્ષર (જોધપુર) | ૨૬ |
| ૮ વિહાર નકસો | ૭૩ |
| ૯ અકબર મિલન | ૮૨ |
| ૧૦ પંચનદી સાધના | ૧૨૨ |
| ૧૧ મંત્રીશ્વર કર્મચંદ્રજી | ૨૨૨ |
| ૧૨ વિહાર પત્ર | ૨૬૨ |
| ૧૩ શાહી ફરમાન (આષાઢીયાષ્ટાહ્નિકામારિ) | ૨૭૫ |

## યુગપ્રધાન શ્રીજિનચન્દ્રસૂરિ

# અગ્રિમ વક્તવ્ય

સત્તરમી સદી એટલે ભારત વર્ષનો સુવર્ણયુગ. આ પહેલાંની કેટલીક સદીઓની તુલનાથી પ્રસ્તુત કાળ યુગાન્તર જેવો ફલિત થાય છે. આ એ સમય હતો જ્યારે જૈન ધર્મ ભારે ઉન્નત અવસ્થાને પામ્યો હતો. આચાર્યદેવની આજ્ઞાનો પ્રભાવ કોઈ શાહી આજ્ઞાથીયે અધિકતર પ્રબળ લેખાતો, ને આજ કારણે પ્રત્યેક ગચ્છ કે સમુદાયનું સંગઠન એટલું સુદૃઢ હતું કે એની સામે ભલભલી સત્તાઓ પણ ટક્કર ઝીલવાને અસમર્થ નીવડતી, ને શિર ઝુકાવતી. આ સમયે ભક્તિવાદનું સામ્રાજ્ય ખૂબજ પ્રબલતાથી પ્રવર્તતું હતું. કેવળ જૈન ધર્મમાંજ નહીં, બલ્કે અન્ય ધર્મોમાં પણ ભક્તિરસ પ્રાધાન્યપદ ભોગવતો હતો, અમે આપણા ચારિત્રનાયકના ગુણાનુવાદની તે કાળની લખેલી ૧૦૮ ગહૂંલિઓ (ભક્તિ કાવ્ય)નો સંગ્રહ કરેલ છે, જેના અભ્યાસથી તે સમયના વિદ્વાનોને આચાર્ય દેવ પ્રત્યે કેટલો ઉંડો ભક્તિભાવ હતો, તેનો સારો પરિચય સંપ્રાપ્ત થાય છે.

હિન્દી ભાષાનો અધિકાધિક પ્રચાર અને સુવ્યવસ્થિત અવગાહનનો પ્રારંભ પણ આજ શતાબ્દીથી થયો છે. આ

સદીમાં રચાએલ અને લખાએલ ગ્રન્થોની સંખ્યા બહુ મોટી છે. આમ સાહિત્યની દષ્ટિએ પણ આ યુગનું વિશેષ મહત્ત્વ છે.

સમ્રાટ અકબર આદિ તત્કાલીન રાજ્યશાસકો પોતે પણ વિદ્યાવિલાસી હતા, ને એથી પ્રત્યેક ધર્મપ્રચારક વિદ્વાનની કસોટી એની વિદ્વત્તા અને એના આચરણથી થતી. આ કસોટી જૈન વિદ્વાનોએ એવી ઉત્તમ રીતે પાર કરેલ કે જેના અંગે રાજ્યશાસકો તેમજ અન્ય વિદ્વાનો પર એમણે પોતાનો અસાધારણ પ્રભાવ જમાવી દીધો હતો. આના પરિણામરૂપે આ સમયમાં એવા કેટલાંયે કાર્યો થયાં જે ચિરસ્મરણીય રહેશે. સમ્રાટ અકબરના શાસન દરમ્યાન પ્રજાએ જે શાન્તિ અને સંતોષ અનુભવ્યાં છે, તેમાં જૈનાચાર્યો અને વિદ્વાનોનો સતત ઉપદેશજ મુખ્યત્વે કારણભૂત છે.

આ પહેલાં અને આ પછી પણ જૈનાચાર્યોએ સમય સમય પર રાજસભાઓમાં ખૂબ ખૂબ સન્માન પ્રાપ્ત કરેલ છે, જૈનધર્મની જબ્બર સેવા બજાવેલ છે, અને ધર્મનો પ્રચાર કરી શાસનની પ્રબળ પ્રભાવના કરી છે. આર્યનૃપતિઓની તો વાતજ શું કરવી? પ્રત્યેક વિદ્યાવિલાસી રાજવીઓની રાજસભામાં એમની વિદ્વત્પ્રિયતાના પ્રમાણો મૌજુદ છે. એમણે એમની પ્રખર મેધા અને અસાધારણ પાંડિત્યથી અજૈન વિદ્વાનો પર પોતાની વિદ્વત્તા અને ઉત્કૃષ્ટ ચારિત્ર્યનો ભારે પ્રભાવ પાડેલો છે.

## રાજસભાઓમાં ખરતર-ગચ્છાચાર્યો

ખરતર ગચ્છીય વિદ્વાનોનું રાજસભાઓમાં અનુપમ માન હતું. "ખરતર" બિરુદ પ્રાપ્તિથી માંડીને જે જે આચાર્યોએ રાજસભાઓમાં પોતાનો પ્રભાવ પાડી સન્માન

દરમી શતાબ્દીમાં બેગડશાખાના પ્રથમ આચાર્ય શ્રીજિનેશ્વર
રિજીએ મહમ્મદ બેગડા પાસેથી ભારે સન્માન પ્રાપ્ત કરેલ *

त्रां रैवतकेऽप्येवं, विधाय गुरुभिस्समम ।
दुत्सवैः सुरत्राणः, प्राप्तवान् योगिनीपुरम् ॥४०॥

(ઉપદેશ સપ્તતિકા પત્ર ૫૮)

આ વિષે વધુ માહિતી "વિવિધતીર્થકલ્પ" કન્નાનય
ર્થકલ્પદ્વય અને પં. લાલચન્દ ભગવાનદાસ ગાંધીનો 'જૈન' પત્રના
પ્યમહોત્સવાંકમાંનો લેખ તથા તેમનો લખેલ 'સુલતાન મહમ્મદ
ઘલખ અને જિનપ્રભસૂરિ' નામનો પુસ્તક જે આચાર્ય શ્રીજિન
રિસાગરસૂરિ જૈન જ્ઞાનભંડાર લોહાવટ (મારવાડ)થી પ્રગટ થયેલ છે,
. તેમજ ગીતત્રય—ઐ-જૈ.કા—સં. પૃ. ૧૧ થી ૧૪માંથી પ્રાપ્ત થશે.

પુરાતત્ત્વવિદ્ શ્રીજિનવિજયજી વિવિધતીર્થકલ્પના પ્રાસ્તાવિક
નવેદનમાં જિનપ્રભસૂરિજીના વિષે લખે છે કે:- "ગ્રંથકાર
મના સમયના એક બહુ ભારે વિદ્વાન અને પ્રતિભાશાળી
ન આચાર્ય હતા. જે રીતે વિક્રમની સત્તરમી શતાબ્દીમાં મોગલ
મ્રાટ અકબર બાદશાહના દરબારમાં જૈન જગદ્ગુરૂ હીરવિજયસૂરિજીએ
ાહી સન્માન સંપ્રાપ્ત કરેલ, એજ રીતે જિનપ્રભસૂરિએ પણ
૪મી શતાબ્દીમાં તુઘલખ સુલતાન મહમ્મદ શાહના દરબારમાં
ારે ગૌરવ પ્રાપ્ત કરેલ. ભારતના મુસલમાન બાદશાહોના દરબારમાં
ૈન ધર્મનું મહત્વ દર્શાવનાર અને ગૌરવ વધારનાર કદાચ સૌથી
હેલા આજ આચાર્ય થયા.'

: જુઓ જિનેશ્વરસૂરિ ગીત (ઐ જૈ. કા. સં. પૃ. ૩૧૪)

र(चो)तौ(?)पूर्यो खाननौ, 'अणहिलवाडे' मांहि हो ।
महाजन बंद मुकावियो, मेल्यउ संघ उच्छांहि हो. स० ॥६॥
'राजनगर' नइ पांगुर्या, प्रतिबोध्यो 'महम्मद' हो ।
[illegible] किथों. दुख दोहग गया रद हो, स० ॥७॥

આર્યસંસ્કૃતિના વિનાશક મુસલમાન બાદશાહો પરનો એમનો પ્રભાવ પણ ઉલ્લેખનીય છે, કેમકે ભિન્ન જાતિ, ભિન્ન પ્રકૃતિ અને ભિન્ન વિચારવાળા મુસલમાન બાદશાહો પર પ્રભાવ જમાવવો એ દેશી નરેશો કરતાં અતિકઠણ કાર્ય હતું. એ લોકો જરા જેરામાં ગમે તે પર ગુસ્સે થઈ જતા, અને ફાવે તમ દંડી નાંખતા. આવા મુસલમાન સમ્રાટો પર સર્વપ્રથમ પ્રભાવ જમાવવાનો શ્રેય પણ ખરતરગચ્છના આચાર્યોનેજ ફાળે જાય છે.

દાદા શ્રીજિનકુશળ સૂરિજી મહારાજના ગુરૂ કલિકાલકેવલી શ્રીજિનચન્દ્રસૂરિ(સં. ૧૩૪૯–૭૬)એ પોતાની સર્વતોમુખી પ્રતિભા વડે તત્કાલીન યવન સમ્રાટ સુલતાન કુતુબુદ્દીનને ચમત્કૃત કરેલ ↑, એ પછી આચાર્ય શ્રીજિનપ્રભસૂરિજીએ સં ૧૩૮૫ ના પોષ સુદિ ૨ (૮)ને શનિવારે સાયંકાળે મહમદ તુઘલખ બાદશાહની મુલાકાત દરમ્યાન તેના પર જબરદસ્ત પ્રભાવ પાડયો કે જે સૂરિજીનો પરમ ભકત બની ગયો, તે એટલે સુધી કે પ્રવાસ દરમ્યાને પણ એમને પોતાની સાથેજ રાખવામાં આવેલ (અને તપાગચ્છીય પંડિત સોમધર્મ ગણિકૃત ઉપદેશસપ્તતિકાગ્રંથના કથનાનુસાર સૂરિજીના ઉપદેશથી આ સુલતાને સંઘ સાથે શ્રીસિદ્ધાચળજી અને ગિરનારજીની યાત્રાઓ કરી અને સંઘપતિના તમામ કાર્યો કર્યા હતા ❢)

↑ कुतुबुदीन सुरताण राउ, रंजिउ स मणोहरू ।
जगि पयडउ जिणचंदसूरि, सूरिहिं सिर सेहरू ॥
(જિનકુશલસૂરિ રાસ, ઐ-જૈ-કા. સં. પૃ ૧૬)

❢ सूरिणामुपदेशेन, मैन्यसंघसमन्वितः ।
ततो गतः सुरत्राण., श्रीशत्रुंजयपर्वते ॥३८॥
तत्र संघपकृत्यानि, सूपाय कृतपूर्विणे ।
दुग्धेनावर्षयत्सूरि–स्तत्र राजादनीं तदा ॥३९॥

પંદરમી શતાબ્દીમાં બેગડશાખાના પ્રથમ આચાર્ય શ્રીજિનેશ્વર સૂરિજીએ મહુમ્મદ બેગડા પાસેથી ભારે સન્માન પ્રાપ્ત કરેલ *

यात्रां रैवतकेऽप्येवं, विधाय गुरुभिस्समम।
सदुत्सवैः सुरत्राणः, प्राप्तवान् योगिनीपुरम ॥४०॥

(ઉપદેશ સપ્તતિકા પત્ર ૫૮)

આ વિષે વધુ માહિતી "વિવિધતીર્થકલ્પ" કન્નાનય તીર્થકલ્પદ્વય અને પં. લાલચન્દ ભગવાનદાસ ગાંધીનો 'જૈન' પત્રના રૌપ્યમહોત્સવાંકમાંનો લેખ તથા તેમનો લખેલ 'સુલતાન મહમ્મદ તુઘલખ અને જિનપ્રભસૂરિ' નામનો પુસ્તક જે આચાર્ય શ્રીજિન હરિસાગરસૂરિ જૈન જ્ઞાનભંડાર લોહાવટ (મારવાડ)થી પ્રગટ થયેલ છે, તે. તેમજ ગીતત્રય–એ-જૈ.કા–સં. પૃ. ૧૧ થી ૧૪માંથી પ્રાપ્ત થશે.

પુરાતત્ત્વવિદ્ શ્રીજિનવિજયજી વિવિધતીર્થકલ્પના પ્રાસ્તાવિક નિવેદનમાં જિનપ્રભસૂરિજીના વિષે લખે છે કેઃ– "ગ્રંથકાર તેમના સમયના એક બહુ ભારે વિદ્વાન અને પ્રતિભાશાળી જૈન આચાર્ય હતા. જે રીતે વિક્રમની સત્તરમી શતાબ્દીમાં મોગલ સમ્રાટ અકબર બાદશાહના દરબારમાં જૈન જગદ્‌ગુરૂ હીરવિજયસૂરિજીએ શાહી સન્માન સંપ્રાપ્ત કરેલ, એજ રીતે જિનપ્રભસૂરિએ પણ ૧૪મી શતાબ્દીમાં તુઘલખ સુલતાન મહમ્મદ શાહના દરબારમાં ભારે ગૌરવ પ્રાપ્ત કરેલ. ભારતના મુસલમાન બાદશાહોના દરબારમાં જૈન ધર્મનું મહત્વ દર્શાવનાર અને ગૌરવ વધારનાર કદાચ સૌથી પહેલા આજ આચાર્ય થયા.'

* જુઓ જિનેશ્વરસૂરિ ગીત ( એ જૈ. કા. સં. પૃ. ૩૧૪)

पर(चो)तौ(?)पूर्यौ खाननौ, 'अणहिलवाडे' मांहि हो।
महाजन बंद मुकावियो, मेल्यउ संघ उच्छांहि हो. स० ॥६॥
'राजनगर' नइ पांगुर्यो, प्रतिबोध्यो 'महम्मद' हो।
पद ठवणो परगट कियौं, दुख २ रद ॥७॥

આર્યસંસ્કૃતિના વિનાશક મુસલમાન બાદશાહો પરનો એમનો પ્રભાવ પણ ઉલ્લેખનીય છે, કેમકે ભિન્ન જાતિ, ભિન્ન પ્રકૃતિ અને ભિન્ન વિચારવાળા મુસલમાન બાદશાહો પર પ્રભાવ જમાવવો એ દેશી નરેશો કરતાં અતિકઠણ કાર્ય હતું. એ લોકો જરા જરામાં ગમે તે પર ગુસ્સે થઈ જતા, અને ફાવે તેમ દંડી નાંખતા. આવા મુસલમાન સમ્રાટો પર સર્વપ્રથમ પ્રભાવ જમાવવાનો શ્રેય પણ ખરતરગચ્છના આચાર્યોનેજ ફાળે જાય છે.

દાદા શ્રીજિનકુશળ સૂરિજી મહારાજના ગુરૂ કલિકાલકેવલી શ્રીજિનચન્દ્રસૂરિ(સં. ૧૩૪૯-૭૬)એ પોતાની સર્વતોમુખી પ્રતિભા વડે તત્કાલીન યવન સમ્રાટ સુલતાન કુતુબુદ્દીનને ચમત્કૃત કરેલ †, એ પછી આચાર્ય શ્રીજિનપ્રભસૂરિજીએ સં ૧૩૮૫ ના પોષ સુદિ ૨ (૮)ને શનિવારે સાંયકાળે મહમદ તુઘલખ બાદશાહની મુલાકાત દરમ્યાન તેના પર જબ્બરદસ્ત પ્રભાવ પાડયો કે જે સૂરિજીનો પરમ ભક્ત બની ગયો, તે એટલે સુધી કે પ્રવાસ દરમ્યાન પણ એમને પોતાની સાથેજ રાખવામાં આવેલ (અને તપાગચ્છીય પંડિત સોમધર્મ ગણિકૃત ઉપદેશસપ્તતિકાગ્રંથના કથનાનુસાર સૂરિજીના ઉપદેશથી આ સુલતાને સંઘ સાથે શ્રીસિદ્ધાચળજી અને ગિરનારજીની યાત્રાઓ કરી અને સંઘપતિના તમામ કાર્યો કર્યા હતાં.❡)

---

† कुतुबुदीन सुरताण राउ, रंजिउ स मणोहरू ।
जंगि पयडउ जिणचंदसूरि, सूरिहि सिर सेहरू ॥
(જિનકુશલસૂરિ રાસ, ઐ-જૈ-કા. સં. પૃ. ૧૬)

❡ सूरिणामुपदेशेन, सैन्यसंघसमन्वितः ।
ततो गतः सुरत्राणः, श्रीशत्रुंजयपर्वते ॥३८॥
तत्र संघपकृत्यानि, भूपाय कृतपूर्विणे ।
दुग्धेनावर्षयन्सूरि-स्तत्र राजादनी तदा ॥३९॥

પંદરમી શતાબ્દીમાં બેગડશાખાના પ્રથમ આચાર્ય શ્રીજિનેશ્વર સૂરિજીએ મહમ્મદ બેગડા પાસેથી ભારે સન્માન પ્રાપ્ત કરેલ *

यात्रां रैवतकेऽप्यत्र, विधाय गुरुभिस्समम्।
सद्रुत्सवैः सुरत्राणः, प्राप्तवान् योगिनीपुरम् ॥४०॥

(ઉપદેશ સપ્તતિકા પત્ર ૫૮)

આ વિષે વધુ માહિતી "વિવિધતીર્થકલ્પ" કન્નાનય તીર્થકલ્પદ્વય અને પં. લાલચન્દ ભગવાનદાસ ગાંધીનો 'જૈન' પત્રના રૌપ્યમહોત્સવાંકમાંનો લેખ તથા તેમનો લખેલ 'સુલતાન મહમ્મદ તુઘલખ અને જિનપ્રભસૂરિ' નામનો પુસ્તક જે આચાર્ય શ્રીજિન હરિસાગરસૂરિ જૈન જ્ઞાનભંડાર લોહાવટ (મારવાડ)થી પ્રગટ થયેલ છે, તે. તેમજ ગીતત્રય–ઐ-જૈ.કા–સં. પૃ. ૧૧ થી ૧૪માંથી પ્રાપ્ત થશે.

પુરાતત્ત્વવિદ્ શ્રીજિનવિજયજી વિવિધતીર્થકલ્પના પ્રાસ્તાવિક નિવેદનમાં જિનપ્રભસૂરિજીના વિષે લખે છે કેઃ– "ગ્રંથકાર તેમના સમયના એક બહુ ભારે વિદ્વાન અને પ્રતિભાશાળી જૈન આચાર્ય હતા. જે રીતે વિક્રમની સત્તરમી શતાબ્દીમાં મોગલ સમ્રાટ અકબર બાદશાહના દરબારમાં જૈન જગદ્ગુરૂ હીરવિજયસૂરિજીએ શાહી સન્માન સંપ્રાપ્ત કરેલ, એજ રીતે જિનપ્રભસૂરિએ પણ ૧૪મી શતાબ્દીમાં તુઘલખ સુલતાન મહમ્મદ શાહના દરબારમાં ભારે ગૌરવ પ્રાપ્ત કરેલ. ભારતના મુસલમાન બાદશાહોના દરબારમાં જૈન ધર્મનું મહત્વ દર્શાવનાર અને ગૌરવ વધારનાર કદાચ સૌથી પહેલા આજ આચાર્ય થયા.'

* જુઓ જિનેશ્વરસૂરિ ગીત ( ઐ જૈ. કા. સં. પૃ. ૩૧૪)

पर(चो)तौ(?)पूर्यो खाननौ, 'अणहिलवाडे' मांहि हो।
महाजन बंद मुकावियो, मेल्यउ संघ उच्छांहि हो. स० ॥६॥
'राजनगर' नइ पांगुर्या, प्रतिबोध्यो 'महम्मद' हो।
पद ठवणो परगट कियों. दुख दोहग गया रद हो, स० ॥७॥

સોળમી શતાબ્દીના પૂર્વાર્ધમાં ઉપાધ્યાય સિદ્ધાન્તરુચિજીએ માંડવગઢમાં ગ્યાસુદ્દીનની સભામાં વિજય પ્રાપ્ત કર્યો, * અને ઉત્તરાર્ધમાં શ્રીજિનહંસસૂરિજીએ સિકંદર લોદી બાદશાહના ચિત્તને ચમત્કૃત કરી ૫૦૦ જેટલાં કેદીઓને કારાગૃહમાંથી મુક્તિ અપાવી +

યુગપ્રધાન શ્રીજિનચન્દ્રસૂરિજી કે જે આપણા ચરિત્રનાયક છે, એમણે સમ્રાટ અકબર અને જહાંગીરને પ્રતિબોધ દઇ શાસનની ભારે ઉન્નતિ સાધી છે, આ ગ્રન્થમાં એ વિષેનો હાબેહુબ ખ્યાલ મળી રહેશે. એમના પછી સમ્રાટ જહાંગીરે આ૦ શ્રીજિનસિંહસૂરિજીને ‡ યુગપ્રધાન પદ વડે

---

* श्रीग्यासुद्दीनशाहे-र्महासभालब्धवादिविजयानाम् ।
श्रीसिद्धान्तरुचिमहो-पाध्यायानां विनेयेन ॥२॥
(सं. १५१९ साधुसोमकृतमहावीरचरित्रवृत्तिप्रशस्ति)

+ જુઓ—"ઐતિહાસિક જૈનકાવ્ય સંગ્રહ પૃ. ૫૩ ૫૨ ભક્તિલાભોપાધ્યાયકૃત 'શ્રીજિનહંસસૂરિ ગુરુગીતમ્' અને પટ્ટાવલિયો.

‡ સં ૧૬૭૫ 'ખરતરવસહી'ના શાંતિપ્રાસાદ આદિના લેખોમાં.
"दिल्लीपतिपातश्याह-श्रीजहांगीरप्रदत्तयुगप्रधानबिरुदधारक-श्रीअकबरशाहिरंजक-कठिनकाश्मीरादिदेशविहारकारक-युगप्रधान श्रीजिनसिंहसूरि"

સં. ૧૬૭૯માં કવિવર સમયસુંદરજીના સ્વયંલિખિત ગુર્વાવલી પત્ર ૧માં.

श्रीदिल्लीपतिपातशाहिविभुना श्रीनूरदीसाहिना,
येभ्योऽदायि युगप्रधानपदवी पट्टानुपट्टक्रमात् ।
सर्वीठातमवोपडाभिधकुल - प्रालेयरोचिःप्रभा,
जीयासुर्जिनसिंहसूरिगुरवः प्रौढप्रतापोदयाः ॥९॥

इति सं. १६७२ वर्षे भाद्रप(?व)द ११ दिने श्रीप्रल्हादनपुरे श्रीसमयसुन्दरोपाध्यायैर्लिलेखि (?) पंडितसहजविमलमुनिपठनार्थम् । (અમારા સંગ્રહમાં)

વિભૂષિત કર્યા, ને એમના પટ્ટધર શ્રી જિનરાજસૂરિજી ↑ પણ સં. ૧૬૮૬ના માર્ગશીર્ષ વદ ૪ના રોજ આગરામાં સમ્રાટ શાહ જહાંનને મળેલ. શ્રીજિનરત્નસૂરિજી અને શ્રીજિનરંગ સૂરિજીનો પણ શાહી દરબાર તેમજ નવાબો સાથેનો ગાઢ સંબંધ રહ્યો હતો—જેના પૂરાવારૂપે કેટલાંક શાહી ફરમાનો લખનૌના ખરતરગચ્છીય જ્ઞાન ભંડાર અને બિકાનેરના શ્રીપૂજ્યજી શ્રીજિનચારિત્રસૂરિજી (સંપ્રતિ શ્રીપુજ્યજી શ્રીજિનવિજયેન્દ્રસૂરિજી) પાસે ઉપલબ્ધ છે.

બાદશાહ ઔરંગજેબ ભારે ક્રૂર, નીતિજ્ઞ અને કટ્ટર મુસલમાન હતો, એટલે ત્યારથીજ શાહી દરબાર સાથેનો જૈનાચાર્યોનો સંબંધ મંદ પડયો. અસ્તુ, કહેવાનું તાત્પર્ય એ કે ખરતરગચ્છાચાર્યોનો પ્રભાવ માત્ર દેશીનરેશો સુધીનોજ મર્યાદિત નહોતો, પરન્તુ મુસલમાન બાદશાહો સુધી પણ એ પર્યાપ્ત હતો.

અમોએ ઉપર દર્શાવ્યું છે તેમ ખરતરગચ્છાચાર્યોનો પ્રભાવ આર્યનૃપતિઓ પર એટલો જબ્બરદસ્ત હતો કે તેઓ તેમને પોતાના ધર્મગુરુ તરીકે લેખતા–બિકાનેર, જૈસલમેર. જોધપુર, જયપુર આદિ નરેશો સાથેનો સંબંધ તો (આજ સુધી) અવિચ્છિન્ન રહ્યો છે. જેના ફળસ્વરૂપે આજે પણ તામ્રપત્ર, પટ્ટા, પરવાના, ખાસ રૂક્કસ આદિ વિપુલ પરિમાણમાં ઉપલબ્ધ છે. બસ, આ વાતોનું વિવેચન અહીંજ સમાપ્ત કરી પ્રસ્તુત પુસ્તક લખવાનું કારણ દર્શાવીએ.

## અમારી સાહિત્ય પ્રગતિ

સં. ૧૯૮૪ની વસંત પંચમીએ પરમપૂજ્ય આચાર્ય મહારાજ, સકલાગમરહસ્યવેદી, પરમગીતાર્થ, વયોવૃદ્ધ શ્રી. જિનકૃપા ચન્દ્રસૂરિજી મહારાજ પોતાના વિદ્વાન શિષ્ય પ્રવર્તક સુખસાગરજી આદિ મુનીમંડળ સહિત બિકાનેર પધાર્યા.

↑ જુઓ ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૧૭૪

સૌભાગ્યવશ એમનો ચાતુર્માસ પણ અમારા મકાનમાં થયો, ને એથી અમારા જીવન પર એક ઉંડી છાપ પડી. પ્રતિક્રમણ વ્યાખ્યાન-શ્રવણ, તેમજ સમયે સમયે પૂજ્ય આચાર્યશ્રી અને પ્રવર્તકજી આદિ સાથે સૈધ્ધાન્તિક વિષયોની પ્રશ્નોત્તરી કરતાં કરતાં ધાર્મિક તત્ત્વનો, યત્કિંચિત્ બોધ પણ થયો. જો કે પૂજ્યશ્રી બિકાનેરમાં લગભગ ત્રણ વર્ષ બિરાજ્યા, પરન્તુ અમને તો કેવળ દોઢ વર્ષજ એમના સત્સમાગમનો સુયોગ મળ્યો.

એક દિવસ પ્રવર્ત્તકજી પાસેથી 'આનન્દ કાવ્ય મહોદધિ છઠ્ઠું મૌક્તિક' લાવી શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇ, બી. એ. એલ. એલ. બી.નો 'કવિવર સમયસુન્દર' નામક નિબંધ વાંચ્યો; ત્યારથી હૃદયમાં કવિવર પ્રત્યેની અગાધ ભક્તિ પ્રાદુર્ભવી ને એજ ઘડીથી એમની કૃતિઓની શોધ-ખોળ શરુ કીધી. 'શ્રી મહાવીર જૈન મંડળ'ના કેટલાંક હસ્ત લિખિત ગ્રન્થો મગાવ્યાં. સદ્ભાગ્યે અમને એમાંથી એક એવા ગુટકા (પુસ્તકાકાર પ્રતિ)ની પ્રાપ્તિ થઈ કે જેણે અમારી મનોભાવનાઓને અત્યધિક ઉત્તેજિત કરી; એનું કારણ એ કે-એ ગુટકામાં કવિવરની નાની નાની લગભગ બસે કૃતિઓ મળી આવી; જેમાંની ઘણી તો દેસાઇ મહોદયને પણ અનુપલબ્ધ હતી. બસ, ઉત્તરોત્તર શોધ-ખોળની રુચિ વધતી ગઇ; ને આથી એટલા અધિક પ્રમાણમાં કાર્ય કરવાનો અવસર મળ્યો કે જે અમારે માટે ખરેખર કલ્પનાતીત કે અસંભવ સમો હતો.

## આ ગ્રન્થની જન્મ કથા

સં. ૧૯૮૬માં યુ. પ્ર. શ્રીજિનચન્દ્રસૂરિજીનો; સંક્ષિપ્ત પરિચય પટ્ટાવલીના આધારે આલેખ્યો; જેનો એક માત્ર ઉદ્દેશ એ હતો કે કવિવર 'સમયસુંદરજી એમના પ્રશિષ્ય

હતા, ને આથી એમના ચરિત્ર સંપાદનમાં કામ લાગશે, કિન્તુ એ સમયે કલ્પના સુધ્ધાં ન આવી કે કવિવરનું જીવન ચરિત્ર લખાયા પહેલાંજ આ મહાપુરૂષનું જીવન આટલા વિસ્તારથી આલેખવાનો સુયોગ પ્રાપ્ત થશે. સં. ૧૯૮૭ના આશ્વિન કૃષ્ણા બીજનારોજ આપણા ચરિત્ર-નાયકની જયન્તિ બિકાનેરમાં ઉજવાઈ, એ સમયે પણ એમના સંબંધી કેટલુંક લખાયું. ત્યારબાદ ત્રીજીવાર જિનદત્તસૂરિ ચરિત્ર-ઉત્તરાર્ધ, ગણધર સાર્ધશતક (ભાષાન્તર) આદિમાં વર્ણવેલ ચમત્કારી વાતો (કે જે આ ગ્રન્થના ૧૬મા પ્રકરણમાં છે) સહિત ચરિત્ર લખાયું. તે પછી શોધ-ખોળ કરતાં કરતાં નવી નવી સામગ્રી સંપ્રાપ્ત થતી ગઇ; એજ વર્ષમાં શ્રીપૂજ્યજી મહારાજના સંગ્રહનું અવલોકન કર્યું, ને ઉપા. શ્રીજયચંદ્રજી ગણિના જ્ઞાનભંડારના પુસ્તકોની જ્ઞાતવ્ય સૂચિ બનાવી. આ ભંડારોમાંથી પણ અમને પ્રચુર સામગ્રી હસ્તગત થઇ; તે તે સંબંધી સાહિત્ય, ગહુંલિયો, પ્રશસ્તિયો આદિની નકલો બનાવવામાં આવી. ભાગ્યવશાત્ 'અકબર પ્રતિબોધ રાસ' પણ ઉ. શ્રીજયચન્દ્રજીના 'જ્ઞાનભંડાર'ની સૂચિ કરતા સમયે ઉપલબ્ધ થયો; ઉપરાંત અન્ય નાના મોટા જ્ઞાન ભંડારોમાંથી યથેષ્ટ સામગ્રી મળી. આથી અમારા ઉત્સાહમાં અનેરી અભિવૃદ્ધિ ઉદ્ભવી. આખરે, સં. ૧૯૮૯માં સમસ્ત પ્રમાણોનો સાર ખેંચી મુદ્રણાર્થે ચોથી કોપી તૈયાર કરીને એમાં જે કાંઇ લખવાનું બાકી હતું તે સં. ૧૯૯૦માં પૂર્ણ કર્યું, ને ઇચ્છા થઈ કે આને શ્રી. દેસાઈ, શ્રીજિનવિજયજી, નાહરજી, જયસાગરસૂરિજી આદિ ઇતિહાસવેત્તાઓને બતાવી વિના-વિલંબે છપાવીએ, પરન્તુ કોઈ અજ્ઞાત શક્તિની પ્રેરણાથી આ પ્રેસકોપી ન તો ક્યાંય મોકલાઇ, કે ન તો એના પ્રકાશન સંબંધી કંઇ વ્યવસ્થા થઈ. ગયે વરસે બિકાનેરના બૃહદ્

જ્ઞાનભંડારના હસ્તલિખિત ગ્રન્થોની સૂચિ છ માસના અથાગ પરિશ્રમને અંતે તૈયાર કરતા સમયે પણ ઐતિહાસિક શોધ-ખોળ, અધ્યયન તેમજ સહાયભૂત થાય તેવા અન્યાન્ય ગ્રન્થો જોવાનું ચાલુજ રાખ્યું. પરિણામે શુદ્ધિ તેમજ વૃદ્ધિદ્વારા પાચ વર્ષની શોધખોળના ફળ સ્વરૂપે જિનચંદ્ર સૂરિજીરૂપી ચદ્રમાની ૧૬ કલાઓના સૂચક એવા ૧૬ (મૂળ) ફરમાઓ અને ૧૬ પ્રકરણોમાં વિસ્તૃત એવો આ મહાન ગ્રન્થ કે જે આટલો મોટો થવાની કોઇ સભાવનાજ નહોતી— આજ અમે અમારા પરમસુહૃદ વાચકો સમક્ષ પેશ કરતી વેળા પરમહર્ષ અનુભવીએ છીએ.

## પ્રયુક્ત સામગ્રીની પ્રામાણિકતા

સૂરિજીના જીવનની અધિકાશ તમામ વાતો અમોએ તે કાળે લખાએલ વિશ્વસનીય પ્રમાણોના આધારે આલેખેલ છે. વિહારપત્ર, ગહુ લિયો આદિ અધિકાશ સામગ્રી અમારા સગ્રહમા મૌજુદ છે, પ્રથમ તો અમારો એવો વીચાર હતો કે આ ગ્રન્થની તમામ સાધન સામગ્રીને પરિશિષ્ટમા પ્રકટ કરવી, પરન્તુ એ વિચાર છેવટે માડી વળાયો કેમકે એમ કરવા જતા મૂળગ્રન્થથીએ પરિશિષ્ટ વધુ લબાઇ જાય—કે જે ગ્રન્થને માટે શોભાસ્પદ ન ગણાય એથી કરીને પ્રમાણ સાક્ષાત્કારના નિમિત્તે ફુટનોટમા અવતરણમહ કેટલીક આવશ્યક સામગ્રી 'પરિશિષ્ટ'મા આપી છે જ્યારે રાસ અને ઉપયોગી ગહુંલિયો 'ઐતિહાસિક જૈન કાવ્ય સગ્રહ'મા પ્રકટ કરેલ છે

ઘટનાઓને ક્રમાનુસાર આલેખવામા બે વિહાર પત્રો કે જે અમારા સગ્રહમા છે, તે ભારે સહાયક નીવડેલ છે, ને સત્ય જણાવીએ તો એના વિના સંવત્સરાનુક્રમે જીવન આલેખવુ સર્વથા અસભવજ નીવડત પ્રથમ વિહારપત્ર તેજ કાળનું લખાએલ છે, એ જર્જરિત, જીર્ણ આદર્શ નષ્ટ ન

ઈ જાય એટલા ખાતર એનું ચિત્ર અમે પરિશિષ્ટમાં ગાવ્યું છે. આથી વાચકોને જીર્ણ પ્રથમાદર્શનાં સાક્ષાત્દર્શન શે, અને સાથે સાથે અમોએ લખેલ વાતોની સત્યાર્થતા મજવામાં સુગમતા સાંપડશે. આ વિહાર-પત્ર એક ખાસ રણને લઇ અત્યંત મહત્વપૂર્ણ છે, અને તે એ કે એમાં ંત્રીશ્વર કર્મચન્દ્રજીનો મૃત્યુ-સમય મૌજુદ છે, કે જે તિહાસની સામાન્ય દુનિયાને ઉપલબ્ધ નથી. દ્વિતીય વિહાર ત્ર અમારા ખ્યાલાતાનુસાર કવિ રાજલાભ કે એમના શિષ્યે ાલેખેલ છે, તેનો લેખન સમય અઢારમી શતાબ્દીનો પૂર્વાર્ધ , આથી પ્રાચીનતાને હિસાબે આ પત્રથી પણ અધિક ામાણિક હોવાથી પ્રથમ પત્રનો અમે વિશેષ ઉપયોગ કર્યો છે.

છટ્ઠું પ્રકરણ 'અકબર આમન્ત્રણ' અધિકાંશે "અકબર તબોધ રાસ'ના આધારેજ લખેલ છે, જેની મૂળ પ્રતિ, ોની સ્વયંલિખિત ઉ. શ્રીજયચંદ્રજી ગણિના ભંડાર બેકાનેર)માં મૌજૂદ છે, અને અમોએ એને 'ઐતિહાસિક ન કાવ્ય સંગ્રહ'માં પ્રકાશિત કરેલ છે. કર્મચન્દ્રવંશ ંધવૃત્તિની × અમે પૂરેપૂરી સહાયતા લીધી છે, કેમકે ામાં બહુ વિશેષ સામગ્રી છે-એ સૌથી અધિક પ્રાચીન ચના સંવત ૧૬૫૦-૫૫)અને વિશ્વસનીય છે; વળી સૂરિજીની

---

×આ ગ્રન્થની હસ્તલિખિત પ્રત અમને જિનકૃપાચન્દ્રસૂરિ જ્ઞાન ંડાર-બિકાનેર માંથી પ્રાપ્ત થઇ હતી, પરન્તુ પ્રતિ અશુદ્ધ વાથી આ ગ્રન્થમાં એનાં જે અવતરણ (શ્લોક) આપવામાં ાવ્યા છે. એમાંય અશુદ્ધિઓ રહી જવા પામી છે. બીજી પણ દ્રષ્ટિ ષ તેમજ મુદ્રણદોષની અશુદ્ધિઓના સંશોધન પુરતું શુદ્ધા-શુદ્ધિ ત્ર તૈયાર કરી આપવામાં આવેલ છે (જેથી હિંદી સંસ્કરણમાં લ અશુદ્ધિઓનું સંશોધન થાય. કિંતુ આ ગુજરાતી સંસ્કરણમાં તી કોશિશે યથાશક્ય સંશોધન કરી લેવા ધ્યાન અપાયું છે

થે લાહોર જવાવાળા પરમગીતાર્થ વિદ્વાનની કૃતિ છે- ટલે એમાં તો સંદેહને લવલેશ સ્થાન નથી. 'અકબર તિબોધ' અને 'યુગપ્રધાનપદ પ્રાપ્તિ' આ ઉભય પ્રકરણો ા ગ્રન્થના આધારેજ મુખ્યત્વે લખાયા છે, એ શિવાય નેકાનેક શિલાલેખો, પ્રશસ્તિઓ, પ્રાચીન પટ્ટાવલીઓ, સ્તલિખિત ગ્રન્થો આદિ પ્રાચીન તેમજ પ્રામાણિક સાધનો ારા આ ગ્રન્થનું સંકલન થયું છે. 'સહાયક ગ્રન્થસૂચિ'મા ે જે ગ્રન્થોની સહાયતા લેવાઇ છે તેની નામાવલિ આપી છે, બાકીની નાનાવિધ કૃતિઓના નામ ફુટનોટમા આપ્યાં છે

## પ્રસ્તુત ગ્રન્થની ઉપયોગીતા

સૂરિજી સાથે સંબંધ ધરાવતા લગભગ બધાજ વિષયો પર પ્રકાશ પાડવાનો યથાસાધ્ય પ્રયાસ કર્યો છે. દ્વિતીય પ્રકરણમા સૂરિજીના પૂર્વવર્તી આચાર્યો, ૧૩મા પ્રકરણમા શિષ્ય સમુદાય, અને ૧૪મા પ્રકરણમા આજ્ઞાનુવર્તી સાધુસંઘના પરીચયની સાથે સાથે એમણે રચેલ ગ્રન્થોની વિસ્તૃત નોંધ પણ આપવામા આવી છે, કે જેથી ખરતર ગચ્છના વિદ્વાનોની ઉલ્લેખનીય સેવાનો યોગ્ય પરીચય પ્રાપ્ત થઇ રહેશે. એજ પ્રમાણે ૧૫ મા પ્રકરણમાં ભક્ત-શ્રાવકોની સ્તુત્ય શાસન સેવાઓ પ્રકાશિત કરવામાં આવેલ છે

જો કે મન્ત્રીશ્વર કર્મચન્દ્રજીની જીવનકથા કેટલાક ગ્રન્થોમા પ્રકટ થઇ ચૂકેલ છે. પરન્તુ શોધખોળ અને તત્સંબંધી સુયોગ્ય સામગ્રીના અભાવને કારણે ઇતિહાસ દુનિયામા એમના અને એમના પુત્ર ભાગ્યચન્દ્ર લક્ષ્મીચંદ્ર વિષે અનેક ભ્રમણાઓ* પ્રચલિત થઈ ચૂકી છે અમોએ આ બધાનું તત્કાલીન

* ખાસ જૈન મિત્ર મંડળ—ભાવનગરથી પ્રકાશન પામેલ 'જૈન સ્પેશ્યલ ટ્રેન અગ્રણ્યાંક'ના પૃષ્ટ ૫૯ પર "કરમચંદ દીવાન દિલ્હીમા

વિશ્વસનીય પ્રમાણોને આધારે નિરાકરણ કરી આ ગ્રન્થમાં મન્ત્રીશ્વરની પ્રામાણિક જીવનકથા જનતા સમક્ષ પેશ કરવાનો યથાશક્તિ પ્રયાસ કર્યો છે. આમ, આ ગ્રન્થ સૂરિજીના જીવનની સાથોસાથ એ સમયના ખરતર ગચ્છીય વિદ્વાનો, એમની કૃતિઓ, ભક્તશ્રાવકો આદિ અનેક જ્ઞાતવ્ય હકીકતો જાણવામાં પરમ ઉપયોગી નીવડશે.

## સ્પષ્ટી કરણ

" અકબર પ્રતિબોધ રાસ " અને "કર્મચન્દ્ર મંત્રિ-વંશ પ્રબંધ"માં પરસ્પર સાધારણ બે વાતોનું વૈષમ્ય છે. 'રાસ'માં અકબરે કર્મચન્દ્રને પૂછતાં એનું સૂરિજી રાજનગરમાં અવસ્થિત હોવાનું બતાવવું, અને 'વંશ-પ્રબંધ' અનુસાર ખંભાતમાં હોવાનું. બીજું, 'રાસ'માં સૂરિજીની લાહોરમાં પધરામણી બાદ અષ્ટોત્તરી-સ્નાત્ર મહોત્સવ થયો; ને 'વંશ-પ્રબન્ધ'માં પહેલાં થયો આ પાઠાંતરો પર વિચાર કરતાં જણાયું કે 'વંશ-પ્રબન્ધ'માં સૂરિજીની અગાઉ વાચક માનસિંહજી (જિનસિંહસૂરિ)ના લાહોર જવા વિષે સૂચન સરખુંય નથી, એટલે સંભવ છે કે વાચકજીને લાહોર મોકલતા સમયે સૂરિજી મહારાજ રાજનગરમાં હોય. હાં, સૂરિજીતો ખંભાતથીજ લાહોર પધાર્યા હતા, એ વાત સમયસુંદરજીકૃત અષ્ટક આદિ તત્કાલીન પ્રમાણોથી સિદ્ધ છે. અષ્ટોત્તરી સ્નાત્રસંબંધી 'વંશ-પ્રબન્ધ'નું કથનજ વિશેષ ગ્રાહ્ય અને વિશ્વસનીય છે, કેમકે 'જહાંગીરનામા'માં પણ

---

આવીને રહ્યા. ત્યાં તેમણે અકબર બાદશાહનો સારો પ્રેમ જીત્યો અને શ્વેતાંબર જૈન સંઘના પ્રસિદ્ધ વિદ્વાન શ્રીહીરવિજયસૂરિને સમ્રાટ અકબરના દરબારમાં બોલાવવામાં કરમચંદ દીવાનેજ આગળ પડતો ભાગ લીધો હતો" એમ લખ્યું છે; અને ભાગ્યચન્દ્ર લક્ષ્મીચન્દ્રનો મૃત્યુ-સમય ઇ. સં. ૧૬૧૩ લખેલ છે, જે સર્વથા અસિદ્ધ છે.

સં. ૧૬૪૭માં જહાંગીરની પુત્રી-જન્મનો ઉલ્લેખ છે, વળી અષ્ટોત્તરી સ્નાત્ર પણ એ પુત્રીના જન્મદોષની ઉપશાન્તિ નિમિત્તેજ યોજાએલ હતો. આથી અમે 'રાસ' અનુસાર સૂરિજી લાહોર પધાર્યા પછી, આવતી ચૈત્રિપૂર્ણિમાનું લખેલ છે, કિન્તુ વાસ્તવમા સં. ૧૬૪૮ની ચૈત્રિપૂનેમ હોવી જોઇએ. પંદરમઃ પ્રકરણમાં 'રાજપૂતાનાકે જૈનવીર'ના અનુસારે જયપુરના રાજા અભયસિંહનો ઉલ્લેખ કરેલ છે, પરન્તુ એ સમયે જયપુરમાં અભયસિંહ નામનો કોઈ રાજાજ નહોતો

## ચિત્ર અને ફરમાન પત્ર

સૂરિજીનું અકબર સાથેના મેળાપનું ચિત્ર આ પુસ્તકમાં આપવામા આવ્યું છે.+ આ ચિત્રનો બ્લોક અમને 'શ્રીજિન-કૃપાચન્દ્રસૂરિ જ્ઞાનભંડાર' ઈન્દોર તરફથી પ્રાપ્ત થએલ છે; જેને માટે અમે ઉકત જ્ઞાનભંડારના સંરક્ષક શેઠ ચાંદમલજીને ધન્યવાદ આપીએ છીએ. આવા પ્રાચીન ચિત્રો અનેક સ્થળે જોવા મળે છે (આને માટે આઠમાં પ્રકરણના અંતે આપવામાં આવેલ ફુટનોટ જૂઓ), અને દાદાજીના મંદિરોની દિવાલો પર પણ ચિત્રેલ જોવા મળે છે. સૂરિજી બેઠા હોય, અને એમની સમક્ષ સમ્રાટ અકબરાદિ હાથ જોડીને ઉભા હોય-એવું ચિત્ર કલકત્તામાં સુપ્રસિદ્ધ રાય બદ્રીદાસ બહાદુરના મંદિરમાં લગાવેલું છે. ચરિત્રનાયકની એક સ્વતંત્ર છબી સેઠુજીના મંદિર-બીકાનેરમાં પણ છે. પચનદી સાધવા

+ શ્રીમાન્ હીરવિજયસૂરિજીનો પણ આવોજ ફોટો અનેક ગ્રંથોમાં પ્રકાશિત થએલ છે, પરંતુ એની પ્રાચીનતા અને પ્રામાણિકતાના વિષયમાં પુરાતત્ત્વવિદ્ શ્રીવિદ્યાવિજયજીને પૂછતાં, ફાગણ સુદિ ૧૦ (વી. સં. ૨૪૬૧) પાટણથી મોકલેલ કાર્ડમાં તેઓ આ પ્રકારે લખે છેઃ

હીર વિ સૂ. અને અકબર મિલનનું ચિત્ર બનાવટી છે. ગ[illegible] લખનૌમાં બનાવરાવ્યું હતું.

સમયનું પણ એક ચિત્ર શ્રીપૂજ્યજી શ્રીજિનચારિત્ર- સૂરિજી પાસે છે.

સૂરિજીની મૂર્તિ કે જે (બિકાનેર-નાહટાઓની ગવાડમાં) શ્રીઋષભદેવજીના મંદિરમાં છે, અને લેખ બારમા પ્રકરણના અંતિમ ભાગમાં આપેલ છે, તેનો સુંદર ફોટો આ પુસ્તકમાં આપવામાં આવેલ છે, પરન્તુ સ્થળની વિષમતાને કારણે ફોટામાં શિલાલેખની પ્રતિકૃતિ નથી આવી શકી.

'અષાઢી અષ્ટાન્હિકા'નું મૂળ ફરમાન કે જે અમને પં. પ્ર. યતિવર્ય સૂર્યમલજીની કૃપાથી પ્રાપ્ત થએલ છે, તેનો ફોટો પરિશિષ્ટમાં લગાવી દીધો છે. લખનૌ ભંડારમાંથી મેળવવા બદલ અમે યતિજીનો આભાર માનીએ છીએ. બીજું, શત્રુંજયતીર્થ વિષયક ફરમાન (મૂળ) શોધખોળ કરવા છતાંય નથી મળી શક્યું. પણ એનો અનુવાદ બિકાનેર જ્ઞાન ભંડારના પત્ર પરથી નકલ કરી પરિશિષ્ટમાં પ્રકટ કરેલ છે. સંભવ છે કે મૂળ ફરમાન મળે તો કંઈક સારો પ્રકાશ પડે. બીજાં ફરમાનો તપાસ કરવા છતાંય નથી મળી શક્યાં. એના કારણોમાં એક કારણ એ પણ છે કે સૂરિજીના પછી ખરતર ગચ્છમાં ત્રણ શાખા(ગચ્છ)ભેદ થઈ ગયાં-(૧) જિનસાગરસૂરિ, (૨) જિનરંગસૂરિ (૩) જિનમહેન્દ્રસૂરિ, આથી સામગ્રી અહીં તહીં વેર વિખેર થઇ ગઇ છે, એથી એનો પત્તો લગાવવો મુશ્કેલ બની ગએલ છે. રાધનપુરથી શ્રીજિનચન્દ્રસૂરિજીએ (સં. ૧૮૩૪-૧૮૫૬)માં જેસલમેર ખાતે ઉ૦ ઉદયધર્મજીને મોકલેલ પત્ર પરથી માલુમ પડે છે કે એ સમય સુધીતો કેટલાંય ફરમાનો મૌજુદ હતાં. એ પત્રનો આવશ્યક ભાગ અત્રે ઉદ્ધૃત કરીએ. છીએ આ પત્ર અમારા સંગ્રહમાં છે.

સં. ૧૬૪૭માં જહાંગીરની પુત્રી-જન્મનો ઉલ્લેખ છે, વળી અષ્ટોત્તરી સ્નાત્ર પણ એ પુત્રીના જન્મદોષની ઉપશાન્તિ નૈમિત્તેજ યોજાએલ હતો. આથી અમે 'રાસ' અનુસાર સૂરિજી લાહોર પધાર્યા પછી, આવતી ચૈત્રિપૂર્ણિમાનું લખેલ છે, કિન્તુ વાસ્તવમાં સં. ૧૬૪૮ની ચૈત્રિપૂનેમ હોવી જોઇએ. પંદરમાં પ્રકરણમાં 'રાજપૂતાનાકે જૈનવીર'ના અનુસારે જયપુરના રાજા અભયસિંહનો ઉલ્લેખ કરેલ છે, પરન્તુ એ સમયે જયપુરમાં અભયસિંહ નામનો કોઈ રાજાજ નહોતો.

## ચિત્ર અને ફરમાન પત્ર

સૂરિજીનું અકબર સાથેના મેળાપનું ચિત્ર આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે.+ આ ચિત્રનો બ્લોક અમને 'શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ જ્ઞાનભંડાર' ઈન્દોર તરફથી પ્રાપ્ત થએલ છે; જેને માટે અમે ઊક્ત જ્ઞાનભંડારના સંરક્ષક શેઠ ચાંદમલજીને ધન્યવાદ આપીએ છીએ. આવા પ્રાચીન ચિત્રો અનેક સ્થળે જોવા મળે છે (આને માટે આઠમાં પ્રકરણના અંતે આપવામાં આવેલ ફુટનોટ જૂઓ), અને દાદાજીના મંદિરોની દિવાલો પર પણ ચિત્રેલ જોવા મળે છે. સૂરિજી બેઠા હોય, અને એમની સમક્ષ સમ્રાટ અકબરાદિ હાથ જોડીને ઉભા હોય-એવું ચિત્ર કલકત્તામાં સુપ્રસિધ્ધ રાય બદ્રીદાસ બહાદુરના મંદિરમાં લગાવેલું છે. ચરિત્રનાયકની એક સ્વતંત્ર છબી સેઠુજીના મંદિર-બીકાનેરમાં પણ છે. પંચનદી સાધવા

---

+ શ્રીમાન્ હીરવિજયસૂરિજીનો પણ આવોજ ફોટો અનેક ગ્રંથોમાં પ્રકાશિત થએલ છે, પરંતુ એની પ્રાચીનતા અને પ્રામાણિકતાના વિષયમાં પુરાતત્ત્વવિદ્ શ્રીવિદ્યાવિજયજીને પૂછતાં, ફાગણ સુદિ ૧૦ (વી. સં. ૨૪૬૧) પાટણથી મોકલેલ કાર્ડમાં તેઓ આ પ્રકારે લખે છેઃ

હીર વિ. સૂ. અને અકબર મિલનનું ચિત્ર બનાવટી છે. મેં લખનૌમાં બનાવરાવ્યું હતું.

મયનું પણ એક ચિત્ર શ્રીપૂજ્યજી શ્રીજિનચારિત્ર- સૂરિજી પાસે છે.

સૂરિજીની મૂર્તિ કે જે (બિકાનેર–નાહાટાઓની ગવાડમાં) શ્રીઋષભદેવજીના મંદિરમાં છે. આને લેખ બારમા પ્રકરણના અંતિમ ભાગમાં આપેલ છે, તેનો સુંદર ફોટો આ પુસ્તકમાં આપવામાં આવેલ છે, પરન્તુ સ્થળની વિષમતાને કારણે ફોટામાં શિલાલેખની પ્રતિકૃતિ નથી આવી શકી.

'અષાઢી અષ્ટાન્હિકા'નું મૂળ ફરમાન કે જે અમને પં. પ્ર. યતિવર્ય સૂર્યમલજીની કૃપાથી પ્રાપ્ત થએલ છે, તેનો ફોટો પરિશિષ્ટમાં લગાવી દીધો છે. લખનૌ ભંડારમાંથી મેળવવા બદલ અમે યતિજીનો આભાર માનીએ છીએ. બીજું, શત્રુંજયતીર્થ વિષયક ફરમાન (મૂળ) શોધખોળ કરવા છતાંય નથી મળી શક્યું. પણ એનો અનુવાદ બિકાનેર જ્ઞાન ભંડારના પત્ર પરથી નકલ કરી પરિશિષ્ટમાં પ્રકટ કરેલ છે. સંભવ છે કે મૂળ ફરમાન મળે તો કંઈક સારો પ્રકાશ પડે. બીજાં ફરમાનો તપાસ કરવા છતાંય નથી મળી શકયાં. એના કારણોમાં એક કારણ એ પણ છે કે સૂરિજીના પછી ખરતર ગચ્છમાં ત્રણ શાખા(ગચ્છ)ભેદ થઈ ગયાં–(૧) જિનસાગરસૂરિ, (૨) જિનરંગસૂરિ (૩) જિનમહેન્દ્રસૂરિ, આથી સામગ્રી અહીં તહીં વેર વિખેર થઇ ગઈ છે, એથી એનો પત્તો લગાવવો મુશ્કેલ બની ગએલ છે. રાધનપુરથી શ્રીજિનચન્દ્રસૂરિજીએ (સં. ૧૮૩૪–૧૮૫૬)માં જેસલમેર ખાતે ઉ૦ ઉદયધર્મજીને મોકલેલ પત્ર પરથી માલુમ પડે છે કે એ સમય સુધીતો કેટલાંય ફરમાનો મોજુદ હતાં. એ પત્રનો આવશ્યક ભાગ અત્રે ઉદ્ધૃત કરીએ. છીએ આ પત્ર અમારા સંગ્રહમાં છે.

"पं॰ क्षमाकल्याण गणि चौमास उतर्यें जेसलमेरथी विहार करस्यै सो तुमे जेसलमेर पूठियानी थिति मरजाद सरम साचवज्यो, श्रीसंघनु पिण लिख भेजसां, पं० क्षमाकल्याण गणिनुं पिण लिख्यौ छै सो चालता तुमनुं सुपरत करस्यै. तुमे तथा पं० क्षमाकल्याण आपसमें घणुं संप राखज्यो हेतमें सरम रुडो छै. तथा गांडडीनी तुमे पांच पांती करी हती ते गांडडीमे जूना परवाना मुसलमानी अकूणरना हता ते परवाना ठावडा करीने पाली पहुंचता करेज्यो पालीवालांनूं इतनो लिखदेज्यो राधनपुर ठावडा पहुचावेज्यो पालीथी राधणपुर ठाणा पहुंचस्यै वलता पत्र देज्यो मिती द्वितीय भाद्रवा वदि १४"

शत्रुंजय पर शिवासोमजीनी ट्रंकमां श्रीजिनचन्द्रसूरिजी अने श्रीजिनसिंहसूरीजीनी पादुकाओ श्रीजिनराजसूरिजीए प्रतिष्ठित करेल छे, जेना लेखो क्रमशः आ प्रमाणे छे—

संवत् १६८१ . ......युगप्रधान श्रीजिनचन्द्रसरीश्वराणां पादुके कारिते डोमीगोत्रीय सं० फ०...श्रीकमललाभोपाध्याय पं. लब्धिकीर्तिगणि पं. राजहंसगणि पं. वा. मरुदेव विजयादि युतेन उ. (प?) देशेन तव श्रेयसे शुभं भवतु प्रतिष्ठितं बृहत्खरतरगच्छाधिराजैः श्रीजिनराजसूरिभिः*

सं. १६७८ वर्षे वैशाख सुदि १३ शुक्रे कानमाराय(?) (काश्मीराय) नार्य देशबोध विहारादिप्रचार पथार(?)मारि प्रवर्तक सर्वविधानसंकीनतक जहांगीरनूरदीन पातिसाहि प्रदत्तयुगप्रधानपद श्रीजिनसिंहसूरीणां पादुके प्रतिष्ठिते श्रीजिनराजसूरिभि. सकलसुरिराजाधिराजै.॥

तदुपरांत तत्कालीन अनेक विद्वानोनी चरण पादुकाओ त्यां प्रतिष्ठित छे, जे जाहेर थये घणो इतिहास प्रकाशमां आवी शके तेम छे.

---

* सं. १६७४मां सूरिजीनी चरणपादुकाओ जेसलमेरमां प्रतिष्ठित थयेला छे. जुओ जेसलमेर लेख संग्रह-लेखांक २५००

## ઉપસંહાર—

સમ્રાટ અકબરના દરબારમાં શ્રીમાન્ હીરવિજયસૂરિજી તેમજ શ્રીજિનચન્દ્રસૂરિજીનો સારો એવો પ્રભાવ રહ્યો છે, જેમાં હિરવિજયસૂરિજીની જીવનકથા તો વર્ષો પૂર્વે શોધખોળ દ્વારા પ્રકટ થઈ ચૂકી હતી, કિન્તુ ઐતિહાસિક સામગ્રી વિપુલ પ્રમાણમાં ન મળવાને કારણે શ્રીજિનચન્દ્રસૂરિજીનું જીવન અત્યાર લગી પ્રકાશમાં નહોતું આવ્યું. શ્રીહીરવિજયસૂરિજીની માફક એમની ચરિત્ર-સામગ્રી કોઈ મોટા ગ્રન્થાકારમાં પ્રાપ્ય નહોતી, પરન્તુ 'કર્મચન્દ્ર મંત્રી વંશ પ્રબંધ' અને રાસદ્વય તેમજ અન્ય સર્વ અંગો અહીં તહીં વેરવિખેર સ્થિતિમાં હતાં. એ બધાં સાધનોને એકત્ર કરી સંપાદન કરવાનું કાર્ય કેટલું કઠણ અને શ્રમસાધ્ય છે, એ તો સાહિત્ય-પ્રેમી વિદ્વાનો જ સમજી શકે. કહ્યું છે કે—

> "विद्वानेव विजानाति, विद्वज्जनपरिश्रम् ।
> नहि वन्ध्या विजानाति, गुर्वीप्रसववेदनाम् ॥१॥"

(અર્થાત્ વિદ્વાનના કાર્યની કઠિનતા વિદ્વાન જ સમજી શકે; જેમકે પ્રસૂતિની વેદનાને વંધ્યા ન જ જાણી શકે)

પાંચ વર્ષના અનુશીલન અને પરિશ્રમે આ ગ્રન્થ લખાયો છે, અને એને સર્વાંગસુંદર બનાવવાનો પૂર્ણ પ્રયાસ થયો છે. એ કાર્યમાં અમે કેટલે અંશે સફળ થયા છીએ એનો નિર્ણય કરવાનું કામ તો સુજ્ઞ વાચકો પર જ છોડીએ છીએ. જો કે બેપરવાઈ અને પ્રમાદથી બચી રહેવાની અમે ખાસ કાળજી રાખી છે, છતાં ય આ અમારો પ્રથમ પ્રયાસ હોવાથી અનેક ત્રુટિઓ રહી જવા સંભવ છે. વિદ્વજ્જનો એનું સંશોધન કરી

અમને સૂચન કરશે તો દ્વિતીય આવૃત્તિમાં એ ત્રુટિઓને દૂર કરવાનો યથાસાધ્ય પ્રયાસ અવશ્ય થશે.

**આભાર પ્રદર્શન—**

આ ગ્રન્થના નિર્માણ અંગે અમને અનેક ઈષ્ટમિત્રો' તરફથી વિવિધ પ્રકારની સહાયતા મળી છે, આથી અમે અમારા તમામ સહાયકો પ્રતિ ધન્યવાદપૂર્વક હાર્દિક કૃતજ્ઞતાં પ્રકટ કરીએ છીએ. જૈન સાહિત્યના ધુરંધર લેખક શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ બી. એ., એલ.એલ. બી. (વકીલ, હાઈકોર્ટ, મુંબઇ)નો અમે હાર્દિક આભાર માનીએ છીએ, એમણે અમારા આગ્રહને વશ થઈ અનેક કાર્યોમાં વ્યાપચ્યા હોવા છતાં અમને વિદ્વત્તાપૂર્ણ વિસ્તૃત પ્રસ્તાવના લખી મોકલી. રાજપૂત ઇતિહાસના અમર લેખક વિશ્વવિશ્રુત પરમ શ્રદ્ધેય મહામાહોપાધ્યાય રાયબહાદુર પંડિત ગૌરીશંકરજી હીરાચન્દજી ઓઝા મહોદયે વૃદ્ધાવસ્થામાં, શારીરિક અસ્વસ્થતા હોવા છતાં પણ પોતાની અમૂલ્ય સમ્મતિ પ્રદાન કરી અમને અનુગૃહીત કરેલ છે. અમને નથી સમજાતું કે આ બન્ને વિદ્વાનોનો ક્યા શબ્દોમાં આભાર માની શકાય!

અમને કહેતાં અવર્ણનીય હર્ષ થાય છે કે વિદ્વદ્વર્ય (સંપ્રતિ ઉપાધ્યાય) શ્રીલબ્ધિમુનિજી મહારાજે આ ગ્રન્થના આધારે સૂરિજીના ચરિત્રની સંસ્કૃત કાવ્યરચના કરી દીધી છે, જે માટે તેઓ પણ ધન્યવાદને પાત્ર છે.

ગણાધીશ શ્રીહરિસાગરજી, તથા પ્રવર્તક મુનિ શ્રીસુખસાગરજી. વિદ્વદ્વર્ય શ્રીલબ્ધિમુનિજી, બાબૂ પૂરણચન્દ્રજી

નાહર એમ. એ., બી. એલ., એસ. આર. એ. એસ., બાબૂ શિખરચન્દ્રજી કોચર, પં. બલદેવપ્રસાદજી શાસ્ત્રી આદિ સર્વ સહાયકોનો અમે હાર્દિક આભાર માનીએ છીએ કે જેમણે અમને યોગ્ય સૂચનાઓ આપી એક નહીં પણ અનેક રીતે સહાયતા આપેલ છે.

વિહાર માર્ગનું ચિત્ર અમને શ્રીસુંદરલાલજી કોચરે કરી આપેલ છે, જે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીપૂજ્યજી શ્રીજિનચારિત્રસૂરિજી, ઉ. શ્રીજયચંદ્રજી, યતિવર્ય તિલોકમુનિજી આદિ ભિન્ન ભિન્ન જ્ઞાન-ભંડારોના સંચાલકો તથા સહૃદય મહાનુભાવોને પણ અમે દિલથી ધન્યવાદ આપીએ છીએ કે જેમણે અમને પોતાના સંગ્રહના અમૂલ્ય ગ્રંથો બતાવ્યા તેમજ સહાનુભૂતિ પ્રકટ કરવાની કૃપા કરી.

નિવેદક:

અગરચન્દ નાહટા.

ભંવરલાલ નાહટા.

# પ્રસ્તાવના

એ વાત ખાસ વિચારવા યોગ્ય અને લક્ષમાં રાખવા યોગ્ય છે કે 'ભારત વર્ષ' એટલે હજારો વર્ષોના ઇતિહાસનું એક ભવ્ય ખંડેર! એ ખંડેરના ખોદાણ કામનો અંત નથી, એમાંથી હાથ લાગતી સામગ્રીઓ અપાર છે! આર્યાવર્ત્તના પ્રજાજીવન પર ઇતિહાસે ઉપરાઉપરી એટલા તો થર ખડકેલા છે, કે એ થરો ઉખેડનારાઓની સંખ્યા મુકાબલે અલ્પમાત્ર લેખાય. પરદેશીઓના કંઈ કંઈ તત્ત્વોનો અદ્ભુત વણાટ આપણા પ્રજાજીવનમાં થઈ ગયો છે, અને એના સંશોધને આપણા હાથમાં આપણા હાસ્ય–આંસુઓની કંઇ કંઈ કથાઓ મૂકી છે. એ થરમાંથી ખોદાતું એક એક ન્હાનું ચોસલું પણ આખી ઐતિહાસિક ઈમારતના ઘાટ તેમજ નકશી વિષેની નિત્ય નવી સમસ્યાઓથી આપણને ચકિત કરે છે.

રુસિયાનો પ્રસિદ્ધ લેખક 'મૅકિસમગોર્કી સોવિયેટ લેખક સમુદાય' સન્મુખના ભાષણમાં કહે છે કે:– 'લેખકોને હું કહું છું કે રુસિયાની જૂની તવારીખમાંથી યુગેયુગના

પોપડા ઉખેડો–ઉકેલો, અને હું ખાત્રી આપું છું કે, એમાંથી તમને રસ ભરપૂર લેખન સામગ્રી જડી ( મળી ) રહેશે'. તેજ પ્રમાણે જૈન તવારીખમાંથી આ દેશના યુગેયુગમાં કામ આવે તેવી લેખન સામગ્રી લેખકોને મળી રહે તેમ છે.

જૈનોએ દેશનો ઇતિહાસભંડાર અને સાહિત્યનિધિ સાચવી રાખ્યો છે, તેમાંનો ઘણોએ અપ્રગટ પડયો છે, જૈનોની ખુદની તવારીખ, તેના મહાન શ્રાવકોની, પ્રતિભાશાળી આચાર્યોની–સાધુઓની, પવિત્ર તીર્થોની, કલામય મંદિરોની, ગચ્છોની–સંપ્રદાયોની તવારીખ અણઉકેલી, સિલસિલાબંધ અણલખેલી, છિન્નભિન્ન દશામાં, પણ છૂટક છૂટક પ્રચુર માહિતી આપનારી ઘણી સામગ્રીવાળી સ્થિતિમાં પડી છે; તેમાંથી દેશના પ્રજાજીવનને લગતી રસભરી હકીકતો પણ ખૂબ મળી આવે તેમ છે.

એ સૌભાગ્યનો વિષય છે કે વર્તમાન યુગમાં અનેક બળો પૈકીનું એક બળ તે આપણા દેશના પ્રાચીન ઈતિહાસ તથા સંસ્કૃતિના પ્રમાણિક અભ્યાસમાં ઉંડા ઉતરવાની સત્ય-શોધક વૃત્તિ જન્મી ચૂકી છે. કેવળ કપોલકલ્પિત દંત કથાઓને ભરોસે રહી આપણા ભૂતકાળને મહોજ્જવલ માન્યા કરવાની અથવા તો વિદેશી યા અન્ય ઇતિહાસકારોએ કરેલ કેવળ ઉપરછળા સંશોધન પર અવલંબીને આપણા અતીતની હીણી ગણના કરવાની–એ બન્ને આદતો વચ્ચે આ તુલનાત્મક સંશોધન દૃષ્ટિ ઇષ્ટ કાર્ય સાધનારી છે.

આવી વૃત્તિએ કેવળ દેશ અને પ્રાંતની જ નહીં, પણ એકેક પ્રાચીન નગરની પ્રાચીનતા તપાસવાનું શરુ થયું છે

અને તે ઉપરાંત દેશવીરો ધર્મવીરોના જીવન ચરિત્રો પણ લખાવા માંડયા છે, એ આ જમાનાનું શુભ ચિહ્ન છે. આ પુસ્તક એવો એક પ્રયત્ન છે.

જૈન તવારીખમાં પુષ્કળ લેખન સામગ્રી ઉપલબ્ધ થઈ શકે છે, પરંતુ તેમાં જૈનેતર લેખકોએ ચંચુપ્રવેશ નથી કર્યો. તે પ્રત્યે પ્રયત્ન કરવાનો કોઈએ સંકલ્પ કર્યો હોય તો તે સફળ થયો નથી. આથી તે કાર્ય જૈન લેખકો, અધિકારીઓ, શિક્ષકો ગ્રેજ્યુએટો અને સાધુઓ પર આવે છે, કારણ કે તેમને જૈનગ્રંથો અને સામગ્રીનો વિશેષ પરિચય કરવાની અનુકૂળતા અને જોગવાઈ મળી શકે છે.

એક વિદ્વાન લખે છે કે:– 'ઇતિહાસને સર્જનારા તો ગયા, પણ એ સર્જએલા ઇતિહાસને એકઠો કરનારાયે નથી જાગતા. આપણી જ માટીમાં આપણા રત્નો દટાયાં. આપણા પગ નીચે ચગદાયાં. એને વીણવા માટે દરિયાપારથી ટૉડ આવ્યા, ફાર્બસ અને વોટ્સન આવ્યા; તેઓ કંઈ ખાસ ઇતિહાસ સંશોધનને માટે નહોતા નીમાયા. હાથમાં સોંપાએલા પ્રાંતોની હાકેમી કરતાં જ તેઓને આપણી પ્રેમકથાઓનો અને શૌર્યવર્તાઓનો નાદ લાગ્યો હતો. આપણા ખંડેરોમાં દટાએલ ભૂતકાળનો પોકાર એને કાને પડયો હતો. ઘોડે ચડી ચડીને એ ઇતિહાસના આશકો પહાડોની શિખરમાળામાં ભટકયા અખંડ અને રોમાંચક ઇતિહાસ આપીને આજ એ ઇતિહાસના આશકો કબરમાં સૂતા છે અને એના લખ્યા ભાખ્યાંના આજ આપણે ભાંગ્યા તૂટયા તરજૂમા કરીએ છીએ. આપણને–હિંદ માતાની તવારીખના મિથ્યાભિમાની વારસદારોને

આપણામાંથી જ કેમ કોઈ ટૉડ કે ફાર્બસ ન સાંપડયો ? શૌર્ય તો પરવાર્યાં પણ શૌર્યના પૂજન, અરે સ્મરણ પણ વિસાર્યાં ?

આજ પણ ગોરા અમલદારો નિર્જન, વિકટ, રોગ ભર્યા પ્રદેશોમાં ઉલટભેર રહે છે. નંદનવન સર્જે છે, અને કલમ તથા કેમેરો લઈને પોતાને વિંટળાએલી નાનકડી દુનિયાનો ગાઢતમ પરિચય કરી લ્યે છે. કહો કે પી જાય છે. હિંદના કે હિંદના કોઈપણ ભાગના સૌરાષ્ટ્ર, ગુજરાત, મારવાડ, મેવાડ વગેરેના દેશી અધિકારી બંધુને આવી તાલાવેલી ક્યારે લાગશે ? સૌરાષ્ટ્ર, મેવાડની ભૂમિને તો પોપડે પોપડે ઇતિહાસ બાઝયો હોવાની આપણને જાણ છે, ગામે ગામનો ઇતિહાસ આજ અધિકારી ભાઈઓને ઠેબે [ ખભે ] આવે છે. નવાયુગનું શિક્ષણ પામેલા નવયુવકો હાકેમી ભોગવી રહ્યા છે. કોઈ પુસ્તક યા માસિક વાટે મળી આવતી અસલી શૌર્ય ઘટનાઓને પણ તેઓ અત્યન્ત જિજ્ઞાસા સાથે વાંચે છે. તેઓને જૂની તવારીખ કહેનાર મનુષ્યોને સામગ્રીઓ પણ હાથ જોડી હાજર છે. માત્ર તેઓને તો કલમ લઈને તે બધું ટાંચણ કરવાની વૃત્તિ થવાની જ રહે છે. અધિકારીઓ એ કર્તવ્ય ઉપાડી લ્યે તો એમની પોતાની જીંદગીમાં જ [illegible] રેડાય, પોતાના પગ તળે નિત્ય ચગદાતી ધરતી દર્શન થતાં એ પોતે જ માનવતાનાં રોમાંચ અ દેશના ઇતિહાસ ભૂગોળ પર આવા અજવાળાં પ તો આ ઇતિહાસવિમુખ અને અકિંચન ભૂમિના દે- બંધુઓની સહાય બહુ અગત્યની છે.

આ દિશામાં સાચી સુગમતા જો

અને તે ઉપરાંત દેશવીરો ધર્મવીરોના જીવન ચરિત્રો
લખાવા માંડયા છે, એ આ જમાનાનું શુભ ચિહ્ન છે. આ
પુસ્તક એવો એક પ્રયત્ન છે.

જૈન તવારીખમાં પુષ્કળ લેખન સામગ્રી ઉપલબ્ધ થઈ
શકે છે, પરંતુ તેમાં જૈનેતર લેખકોએ ચંચુપ્રવેશ નથી
કર્યો. તે પ્રત્યે પ્રયત્ન કરવાનો કોઇએ સંકલ્પ કર્યો હોય તો
તે સફળ થયો નથી. આથી તે કાર્ય જૈન લેખકો, અધિકારીઓ,
શિક્ષકો ગ્રેજ્યુએટો અને સાધુઓ પર આવે છે, કારણ કે
તેમને જૈનગ્રંથો અને સામગ્રીનો વિશેષ પરિચય કરવાની
અનુકૂળતા અને જોગવાઈ મળી શકે છે.

એક વિદ્વાન લખે છે કે :– 'ઇતિહાસને સર્જનારા તો
ગયા, પણ એ સર્જેલા ઇતિહાસને એકઠો કરનારાયે નથી
જાગતા. આપણી જ માટીમાં આપણા રત્નો દટાયાં આપણા
પગ નીચે ચગદાયાં. એને વીણવા માટે દરિયાપારથી ટૉ
આવ્યા, ફાર્બસ અને વૉટ્સન આવ્યા, તેઓ કંઈ ખાસ
ઇતિહાસ સંશોધનને માટે નહોતા નીમાયા. હાથમાં સોંપાએલ
પ્રાંતોની હાકેમી કરતાં જ તેઓને આપણી પ્રેમકથાઓ
અને શૌર્યવાર્તાઓનો નાદ લાગ્યો હતો. આપણા ખંડેરો
દટાએલ ભૂતકાળનો પોકાર એને કાને પડયો હતો
ચડી ચડીને એ ઇતિહાસના આશકો પહાડોની શિખરમાળમાં
ભટકયા અખંડ અને રોમાંચક ઇતિહાસ આપીને આજ એ
ઇતિહાસના આશકો કબરમાં સૂતા છે અને એના લખ્યાં
ભાખ્યાંના આજ આપણે બાંગ્યા તૂટયા તરજૂમા કરીએ છીએ
આપણને–હિંદ માતાની તવારીખના મિથ્યાભિમાની વારસદારો

આપણામાંથી જ કેમ કોઈ ટૉડ કે ફાર્બસ ન સાંપડયો ? શૌર્ય તો પરવાર્યાં પણ શૌર્યના પૂજન, અરે સ્મરણ પણ વિસાર્યાં ?

આજ પણ ગોરા અમલદારો નિર્જન, વિકટ, રોગ ભર્યા પ્રદેશોમાં ઉલટભેર રહે છે. નંદનવન સર્જે છે, અને કલમ તથા કેમેરો લઈને પોતાને વિંટળાએલી નાનકડી દુનિયાનો ગાઢતમ પરિચય કરી લ્યે છે. કહો કે પી જાય છે. હિંદના કે હિંદના કોઈપણ ભાગના સૌરાષ્ટ્ર, ગુજરાત, મારવાડ, મેવાડ વગેરેના દેશી અધિકારી બંધુને આવી તાલાવેલી ક્યારે લાગશે ? સૌરાષ્ટ્ર, મેવાડની ભૂમિને તો પોપડે પોપડે ઇતિહાસ બાઝયો હોવાની આપણને જાણ છે, ગામે ગામનો ઇતિહાસ આજ અધિકારી ભાઈઓને ઠેબે [ ખલે ] આવે છે. નવાયુગનું શિક્ષણ પામેલા નવયુવકો હાકેમી ભોગવી રહ્યા છે. કોઈ પુસ્તક યા માસિક વાટે મળી આવતી અસલી શૌર્ય ઘટનાઓને પણ તેઓ અત્યન્ત જિજ્ઞાસા સાથે વાંચે છે. તેઓને જૂની તવારીખ કહેનાર મનુષ્યોને સામગ્રીઓ પણ હાથ જોડી હાજર છે. માત્ર તેઓને તો કલમ લઈને 'તે બધું' ટાંચણ કરવાની વૃત્તિ થવાની જ રહે છે. અધિકારીઓ એ કર્તવ્ય ઉપાડી લ્યે તો એમની પોતાની જીંદગીમાં જ નવું દીવેલ રેડાય, પોતાના પગ તળે નિત્ય ચગદાતી ધરતીની મહત્તાના દર્શન થતાં એ પોતે જ માનવતાનાં રોમાંચ અનુભવી રહે. દેશના ઇતિહાસ ભૂગોળ પર આવા અજવાળાં પાથરવા હોય તો આ ઇતિહાસવિમુખ અને અકિંચન ભૂમિના દેશ અધિકારી બંધુઓની સહાય બહુ અગત્યની છે.

આ દિશામાં સાચી સુગમતા જો હોય તો તે પ્ર.

અને તે ઉપરાંત દેશવીરો ધર્મવીરોના જીવન ચરિત્રો પણ લખાવા માંડયા છે, એ આ જમાનાનું શુભ ચિહ્ન છે. આ પુસ્તક એવો એક પ્રયત્ન છે.

જૈન તવારીખમાં પુષ્કળ લેખન સામગ્રી ઉપલબ્ધ થઈ શકે છે, પરંતુ તેમાં જૈનેતર લેખકોએ ચંચુપ્રવેશ નથી કર્યો. તે પ્રત્યે પ્રયત્ન કરવાનો કોઇએ સંકલ્પ કર્યો હોય તો તે સફળ થયો નથી. આથી તે કાર્ય જૈન લેખકો, અધિકારીઓ, શિક્ષકો ગ્રેજ્યુએટો અને સાધુઓ પર આવે છે, કારણ કે તેમને જૈનગ્રંથો અને સામગ્રીનો વિશેષ પરિચય કરવાની અનુકૂળતા અને જોગવાઈ મળી શકે છે.

એક વિદ્વાન લખે છે કે:– 'ઇતિહાસને સર્જનારા તો ગયા, પણ એ સર્જેલા ઇતિહાસને એકઠો કરનારાયે નથી જાગતા. આપણી જ માટીમાં આપણા રત્નો દટાયાં. આપણા પગ નીચે ચગદાયાં. એને વીણવા માટે દરિયાપારથી ટૉડ આવ્યા, ફાર્બસ અને વોટ્સન આવ્યા, તેઓ કંઈ ખાસ ઇતિહાસ સંશોધનને માટે નહોતા નીમાયા. હાથમાં સોંપાએલા પ્રાંતોની હાકેમી કરતાં જ તેઓને આપણી પ્રેમકથાઓનો અને શૌર્યવર્તાઓનો નાદ લાગ્યો હતો. આપણા ખડેરોમાં દટાએલ ભૂતકાળનો પોકાર એને કાને પડયો હતો. ઘોડે ચડી ચડીને એ ઇતિહાસના આશકો પહાડોની શિખરમાળામાં ભટકયા અખંડ અને રોમાંચક ઇતિહાસ આપીને આજ એ ઇતિહાસના આશકો કબરમાં સૂતા છે અને એના લખ્યા ભાખ્યાંના આજ આપણે ભાંગ્યા તૂટયા તરજૂમા કરીએ છીએ. આપણને–હિંદ માતાની તવારીખના મિથ્યાભિમાની વાગ્સદારોને

આપણામાંથી જ કેમ કોઈ ટૉડ કે ફાર્બસ ન સાંપડયો ? શૌર્ય તો પરવાર્યાં પણ શૌર્યના પૂજન, અરે સ્મરણ પણ વિસાર્યાં ?

આજ પણ ગોરા અમલદારો નિર્જન, વિકટ, રોગ ભર્યા પ્રદેશોમાં ઉલટભેર રહે છે. નંદનવન સર્જે છે, અને કલમ તથા કેમેરો લઈને પોતાને વિંટળાએલી નાનકડી દુનિયાનો ગાઢતમ પરિચય કરી લ્યે છે. કહો કે પી જાય છે. હિંદના કે હિંદના કોઈપણ ભાગના સૌરાષ્ટ્ર, ગુજરાત, મારવાડ, મેવાડ વગેરેના દેશી અધિકારી બંધુને આવી તાલાવેલી ક્યારે લાગશે ? સૌરાષ્ટ્ર, મેવાડની ભૂમિને તો પોપડે પોપડે ઇતિહાસ બાઝયો હોવાની આપણને જાણ છે, ગામે ગામનો ઇતિહાસ આજ અધિકારી ભાઈઓને ઠેબે [ ખલે ] આવે છે. નવાયુગનું શિક્ષણ પામેલા નવયુવકો હાકેમી ભોગવી રહ્યા છે. કોઈ પુસ્તક યા માસિક વાટે મળી આવતી અસલી શૌર્ય ઘટનાઓને પણ તેઓ અત્યન્ત જિજ્ઞાસા સાથે વાંચે છે. તેઓને જૂની તવારીખ કહેનાર મનુષ્યોને સામગ્રીઓ પણ હાથ જોડી હાજર છે. માત્ર તેઓને તો કલમ લઈને તે બધું ટાંચણ કરવાની વૃત્તિ થવાની જ રહે છે. અધિકારીઓ એ કર્તવ્ય ઉપાડી લ્યે તો એમની પોતાની જીંદગીમાં જ નવું દીવેલ રેડાય, પોતાના પગ તળે નિત્ય ચગદાતી ધરતીની મહત્તાના દર્શન થતાં એ પોતે જ માનવતાનાં રોમાંચ અનુભવી રહે. દેશના ઇતિહાસ ભૂગોળ પર આવા અજવાળાં પાથરવા હોય તો આ ઇતિહાસવિમુખ અને અકિંચન ભૂમિના દેશી અધિકારી બંધુઓની સહાય બહુ અગત્યની છે.

આ દિશામાં સાચી સુગમતા જો હોય તો તે પ્રત્યેક

રાજ્યોના કેળવણી ખાતાને તેમાં સેંકડે પોણાસો ટકા શિક્ષકો તો ખચીત આ વસ્તુમાં રસ લેનારા રહ્યા. એને ફુરસદ ઘણી તેથી ગામના વૃદ્ધો, પ્રમાદીઓનો ગપ્પોડીઓનો ડાયરો એની ઓસરીમાં મળે. એમાંથી કેટલું ઇતિહાસ–દ્રવ્ય મળે ?

આપણા યુનીવર્સીટીની પરીક્ષામાં પસાર થઈ બહાર નીકળેલા ગ્રેન્ડ્યુએટો પ્રમાદ છોડી પોતાનો જે કાળ ફુરસદ તરીકે ઓળખાય છે તેનો સદુપયોગ પોતાની ભૂમિની માટીમાં દટાએલાં અમૂલ જવાહીરોને શોધી કાઢવામાં, જે કોઈ વીર-ધર્મીની ભાળ લાગે તેની કથા નોંધી લેવામાં ગાળશે, તો નૂતનભૂમિ જન્મશે ને તેના યશોભાગી પોતે થશે

આપણા મુનિઓ તો દિવસના ચોવીસે કલાક સેવાનું વ્રત લઈ ગામડે ગામડે, શહેરે શહેર, પ્રાંતેપ્રાંત વિહરનારા છે; એ અપ્રતિબદ્ધ વિહારી પ્રવાસીઓ પોતાના ચાતુર્માસ સમયમાં એક સ્થળે સ્થિરવાસમાં અને તે સિવાયના આઠ માસમાં અત્ર તત્ર થોડા નિવાસમાં તે તે ક્ષેત્રનાં માનવસમાજની, પ્રકૃતિ સૌંદર્યની, ધર્મજીવનની, વગેરે સર્વદેશીય માહિતીઓ ઉપરાંત તેના ઇતિહાસ, કથાઓ, પુરાતન અવશેષો વગેરેની નોંધો સબળ છતાં સમતોલ, અને લાગણીમય છતાં વિચારો-ત્પાદક તેમજ આલ્હાદક શૈલિમાં પૂરી પાડી શકે તેમ છે. તેઓમાં પ્રમાદ કે પરપ્રત્યયનેય બુદ્ધિ હોવાં જ ન ઘટે, એવો તેમનો શિષ્ટ આચાર છે, તેઓ તરફથી આપણા ઘણા મનો-રથો સફળ થવાની આશા છે. તેઓ ધારે તો જૈન સાહિત્યમાં પૂર્વાચાર્યોના લખેલા ઐતિહાસિક પુસ્તકો, પ્રબંધો, ચરિત્રો બહાર પાડી શકે એટલું જ નહીં પણ દરેક ગામના જિન

મંદિરો, પ્રતિમાઓ વગેરેના ઉત્કીર્ણ લેખો એકત્રિત કરી સમગ્ર ભારતમાંના પૂર્વજૈનોનાં ગૌરવ બતાવી શકે.

જેવી રીતે દેશભક્તિ પેદા કરવા માટે દેશનો પ્રાચીન ઇતિહાસ શોધાવો જોઈએ, તેવી જ રીતે ધર્મપ્રેમ તથા ધર્મગૌરવ તે તે ધર્મના મૂલ પુરુષોના ભવ્ય જીવનચરિત્રો, ઐતિહાસિક પ્રમાણોવાળાં બહાર પાડવાથી જ જામે. એમાં ધાર્મિક દૃષ્ટિ સાથે ઐતિહાસિક દૃષ્ટિ સંકળાએલી રહેવી જોઈએ. આવા પ્રકારનો પ્રયાસ આ જીવનચરિત્રમાં થએલો છે.

ધાર્મિક પુરુષોના જીવનચરિત્રો એ પણ એક પ્રકારનું લોકોપયોગી સાહિત્ય છે. 'સાહિત્યમાં કોમી તડા પડે એ વધુમાં વધુ અનિષ્ટની વાત છે' એ કથનમાં રહેલું સત્ય સ્વીકાર્ય છે; અને એ લક્ષમાં રાખી જૈન કે જૈનેતર-કોઈપણ ઐતિહાસિક સાહિત્યમાંથી જૈન કે જૈનેતર લેખકે તેજ સાહિત્યને વળગી રહીને અન્ય સાહિત્યની ઉપેક્ષા કરવાની નથી, પણ બન્ને સાહિત્યમાંથી મળતી હકીકતો મેળવી બન્નેને સત્ય આકારમાં તટસ્થતાથી અને વ્યાપક દૃષ્ટિથી રજુ કરવાની છે. જો કે એમ કરવામાં બધા લેખકો શક્તિમાન હોતા નથી, યા સફળ થતા નથી, છતાં જે લેખક તરફથી તત્કાલીન સાહિત્ય પર નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખી તેમાંથી પોતાના વિષય પૂરતી સામગ્રી મેળવી તે કાળની બિનાઓનો કેવળ એક શુભ અખંડ અમિશ્રિત નિર્દેશ થાય, તે લેખકને તેટલે અંશે અભિનંદન આપવું યોગ્ય છે. આમાં ખાસ પળે પળે સ્મરણમાં રાખવું આવશ્યક છે કે સાંપ્રદાયિક મોહ કે કોમી દૃષ્ટિને ઇતિહાસની ચાળણીમાં ચાળી નાખવાં જોઈએ. ભટ્ઠીમાં ગાળી ભસ્મ કરવા જોઈએ. તેમ થાય તો જ સત્યદેવનું આરાધન થઈ શકશે.

વિક્રમની પંદરમી સદી વીતી ગઈ અને સોળમીનો પ્રારંભ થતાં હિંદનાં પાટનગર દિલ્હીનાં સિંહાસને સમ્રાટ અકબર બિરાજ્યો અને તેના સમયમાં મોગલ સત્તાનો સૂર્ય પૂર્ણ તેજથી પ્રકાશ્યો. તે સમ્રાટ અકબરને બધાં ધર્મોની માહિતી મેળવી તે સર્વમાંથી ઉપયુક્ત વસ્તુઓનું એકીકરણ કરી એક સર્વમાન્ય ધર્મ કાઢવાની ઉત્કંઠા થઈ, તે ઉત્કંઠા તૃપ્ત કરવા માટે સર્વ પૈકી એક એવા જૈન ધર્મના તે વખતે વિદ્યમાન આચાર્ય શ્રીહીરવિજયસૂરિને પોતાની પાસે બોલાવી તેમની સાથે મંત્રણા કરી. શ્રીહીરવિજયસૂરિજી એ શ્વેતાંબર જૈનના તપાગચ્છના આચાર્ય હતા, અને તેમણે જૈનધર્મના મહાત્મ્યની પ્રથમ ઝાંખી સમ્રાટ અકબરને કરાવી, આ આચાર્યનું જીવન ગુજરાતીમાં આલેખવાનો સબળ અને સફળ પ્રયત્ન મુનિ શ્રીવિદ્યાવિજયજીએ 'સૂરીશ્વર અને સમ્રાટ' એ નામના પુસ્તક રૂપે કરેલો તે સં. ૧૯૭૬ માં પ્રકટ થયો, (કે જેનો હિંદી અનુવાદ પણ ત્યાર પછી તેમણે બહાર પાડયો) જ્યારે પંદર વર્ષે સં. ૧૯૯૧ માં તે જ સમ્રાટ અકબરને થએલા પરિચયની જ્યોત જાળવી રાખવામાં સહાયક ખરતરગચ્છના આચાર્ય શ્રીજિનચન્દ્રસૂરિનું જીવન હિંદી ભાષામાં લખી પ્રકટ કરવાનો સફળ પ્રયાસ બિકાનેરના પ્રસિદ્ધ નાહટા કુટુમ્બના વંશજો શ્રીયુત અગરચન્દ અને ભંવરલાલ નાહટા તરફથી થયો છે તે જોઈ ખરેખર આનંદ થાય તેમ છે

શ્રીહીરવિજયસૂરિની પ્રતિષ્ઠા અને ગૌરવ જેટલાં તપાગચ્છમાં છે તેટલાં પ્રતિષ્ઠા અને ગૌરવ શ્રીજિનચન્દ્રસૂરિનાં ખરતરગચ્છમાં હોય તે સ્વાભાવિક છે.

ખરતરગચ્છ એ તપાગચ્છથી પ્રાચીન છે. તપાગચ્છની

ઉત્પત્તિ જગચ્ચન્દ્રસૂરિએ બહુ તપ કર્યો તેથી તેમને 'તપા' (એટલે તપસ્વી) એ બિરુદ (પ્રાપ્ત થયું), કહેવાય છે કે, મેવાડના તે વખતના પાટનગર આઘાટ નગરના રાજાએ સં. ૧૨૮૫ માં આપ્યું, તે પરથી તે સૂરિની શિષ્ય પરંપરાનો ગચ્છ 'તપા' નામથી પ્રસિદ્ધ થયો; જ્યારે ખરતરગચ્છની ઉત્પત્તિ ગુજરાતના પાટનગર અણહિલપુર પાટણમાં દુર્લભ(રાજ)સેન રાજાની (રાજ)સભામાં શ્રીજિનેશ્વરસૂરિયે ચૈત્યવાસી જૈન સાધુઓનો આચાર શાસ્ત્રસંમત નથી એમ બતાવી આપી 'ખરતર' (વિશેષ પ્રખર ઉગ્ર (સત્ય) આચારવાળા) બિરુદ પ્રાપ્ત કર્યું. એ પરથી તે સૂરિની શિષ્ય પરંપરા ખરતરગચ્છના નામે ઓળખાવા લાગી, એમ જણાવવામાં આવે છે.

પાટણની ગાદી પર ગુર્જરરાજ દુર્લભરાજે સં. ૧૦૬૬ થી ૧૦૭૮. એમ બાર વર્ષ રાજ્ય કર્યું, એમ મેરુતુંગસૂરિની વિચારશ્રેણી–સ્થવિરાવલીમાં, તેમજ રાજાવલીકોષ્ટકમાં જણાવ્યું છે અને તે શ્રીમાન્ ઓઝાજીએ અને અન્ય ઇતિહાસકારોએ સ્વીકારેલ છે. જ્યારે ખરતરગચ્છના કેટલાક, ઉપર્યુક્ત બનાવો બન્યાનો સંવત્ ૧૦૮૦, તો કોઈક ૧૦૨૪ આપે છે એમ ખરતરગચ્છ પટ્ટાવલીસંગ્રહ (સંગ્રાહક શ્રીજિનવિજયજી, પ્રકાશક બાબૂ પૂરણચન્દ્ર નાહર) પરથી અને અન્ય પટ્ટાવલી પરથી જણાય છે.

(૧) સં. ૧૫૮૨માં થએલી ખરતરગચ્છ–સૂરિપરંપરા પ્રશસ્તિમાં જણાવ્યું છે કે:—

तत्पट्टपंकेरुहराजहंसा, जैनेश्वराः सूरिशिरोऽवतंसाः
जयन्तु ते ये जिनशैवशासन–श्रुतप्रवीणा भववासमक्षिपन् ॥२७॥

श्रीपत्तने दुर्लभराजराज्ये, विजित्य वादे मठवासिसूरीन्।
वर्षेऽब्धिपक्षाभ्रशशिप्रमाणे, लेभेऽपि यैः खरतरो विरुदः [प्रशस्यः]
॥२८॥ युग्मम्

અર્થ—તે (વર્ધમાનસૂરિ)ના પટ્ટકમલ પર રાજહંસ રૂપ જિનેશ્વરસૂરિ મસ્તકના આભૂષણ થયા કે જેમણે જૈન શૈવ શાસનના શાસ્ત્રોમાં પ્રવીણ હોઈ ભવવાસને ફેંકી દીધો તેઓ જય પામો. શ્રીપત્તનમાં દુર્લભરાજના રાજ્યમાં મઠવાસી આચાર્યોને વાદમાં જીતી જેમણે સં. ૧૦૨૪ના વર્ષમાં 'ખરતર' નામનું [પ્રશંસનીય] બિરુદ પણ મેળવ્યું.

આ પ્રશસ્તિમાં જણાવેલી સં. ૧૦૨૪ની સાલને એક સંવત્ ૧૬૭૫ આસપાસની ખરતરપટ્ટાવલી 'दस सय चिहुं वीसेहीं' એટલે સંવત્ ૧૦૨૪ માં 'सुविहित गच्छ खरतर बिरुद, दुर्लभ नरवई जिहां दियउ। श्रीवर्धमान पट्टइ तिलउ, सूरि जिणसर गहगहयउ'॥

એમ કહી ટેકો આપે છે. પણ આ પુસ્તકના લેખક નાહટાજી 'दस सय चिहुं वीसेहीं' એનો અર્થ દસસો અને ચાર વીસ એટલે એંશી એવો કરે છે, તે ખરેખર હુશિયારી બતાવનારો (ingenious) છે.

---

*હુશિયારી બતાવનારો નહિં, પણ વસ્તુતઃ એજ અર્થ વાસ્તવિક છે. કારણ કે ૧૦૨૪નો અર્થ લેવામાં 'દસસય' શબ્દના પછી સીધી રીતે 'વીસ' શબ્દ લઈને 'ચિહુ' શબ્દ રખાય તોજ ૧૦૨૪નો અર્થ બરાબર થઈ શકે. પરંતુ કવિએ 'ચિહું' શબ્દને વચમાં લઈને અંતે 'વીસ' શબ્દ મૂક્યો છે એથી "ચિહું વીસેહિ"નો અર્થ 'ચાર વીસ એટલે એંસી' એજ બંધબેસતો છે. (ગુ. સ. સંપાદક)

(૨) ખરતર ગચ્છીય મુનિ ક્ષમાકલ્યાણની સં. ૧૮૩૦ની ખરતર ગચ્છની પટ્ટાવલીમાં એવું કથેલું છે :—

× × "एवं सुविहितपक्षधारकाः जिनेश्वरसूरयो विक्रमतः १०८० वर्षे खरतरविरुदधारका जाताः।

અને તે સમયમાં લખાયેલી બીજી પટ્ટાવલીમાં પણ તે સૂરિ માટે એમ જણાવેલું છે કે 'संवत् १०८० दुर्लभराजसभायां ८४ मठपतीन् जित्वा प्राप्तखरतरविरुदः।

**આમાં ત્રણ હકીકત આવે છે :**—(૧) પાટણમાં જિનેશ્વરસૂરિએ દુર્લભરાજના રાજ્યમાં તેની રાજ્યસભામાં મઠવાસીને હરાવ્યા. (૨) તે જયથી 'ખરતર' બિરૂદ તેમણે મેળવ્યું. (૩) તે ઘટના સં. ૧૦૨૪માં કે સં. ૧૦૮૦ માં બની. આ ત્રણેના સંબંધમાં વિશેષ પ્રાચીન પ્રમાણો કેવા પ્રકારના મળે છે તે જોઈએ.

ઉક્ત જિનેશ્વરસૂરિના પટ્ટધર જિનચન્દ્રસૂરિના શિષ્ય પ્રસન્નચન્દ્રસૂરિના શિષ્ય સુમતિ વાચકના શિષ્ય મુનિ ગુણચન્દ્રે મહાવીરચરિય પ્રાકૃત ભાષામાં સં. ૧૧૩૯ માં (શ્રીહેમચન્દ્રસૂરિના ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના દશમા પર્વમાં આવેલ સંસ્કૃતમાં મહાવીરચરિત્ર રચાયું તે પહેલાં) રચી પૂર્ણ કર્યું તેમાં છેલ્લી પ્રશસ્તિમાં કહ્યું છે કે :—વર્દ્ધમાન સૂરિને બે શિષ્ય હતા. પ્રથમ જિનેશ્વરસૂરિ અને બીજા બુદ્ધિસાગરસૂરિ, અને

वोहित्थोव्व समत्थो, सिरिसूरिजिणेसरो पढमो।
गुरुसाराओ धवलाओ, खरय(रा) साहुसंतई जाया॥

[પાઠાંતર] **गुरुसाराओ धवलाओ, निम्मल[ा] साहुसंतई जाया ॥**
**हिमवंताओ गंगुव्व, निग्गया सयलजणपुज्जा।**
**अण्णो य पुण्णिमाचंद सुंदरो-बुद्धिसागरो सूरी॥**

[પીટર્સન રિપોર્ટ, ૩; ૩૦૬ પી. ૫,૩૩]

**અર્થ**—પ્રથમ શિષ્ય જિનેશ્વરસૂરિ બુદ્ધિમાન્ સમર્થ હતા, તે ધવલગુરુના સારમાંથી ખરતર (પાઠાંતર–નિર્મલ) સાધુ સન્તતિ થઈ. જેમ હિમવન્તમાંથી સકલ જનને પૂજ્ય એવી ગંગા નીકળી તેમ; બીજા શિષ્ય તે પૂર્ણિમાના ચન્દ્ર જેવા સુંદર બુદ્ધિસાગર સૂરિ થયા +

[આ ગ્રન્થ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર–ફંડના ગ્રન્થાંક ૭૫ તરીકે પ્રકટ થઈ ગયો છે તેમાં ઉપરની ગાથામાં '**खरयरा**'ને બદલે **सुविहिया** [**निम्मला**'पु.] એમ છાપેલું છે.]

ઉક્ત જિનેશ્વરસૂરિના શિષ્ય નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિના શિષ્ય પ્રસન્નચન્દ્રસૂરિના (પ્ર)શિષ્ય દેવભદ્રસૂરિએ.*

+આ ગાથાયુગલનો વાસ્તવિક અર્થ આ પ્રમાણે છે, પ્રથમ શિષ્ય શ્રીજિનેશ્વરસૂરિ થયા કે જેઓ ભવ્ય જીવોને સંસારસમુદ્રથી તારવાને વાહણના સમાન હતા, ધૈર્યૌદાર્ય આદિ અનેક ગુણોથી અત્યંત સારતા (પ્રધાનતા) વાળા અને ધવલ (ઉજ્જવળ) આચારવાળા એવા તે આચાર્યશ્રીથી, જેમ હિમવાન્ પર્વતમાંથી સકલજનને પૂજ્ય એવી ગંગા નદી નીકળી છે. તેમ ખરતર (અત્યંત કઠોર) યા નિર્મલ આચારવાળા સાધુઓની સંતતિ (પરંપરા) થઈ, અને બીજા શિષ્ય તે પૂર્ણિમાના ચંદ્ર સમાન સુંદર એવા બુદ્ધિસાગરસૂરિ થયા. (ગુ. સં. સં.)

* પાર્શ્વનાથ ચરિત્રકાર આચાર્ય દેવભદ્ર અને મહાવીર ચરિત્રકાર મુનિ ગુણચંદ્ર એ વિભિન્ન વ્યક્તિઓ નથી; પરંતુ દીક્ષાનું નામ એમનું ગુણચંદ્ર હતું, અને આચાર્ય થયા પછી એમનું જ નામ દેવભદ્રસૂરિ તરીકે પ્રસિદ્ધ થએલ છે: આમ બે નામ હોવા છતાં વસ્તુતઃ વ્યક્તિ એકજ છે. (ગુ. સં.)

પ્રાકૃતમાં પાર્શ્વનાથ ચરિય સં. ૧૧૬૮ [वसु रस रुद्र] ના વર્ષમાં રચ્યું, તેમાં પ્રશસ્તિમાં એટલું જણાવ્યું છે કે—

तस्सासि दोन्नि सीसा, ज(ग)याविक्खाया दिवायरससिव्व।
आयरिअजिणेसर-बुद्धिसागरायरियनामाणो ॥ (પી. ૩,૬૪)

**અર્થ**—તે (વર્ધમાનસૂરિ)ના જયથી (જગમાં) વિખ્યાત થએલા સૂર્ય અને ચંદ્રમાની જેવા (અનુક્રમે) બે શિષ્ય-આચાર્ય જિનેશ્વર અને બુદ્ધિસાગર આચાર્ય એ નામના થયા.

આ ગ્રન્થને 'જેસલમેર જૈન ભાંડાગારીયગ્રન્થાનાં સૂચિપત્રમ્'માં ગ્રથાંક ૨૯૬ તરીકે માત્ર નામ આપી ૨૨૯ પત્રો જણાવી તાડપત્રીય પ્રત તરીકે નોંધેલ છે. તેમાં ઉપલી ગાથાની બીજી પંક્તિ નીચે પ્રમાણે છે એમ શ્રીયુત નાહટાજીનું કહેવું છે:-

आयरियजिणेसर-बुद्धिसागर[ा] खरयरा णाया।

એટલે ખરતર બિરૂદથી જ્ઞાત થએલા આચાર્ય જિનેશ્વર અને બુદ્ધિસાગર—એમ તેમાં 'ખરતર' શબ્દ મૂકેલો છે.

સં. ૧૧૭૦માં લિખિત કવિ પાલ્હે અપભ્રંશ[ભાષા]માં કરેલી ખરતર પટ્ટાવલી × કે જે 'અપભ્રંશકાવ્યત્રયી'ના પરિશિષ્ટમાં પૃ. ૧૧૦થી ૧૧૨માં આપી છે તેમાં કહેલ છે કે:-

देवसूरि पहु नेमिचंदु बहुगुणिहिं पसिद्धउ।
उज्जोयणु तह वद्धमाणु खरतर वर लद्धउ ॥
सुगुरु जिणेसरसूरि नियमि जिणचंदु सुसंजमि।
अभयदेव सव्वंगु नाणि जिणवल्लह आगमि ॥
जिणदत्तसूरि ठिउ पट्टि तहि जिण उज्जोइउ जिणवयणु ॥
सावइहिं परिक्खिवि परिवरिउ मुल्लि महग्घउ जि(म)ण रयणू ॥

×ઉક્ત પટ્ટાવલી અમારા "ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ" (પૃ. ૩૬૫ થી ૩૬૮)માં છપાએલ છે. (અહિં 'અમારા' એ શબ્દથી સર્વત્ર

આમાં ખરતરનો વર જેણે લબ્ધ કર્યો છે તે વિશેષણ સામાન્ય રીતે ઉદ્યોતન પછી થએલ વર્ધમાનને લાગુ પડે, પણ તે સુગુરૂ જિનેશ્વરસૂરિને લગાડવાનું છે.

ઉપર્યુક્ત જિનેશ્વરસૂરિના જિનચન્દ્રસૂરિ અને અભયદેવસૂરિ તેમના જિનવલ્લભસૂરિ અને તેમના પટ્ટધર જિનદત્તસૂરિ [આચાર્ય પદ સં. ૧૧૬૯. સ્વ. ૧૨૧૧] કૃત 'સુગુરુ પારતંત્ર્યમ્'માં ઉક્ત જિનેશ્વરસૂરિ સંબંધી એવું દર્શાવ્યું છે કે-

पुरओ दुल्लह महिवल्ल-हस्स अणहिल्लवाडए पयडं।
मुक्का वियारिऊणं, सीहेण व दव्वलिंगीगया ॥१०॥
दसमच्छेरयनिसि-विप्फुरंत सच्छंदसूरिमयतिमिरं।
सूरेण व सूरिजिणे-सरेण हयमहियदोसेण ॥११॥

અર્થ—અણહિલ્લવાડામાં દુર્લભ નૃપતિ પાસે 'દ્રવ્યલિંગીરૂપી ગજો[ને] સિંહની પેઠે વિદારી નાંખ્યા અને દશમા અચ્છેરા (આશ્ચર્ય)રૂપી રાત્રિમાં ફેલાએલ સ્વચ્છંદરૂપી સૂરિના મતરૂપી અંધારૂં જેણે સૂર્યની પેઠે ટાળી નાંખ્યું એવા નિર્દોષ જિનેશ્વરસૂરિ.

તેજ જિનદત્તસૂરિ વળી પોતાના ગણધરસાર્દ્ધશતકમાં ઉક્ત જિનેશ્વરસૂરિ સંબંધી વિશેષ જણાવે છે કેઃ-

जेसिं पयपउमसेवा-रसिओ भमरुव्व सव्वभमरहिओ।
ससमय-परसमयसत्थ-पयत्थवित्थारणसमत्थो ॥६४॥
अणहिल्लवाडए नाडइव्व, दंसियसुपत्तसंदोहे।
पउरपए बहुकविदूसगे य सन्नायगाणुगए ॥६५॥
सड्ढियदुल्लहराए, सरसइअंकोवसोहिए सुहए।
मज्झे रायसहं पविसिऊण लोयागमाणुमयं ॥६६॥
नामायरिएहिं समं, करिय वियारं वियाररहिएहिं।

वसईहिं निवासो साहूण ठविओ ठाविओ अप्पा ॥६७॥
परिहरिय गुरुकमागय-वरवत्ताए वि गुज्जरत्ताए ।
वसहिनिवासो जेहिं. फुडीकओ गुज्जरत्ताए ॥६८॥

તેમના [વર્ધમાનસૂરિના] પદકમલની સેવામાં રસિક એવા ભ્રમરની પેઠે સર્વ ભ્રમથી રહિત, સ્વસમય અને પરસમય (શાસ્ત્ર)ના પદાર્થ જેણે અર્થ સહિત વિસ્તારેલા એવા સમર્થ (જિનેશ્વરસૂરિએ) અણુહિલ્લવાડામાં નાટકમાં જેમ છે તેમ સુપાત્રના સંદોહ જેણે દેખાડયા છે એવા, પ્રચુર (પદ) પ્રજ (?), બહુકવિદૂષક, સન્નાયકને અનુગત એવા ઋદ્ધિમાન્ રાજા દુર્લભરાજ સરસ્વતી અંકથી ઉપશોભિત, સુબદ્ધ અને સુભગ રાજ્ય કરતા સતા તેની લોકાગમને અનુમત એવી રાજ્યસભામાં પ્રવેશ કરીને વિચારહીન એવા નામના આચાર્યો સાથે વિચાર-વિવાદ કરીને 'સાધુઓનો નિવાસ વસતિમાં હોવો જોઇએ' એ સ્થાપિત કર્યું અને ગુરૂક્રમથી ચાલી આવેલી (ઉત્તમ ધર્મની) વાત (પણ) જેણે તજી દીધી હતી એવી ગુર્જરત્રા (ગુજરાત)માં પણ જેસણે વસતિ નિવાસ સ્ફુટ કર્યો.

(ગુજરાત એ શબ્દ, જે 'ગુર્જરત્રા' શબ્દમાંથી ફલિત થયું મનાય છે તે 'ગુર્જરત્રા' બારમી સદી જેટલો તો જૂનો છેજ એ આ અવતરણ પરથી સિદ્ધ થાય છે.)

ઉક્ત જિનેશ્વરસૂરિએ રચેલા પંચલિંગી પ્રકરણ પર ઉક્ત જિનદત્તસૂરિના પટ્ટધર (મણિધારી) જિનચંદ્રસૂરિ (તેમ)ના પટ્ટધર જિનપતિસૂરિએ (સૂરિપદ સં. ૧૨૨૩, ને સ્વ. સં. ૧૨૭૭ વચ્ચે) વૃત્તિ રચતાં તેની આદિમાંજ કહેલ છે કે

इह गूर्जरवसुधाधिपश्रीदुर्लभराजसभासभ्यसमाज

महावादिचैत्यवासिकल्पितजिनभवनवास[निरास]समासादित-विस्तत्वरकीर्त्तिकर्पूरपूरसुरभितत्रिभुवनभवनाभोगश्रीजिनेश्वर-सूरिविरचितपंचलिंग्याख्यप्रकरणस्य। (પા ૩ પૃ. ૨૫૦)

—આ ગુર્જરભૂમિના રાજા શ્રીદુર્લભરાજની સભાના મધ્યસમાજમાં મહાવાદી ચૈત્યવાસીના કલ્પિત જિનમંદિરમાં વાસને નિર્મૂલ કરીને જેની કીર્તિરૂપી કપૂરથી સુગંધિત થયેલ ત્રિભુવનરૂપી ભવન છે એવા શ્રીજિનેશ્વરસૂરિના રચેલ પંચલિંગી નામના પ્રકરણની.........

તે જ ભાવાર્થનું ઉકત જિનપતિસૂરિએ સંઘપટ્ટકની વિવૃતિના પ્રારંભમાં જિનેશ્વરસૂરિ સંબંધે કહ્યું છે. જૂઓ અપભ્રંશ કાવ્યત્રયીની પંડિત શ્રીલાલચંદભાઈની પ્રસ્તાવના પૃષ્ઠ ૧૦.

પૂર્ણભદ્રે સં. ૧૨૮૫ (કે જે વખતની આસપાસ તપાગચ્છના સ્થાપક જગચ્ચન્દ્રસૂરિએ તપ વડે 'તપા' નામનું બિરુદ પ્રાપ્ત કર્યું) માં ધન્નાશાલિભદ્ર ચરિત્ર રચ્યું છે તેની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે :—

श्रीमद्गुर्जरभूमिभूषणमणौ श्रीपत्तने पत्तने,
श्रीमद्दुर्लभराजराजपुरतो यश्चैत्यवासिद्विपान्।
निर्लोठ्यागमहेतुयुक्तिनखरैर्वासं गृहस्थालये,
साधूनां समतिष्ठपन् मुनिमृगाधीशोऽप्रधृष्यः परैः ॥ १॥
सूरिः स चान्द्रकुलमानसराजहंसः
श्रीमज्जिनेश्वर इति प्रथितः पृथिव्यां।

શ્રી (થી) ભરેલી ગુર્જરભૂમિના આભૂષણ મણિ રૂપ શ્રીપત્તન નામના શહેરમાં શ્રીમદ્ દુર્લભરાજ રાજાની આગળ જેણે (જિનચૈત્યોમાં વસનારા) ચૈત્યવાસી રૂપી હાથી(ઓ)ને આગમહેતુ યુકિતરૂપી નખથી પરાજિત કરીને અન્યથી

(પરાસવ) ખાધા ન જાય તેવા જે મુનિરૂપી સિંહે 'ગૃહસ્થની માલેકીની જગ્યાએ સાધુઓએ વાસ કરવો જોઇએ' એમ સ્થાપિત કર્યું એવા ચંદ્રકુલ રૂપ માનસરોવરના રાજહંસરૂપી સૂરિ શ્રીમદ્ જિનેશ્વરસૂરિ પૃથ્વીમાં પ્રસિદ્ધ થયા

સં. ૧૨૯૫ માં ઉક્ત જિનપતિસૂરિ શિષ્ય સુમતિ ગણિએ ઉપર્યુક્ત ગણધરસાર્દ્ધશતક પર બૃહદ્‌વૃત્તિ રચી છે તેમાંથી જિનેશ્વરસૂરિનું વિશેષ ચરિત્ર મળી આવશે, તે આખી વૃત્તિ ઐતિહાસિક વિગતોનો ભંડાર છે છતાં તે પ્રગટ થઈ નથી+ એ દુર્ભાગ્યનો વિષય છે. ઉક્ત જિનેશ્વરસૂરિના લીલાવતી (કથા) તથા (?) કાવ્યનો ઉદ્ધાર થતાં છેવટે લખેલ છે કે :—

"इति श्रीवर्द्धमानसूरिशिष्यावतंस-वसतिमार्गप्रकाशकप्रभु-श्रीजिनेश्वरसूरिविरचित-प्राकृतश्रीनिर्वाणलीलावतीकथेतिवृत्तो-द्धारे लीलावतीसारे जिनांके" (जेसल. सूचीपत्र ४३ अंक३४७)

---

× આ વૃત્તિનું જ અંતર્ગત પ્રકરણ (શ્રીવર્દ્ધમાનસૂરિથી શ્રીજિનદત્તસૂરિ સુધીના ઐતિહાસિક ચરિત્રોવાળું ચારિત્રસિંહ ગણિ કૃત તેમ એની લઘુવૃત્તિ પદ્મમંદિર ગણિ કૃત જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફંડ સુરત તરફથી પ્રકટ થઈ ચૂકેલ છે, અને એનું ભાષાંતર પણ શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ જ્ઞાન-ભંડાર ઇન્દોરથી પ્રકાશિત થએલ છે. આ વૃત્તિમાં ખરતર બિરૂદ પ્રાપ્તિ વિષયક ઉલ્લેખ આ પ્રકારે છે :—

"किं बहुनेत्थं वादं कृत्वा विपक्षान्निर्जित्य राजामात्यश्रेष्ठि-सार्थवाहप्रभृतिपुरप्रधानपुरुषैः सह मद्दहट्टेषु वसतिमार्ग-प्रकाशनयशःपताकायमानकाव्यवन्धान् दुर्जनजनकर्णशूलान् साटोपं पठत्सु सत्सु प्रविष्टा वसतौ प्राप्तखरतरविरुदा भगवन्तः श्रीजिनेश्वरसूरयः, एवं गुर्जरत्रादेशे श्रीजिनेश्वरसूरीणां [सुविहितसाधुविहारः] प्रथयाञ्चक्रे (?)."

ઉપરના પ્રમાણો જિનેશ્વરસૂરિની શિષ્ય પરંપરામાંના જોયા; હવે આપણે તેથી ભિન્ન પરંપરામાંનું એક સ્વતંત્ર પ્રમાણ લઈએ, તે ચન્દ્રગચ્છમાંથી પછીથી થએલ રાજગચ્છના ધનેશ્વરસૂરિ, અજિતસિંહ, શાલિભદ્ર, શ્રીચન્દ્ર જિનેશ્વરાદિ, પૂર્ણભદ્ર, ચન્દ્રપ્રભસૂરિ શિષ્ય પ્રભાનંદસૂરિએ પ્રભાવક ચરિત્ર સંસ્કૃત કાવ્યમાં સંવત્ ૧૩૩૪માં રચ્યું છે તેમાં આપેલા જિનેશ્વરસૂરિના શિષ્ય અભયદેવસૂરિ કે જેમણે નવ અંગોપર સંસ્કૃત વૃત્તિઓ રચી છે તેના ચરિત્રમાંથી નીચેની હકીકત મળી આવે છે :-

'ભોજના રાજત્વકાળમાં ધારાનગરીમાં વસતા લક્ષ્મીપતિ નામે શ્રીમન્તને ત્યાં રહેલા મધ્ય દેશના બે વિદ્વાન યુવાન્ વ બ્રાહ્મણપુત્રો શ્રીધર અને શ્રીપતિએ આચાર્ય વર્ધમાનસૂરિ પાસે દીક્ષા લીધી અને તેઓ જિનેશ્વર અને બુદ્ધિસાગર નામથી પ્રસિદ્ધ થયા.'

'આ વખતે પાટણમાં ચૈત્યવાસીઓનુ પ્રાબલ્ય હતું, તે એટલા સુધી કે તેમની સમ્મતિ સિવાય સુવિહિત સાધુ પાટણમાં રહી નહોતા શકતા, આચાર્ય વર્ધમાનસૂરિએ પોતાના શિષ્ય જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરને ત્યાં મોકલીને પાટણમાં સુવિહિત સાધુઓના વિહાર અને નિવાસ ચાલુ કરાવવાનો વિચાર કર્યો. અને પોતાના ઉક્ત બન્ને શિષ્યોને* પાટણ તરફ વિહાર કરાવ્યો. તે બન્ને પાટણમાં ગયા પણ ત્યાં તેમને

* સં. ૧૨૯૫માં રચાયેલ ગણધરસાર્ધશતક બૃહદ્વૃત્તિમાં વર્ધમાનસૂરિજી પણ પાટણ સાથે જ પધાર્યા હતા અને રાજસભામાં પણ સાથે હતા, એવો સ્પષ્ટ ઉલ્લેખ છે.

—લેખક.

ઉતરવા માટે ઉપાશ્રય મળ્યો નહિ; બધે ફરીને તેઓ ત્યાંના સોમેશ્વર નામના પુરોહિતને ત્યાં ગયા અને પોતાની વિદ્વત્તાનો પરિચય આપી તેના મકાનમાં રહ્યા. જ્યારે ચૈત્યવાસીઓને એ સમાચાર મળ્યા તો પોતાના નિયુક્ત પુરુષો દ્વારા તેમને પાટણ છોડી જવા જણાવ્યું, પણ પુરોહિતે કહ્યું કે આ બાબતનો ન્યાય રાજસભામાં થશે. આથી ચૈત્યવાસીઓએ રાજાની મુલાકાત લીધી ને વનરાજના સમયથી પાટણમાં સ્થપાએલ ચૈત્યવાસીઓની સાર્વભૌમ સત્તાનો ઈતિહાસ સંભળાવ્યો, જે પરથી પાટણનો નૃપતિ દુર્લભરાજ પણ લાચાર થયો અને પોતાના ઉપરોધથી એ સાધુઓને અહીં રહેવા દેવા માટે આગ્રહ કર્યો કે જે વાત ચૈત્યવાસીઓએ માન્ય કરી.'

'એ પછી પુરોહિતે સુવિહિત સાધુઓના ઉપાશ્રય માટે રાજાને પ્રાર્થના કરી. રાજાએ એ કામની ભલામણ પોતાના ગુરુ શૈવાચાર્ય જ્ઞાનદેવને કરી, જે ઉપરથી ભાત બજારમાં યોગ્ય જમીન પ્રાપ્ત કરીને પુરોહિતે ત્યાં ઉપાશ્રય કરાવ્યો ત્યાર પછી સુવિહિત સાધુઓને માટે વસતિઓ થવા માંડી.'

'જિનેશ્વરસૂરિ જ્યારે પહેલીવાર પાટણમાં ગયા ત્યારે પાટણમાં દુર્લભરાજનું રાજ્ય હોવાનું આ પ્રબંધકાર લખે છે. (જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે) જિનદત્તસૂરિ આદિ ખરતર ગચ્છીય આચાર્યો પણ ગણધરસાર્દ્ધશતક આદિમાં તે વખતે પાટણમાં દુર્લભરાજનું રાજ્ય બતાવે છે, પણ ખરતરગચ્છ-વાળાઓ એ પ્રસંગ (સં. ૧૦૨૪ કે સં. ૧૦૮૦ કોઈ) ૧૦૮૪*માં બન્યાનું લખે છે તે બરાબર લખાતું નથી, કારણ

* સં. ૧૦૮૪નું પ્રમાણ કોઈએ આપ્યું હોય એથી અમે અજ્ઞાત છીએ, છતાં મુનિ શ્રીકલ્યાણવિજયજી જેવા ઇતિહાસજ્ઞ તે આપે છે તો તેનું પ્રમાણ તે જણાવશે.

કે (૧૦૨૪માં મૂળરાજનું રાજ્ય હતું, અને સં. ૧૦૮૦માં કે) સં. ૧૦૮૪માં પાટણમાં દુર્લભરાજનું રાજ્ય નહીં પણ ભીમદેવનું રાજ્ય હતું."

–ઇતિહાસમહોદધિ સાક્ષર મુનિ શ્રીકલ્યાણવિજયજીની પ્રભાવક ચરિતના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવના.

તત્કાલીન પ્રાચીન પ્રમાણથી જિનેશ્વરસૂરિને 'ખરતર' એ બિરુદ મળ્યું અને તે મળ્યું તો અમુક વર્ષમાં મળ્યું એ શોધી કાઢી બતાવવામાં ઐતિહાસિક સંશોધકોએ પ્રયાસ સેવવા યોગ્ય છે. આ વિષય પર લેખક મહાશયને સં. ૧૧૭૦ ની લખેલી પટ્ટાવલી× જોવા મળી છે. તેમાં જિનેશ્વરસૂરિને 'ખરતર' બિરુદ મળ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે અને તે વિષય પર વિશેષ વિચાર લેખક મહાશય એક સ્વતંત્ર નિબંધ રૂપે પ્રગટ કરશે એમ પૃ. ૧૧ની ટિપ્પણમાં પોતે જણાવે છે; તો આ નિબંધ પ્રગટ થએ વિશેષ પ્રકાશ પડવાની આશા રહે છે.

બૃહત્ખરતરગચ્છની પટ્ટાવલીમાં શ્રીમાન્ પ્રભુ મહાવીરથી ઉક્ત જિનેશ્વરસૂરિનું સ્થાન ૪૦મું છે, ત્યાર પછી તેની પટ્ટપરંપરામાં પ્રસ્તુત પુસ્તકના નાયક છઠ્ઠા જિનચન્દ્ર સૂરિનું સ્થાન ૬૧ મું છે.

નાયકના ચરિતમાં બીકાનેરના મંત્રી કર્મચન્દ્ર અગત્યનો ભાગ ભજવે છે. તેમના દ્વારા સમ્રાટ અકબર સાથે મેળાપ–પરિચય, જીવવધત્યાગ–અમારિનાં ફરમાન, શાહજાદા સલીમ તથા અમીર ઉમરાવ સાથે પિછાન, સલીમ પાદશાહ થતાં

×આ પટ્ટાવલી તે છે જેનું અવતરણ દેસાઈ મહાશયે અમારી સૂચનાનુસાર આ ગુ૦ સંસ્કરણની પ્રસ્તાવનાના પૃ. ૩૧માં આપેલ છે.

તેણે સાધુઓ પ્રત્યે તિરસ્કારથી-કાઢેલ હુકમનું રદ કરાવવું વગેરે અનેક બિનાઓથી નાયકનું ચરિત્ર રસભર્યું અને માહિતીવાળું છે. તેને યોગ્ય ન્યાય આપવા માટે લેખક મહાશયે ઘણી મહેનત લઈ તત્કાલીન સાહિત્યમાંથી ઘણી વિગતો એકઠી કરી તેને અનુક્રમમાં સરલ અને રુચિકર ભાષામાં પ્રયોજી એક સત્ય જીવનચરિત આલેખી પ્રકટ કર્યું છે, તે માટે લેખક મહાશયને અભિનંદન ઘટે છે

કર્મચન્દ્ર મન્ત્રી સંબંધી, ગુણવિનય ઉપાધ્યાય કૃત 'કર્મચન્દ્ર મન્ત્રી પ્રબન્ધ' ગુજરાતી પદ્યમાં સં. ૧૬૫૫ માં રચેલો બહાર પડયો તે પરથી આપણે જાણતા થયા હતા અને મુનિ શ્રીવિદ્યાવિજયજીએ 'સૂરીશ્વર અને સમ્રાટ'માં પૃ. ૧૫૩-૫૪ પર ટૂંકમાં હકીકત જણાવી છે પણ તે ગુજરાતી પ્રબંધ તે ગુણવિનયનાજ ગુરુ જયસોમ ઉપાધ્યાયે સંસ્કૃતમાં સં. ૧૬૫૦ માં અકબરના રાજ્યદિનથી ૩૮ મા વર્ષે લાહોરમાં પ્રબંધ રચ્યો હતો, તેના પરથી ગુણવિનયે કર્યો હતો, અને તે સંસ્કૃત પ્રબંધપર તેજ ગુણવિનયે સંસ્કૃતમાં વ્યાખ્યા સં. ૧૬૫૬ માં શ્રીતોસામપુરે કર્મચન્દ્ર મન્ત્રીના આગ્રહથી રચી પૂરી કરી હતી, તે પ્રસિદ્ધ ઇતિહાસ રસિક શ્રીમાન્ પૂરણચન્દજી નાહર એમ. એ, બી. એલ; પાસેથી મને પ્રાપ્ત થઈ હતી અને તે પરથી તેમજ શ્રીયુત ઉમરાવસિંહજી ટાંકના અંગ્રેજી ચરિતમાંથી હકીકત લઈને અનુક્રમે મારા "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" નામના પુસ્તકમાં પારા ૮૩૬ થી ૮૪૪ માં તેમજ મુનિ શ્રીજિન-વિજયજી સંપાદિત જૈન ઐતિહાસિક કાવ્ય સંચયની પ્રસ્તાવનામાં મેં વિશેષ હકીકત આપી હતી. [ તે સંસ્કૃત

મૂળ પ્રબંધ 'કર્મચંદ્રવંશોત્કીર્તનકં કાવ્યમ્' એ નામે રાયબહાદુર ગૌરીશંકર ઓઝાજીએ સંપાદિત કરી હિંદી અનુવાદ સહિત સન્ ૧૯૨૮ માં છપાવ્યો છે, પણ હજુ સુધી જનતા સમક્ષ પ્રકટ થયો નથી, વળી ખરી ઉપયોગી તેના ઉપરની ગુણવિનયકૃત સંસ્કૃત ટીકા હજી સુધી છપાઈ નથી, એ દુર્ભાગ્યનો વિષય છે. [ જૂઓ જૈન યુગ પુસ્તક ૫, પૃ. ૪૯૦ થી ૪૯૪ ]

લેખક મહાશયોએ વિશેષ શોધખોળ કરી ઉકત કર્મચન્દ્ર મન્ત્રીના જીવન અને વંશજનું વિશ્વસનીય ચિત્ર રજૂ કર્યું છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

સમ્રાટ અકબરને જૈનસાધુઓથી આછો આછો પરિચય સં. ૧૬૩૯ પહેલાં થયો હતો, પણ તેના પર પ્રબલ અવિચલ અને વ્યાપક અસર કરનાર જૈન તપાગચ્છના આચાર્ય શ્રી હીરવિજયસૂરિ હતા એ નિર્વિવાદ છે; અને પછી તે અસર કાયમ રાખનાર તેમનું શિષ્યમંડળ વિજયસેનસૂરિ, ભાનુચંદ્ર આદિનુ હતું. તેનું એકજ દ્દષ્ટાન્ત બસ થશે કે અકબરના મિત્ર અને મંત્રી જેવા વિદ્વાન્ અબુલફજલે ઉર્દુ ભાષામાં લખેલા 'આઈન-ઇ-અકબરી' નામના પ્રસિદ્ધ પુસ્તક પરથી જણાય છે કે, અકબરે પોતાની ધર્મસભાના સભ્યોને પાંચ વિભાગમાં વિભક્ત કર્યા હતા, તે બધામાં મળીને કૂલ ૧૪૦ સભ્યો હતા પહેલા વર્ગના ૨૧ સભ્યો છે, તેમાં પ્રથમનાં બાર નામો મુસલમાનોનાં છે, અને સોળમું નામ હીરજીસૂર (હીરવિજયસૂરિ)નું છે; ને પાંચમા વર્ગમાં વિજયસેન અને ભાનુચંદ્રને મૂકેલા છે.

આ રીતે જૈનોમાંથી ત્રણ પ્રસિદ્ધ વ્યક્તિઓ બધી તપા

ગચ્છના સાધુઓ અકબરની ધર્મસભાના સભ્યો તરીકે મૂકાએલા છે, પરન્તુ ખરતરગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિ કે અન્ય પ્રસિદ્ધ વ્યકિત તેમાં દાખલ કરેલ નથી. અબુલફજલનું ખૂન સલીમે (જહાંગીરે) સન ૧૬૦૨ની ૧૨મી ઓગસ્ટે (સં. ૧૬૫૯માં) કરાવ્યું, જ્યારે તેના મરણ પહેલાં દશ વર્ષે જિનચન્દ્રસૂરિને સં. ૧૬૪૯માં લાહોરમાં યુગપ્રધાનપદ મળ્યું અને અકબર બાદશાહની સાથે તેમનો અને તેમના શિષ્ય જિનસિંહસૂરિનો વિશેષ પરિચય થયો, છતાં તે બન્નેમાંથી એકેનો તેમજ સમયસુંદર આદિ વિદ્વાન્ વ્યકિતનો પણ સમાવેશ આઈન – ઈ – અકબરીમાં કરવામાં આવ્યો જણાતો નથી.*

*આઈન–ઈ–અકબરીમાં ભલે ઉલ્લેખ ન મળે, પરંતુ એથીયે અધિક મહત્ત્વનો ઉલ્લેખ અષ્ટાન્હિકા ફરમાન પત્રમાં છે. સમ્રાટ અકબર સ્વયં જિનચંદ્રસૂરિજીનો પ્રભાવ આ પ્રમાણે વ્યક્ત કરે છે:—

"इससे पहले शुभ चिन्तक तपस्वी जिनचन्द्रसूरि खरतर हमारी सेवामें रहता था। जब उसकी भगवद्भक्ति प्रकट हुइ तब हमने उसको अपनी बडी बादशाहीकी महरबानियोंमें मिला लिया."

(આ ગ્રંથના પરિશિષ્ટ 'ગ'માં જૂઓ)

શ્રીજિનસિંહસૂરિનોય ઉલ્લેખ સમ્રાટ અકબર અને જહાંગીર બન્ને આ પ્રકારે કરે છે:-

"इन दिनों आचार्य जिनसिंहसूरि उर्फ मानसिंहने अर्ज कराई कि पहले जो ऊपर लिखे अनुसार हुकम हुआथा वह खो गया है, इस लिये हमने उस फरमान के अनुसार नया फरमान इनायत किया है।" (ઉક્ત ફરમાન પરિ० (ગ).

"इन सेवडोंके दो पंथ हैं, एक तपा दूसरा करतल (खरतर). मानसिंह (जिनसिंहसूरि) करतलों (खरतरों)

શ્રીમાન્ જિનવિજયજી પ્રાચીન શિલાલેખ સંગ્રહના બીજા ભાગમાં પોતાના અવલોકન પૃ. ૩૬માં કથે છે કેઃ–

'સં. ૧૬૩૯થી ૧૬૬૦ સુધી અકબરને જૈન વિદ્વાનોનો સતત સહવાસ રહ્યો, તેમાં પ્રથમના દશ વર્ષોમાં તપાગચ્છનું અને પછીના દશ વર્ષમાં ખરતરગચ્છનું વિશેષ વલણ હતું એમ કહેવામાં કાંઈ હરકત નથી; પરંતુ સાથે એટલું તો અવશ્ય કહેવુંજ જોઈએ કે ખરતરગચ્છ કરતાં તપાગચ્છને વિશેષ માન મળ્યું હતું. અને બાદશાહ પાસેથી સુકૃત્યો પણ એ ગચ્છવાળાઓએ અધિક કરાવ્યાં હતાં.'

લેખકે હીરવિજયસૂરિ સંબંધી ટૂંક ઉલ્લેખ છઠ્ઠા પ્રકરણમાં કરી તેમનું સવિશેષ ચરિત જોવા વાચકને 'સૂરીશ્વર અને સમ્રાટ' એ પુસ્તકનો હવાલો આપી દીધો છે.

તપાગચ્છાચાર્ય હીરવિજયસૂરિ સં. ૧૬૩૯થી ૧૬૪૨ એમ ત્રણ વર્ષ અકબર બાદશાહ પર પ્રભાવ પાડી ગુજરાત પ્રત્યે વિહાર કરી ગયા ને પોતાના કેટલાક શિષ્યોને વખતો વખત તેના પરિચયમાં આવ્યે જાય તે માટે રાખતા ગયા. ત્યાર પછી ખરતરગચ્છાચાર્ય જિનચન્દ્રસૂરિએ સમ્રાટનું કર્મચન્દ્ર મંત્રી દ્વારા આમંત્રણ થતાં લાહોર જઈ અકબર બાદશાહને મળી પોતાનો અને પોતાના ધર્મનો પરિચય કરાવ્યો (લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૮ ફા.સુ. ૧૨) ત્યાર પછી તેમણે તથા તેમના શિષ્યમંડળે–જિનસિંહસૂરિ આદિએ તે અકબર બાદશાહ પર પોતાની અસર ચાલુ રાખી–એ સર્વે

का सरदार था और वाल (? भानु)चंद्र तपोंका, दोनों सदा स्वर्गवासी श्रीमान् (अकबर)की सेवामें रहते थे।

(જહાંગીરનામા, હિંદી લેખક)

વૃત્તાંતનું વર્ણન આ પુસ્તકમાં મનોહર રીતે કરવામાં આવ્યું છે. અત્રે સાથે સાથે એ પણ જોવાનું છે કે તપાગચ્છના વિજયસેનસૂરિને આમંત્રણ મળતાં તેઓ પણ લાહોર જઈ અકબર બાદશાહને મળ્યા. (તેમનો લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૯ જ્યેષ્ઠ સુદિ ૧૨) આવી રીતે તપાગચ્છના હીરવિજયસૂરિએ પોતે તેમજ પોતાના શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતરગચ્છના જિનચંદ્રસૂરિ અને તેમના શિષ્યાદિએ સમ્રાટ્ અકબર પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો, એમાં કિંચિન્માત્ર શક નથી. એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલા ફરમાનો (કે જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી, તેમજ અબુલફજલની આઈને અકબરી, બદાઉનીના અલ-બદાઉની, અકબરનામા વગેરે મુસ્લીમ લેખકોએ લખેલા ગ્રંથો પરથી પણ સ્પષ્ટ જણાય છે. (જૂઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પારા ૮૧૦) આ પ્રભાવ જેવો તેવો ન ગણાય. તેનાથી જૈન ધર્મની મહત્તા સમગ્ર હિંદમાં વિસ્તૃત થઈ અને બાદશાહને પણ તે ધર્મના અનુરાગી કરે એવા સમર્થ મહાપુરૂષો જૈનધર્મમાં પણ પડ્યા છે એમ સિદ્ધ થયું.

તેથી અકબર બાદશાહ જૈનધર્મી થયો, એમ માનવાનું નથી. તેણે અનેક ક્રાંતિકારી ફેરફારો કર્યા હતા, તે પૈકી [illegible] એક સંવત નામે 'સન્ ઈલાહી' ચલાવવાનું, અને એક સામાન્ય ધર્મ નામે 'દીન-ઈ-ઈલાહી' સ્થાપવાનું તેણે પોતાના મનમાં સ્ફુર્યું હતું [illegible]

શ્રીમાન્ જિનવિજયજી પ્રાચીન શિલાલેખ સંગ્રહના બીજા ભાગમાં પોતાના અવલોકન પૃ. ૩૯માં કહે છે કેઃ-

'સં. ૧૬૩૯થી ૧૬૬૦ સુધી અકબરને જૈન વિદ્વાનોનો સતત સહવાસ રહ્યો, તેમાં પ્રથમના દશ વર્ષોમાં તપાગચ્છનું અને પછીના દશ વર્ષમાં ખરતરગચ્છનું વિશેષ વલણ હતું એમ કહેવામાં કાંઈ હરકત નથી; પરંતુ સાથે એટલું તો અવશ્ય કહેવુંજ જોઈએ કે ખરતરગચ્છ કરતાં તપાગચ્છને વિશેષ માન મળ્યું હતું. અને બાદશાહ પાસેથી સુકૃત્યો પણ એ ગચ્છવાળાઓએ અધિક કરાવ્યાં હતાં.'

લેખકે હીરવિજયસૂરિ સંબંધી ટૂંક ઉલ્લેખ છઠ્ઠા પ્રકરણમાં કરી તેમનું સવિશેષ ચરિત જોવા વાચકને 'સૂરીશ્વર અને સમ્રાટ' એ પુસ્તકનો હવાલો આપી દીધો છે.

તપાગચ્છાચાર્ય હીરવિજયસૂરિ સં. ૧૬૩૯થી ૧૬૪૨ એમ ત્રણ વર્ષ અકબર બાદશાહ પર પ્રભાવ પાડી ગુજરાત પ્રત્યે વિહાર કરી ગયા ને પોતાના કેટલાક શિષ્યોને વખતો વખત તેના પરિચયમાં આવ્યે જાય તે માટે રાખતા ગયા. ત્યાર પછી ખરતરગચ્છાચાર્ય જિનચન્દ્રસૂરિએ સમ્રાટનું કર્મચન્દ્ર મંત્રી દ્વારા આમંત્રણ થતાં લાહોર જઈ અકબર બાદશાહને મળી પોતાનો અને પોતાના ધર્મનો પરિચય કરાવ્યો ( લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૮ ફા.સુ. ૧૨ ) ત્યાર પછી તેમણે તથા તેમના શિષ્યમંડળે-જિનસિંહસૂરિ આદિએ તે અકબર બાદશાહ પર પોતાની અસર ચાલુ રાખી-એ સર્વે

का सरदार था और चान्द्र (? भानु )चंद्र तपोंका, दोनों सदा स्वर्गवासी श्रीमान् ( अकबर )की सेवामें रहते थे।

( જહાંગીરનામા, હિંદી લેખક )

વૃત્તાંતનું વર્ણન આ પુસ્તકમાં મનોહર રીતે કરવામાં આવ્યું છે. અત્રે સાથે સાથે એ પણ જોવાનું છે કે તપાગચ્છના વિજયસેનસૂરિને આમંત્રણ મળતાં તેઓ પણ લાહોર જઈ અકબર બાદશાહને મળ્યા. (તેમનો લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૯ જ્યેષ્ઠ સુદિ ૧૨) આવી રીતે તપાગચ્છના હીરવિજયસૂરિએ પોતે તેમજ પોતાના શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતરગચ્છના જિનચંદ્રસૂરિ અને તેમના શિષ્યાદિએ સમ્રાટ્ અકબર પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો, એમાં કિંચિન્માત્ર શક નથી. એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલા ફરમાનો (કે જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી, તેમજ અબુલફજલની આઈને અકબરી, બદાઉનીના અલ-બદાઉની, અકબરનામા વગેરે મુસ્લીમ લેખકોએ લખેલા ગ્રંથો પરથી પણ સ્પષ્ટ જણાય છે. (જૂઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પારા ૮૧૦) આ પ્રભાવ જેવો તેવો ન ગણાય. તેનાથી જૈન ધર્મની મહત્તા સમગ્ર હિંદમાં વિસ્તૃત થઈ અને બાદશાહને પણ તે ધર્મના અનુરાગી કરે એવા સમર્થ મહાપુરુષો જૈનધર્મમાં પણ પડ્યા છે એમ સિદ્ધ થયું.

તેથી અકબર બાદશાહ જૈનધર્મી થયો, એમ માનવાનું નથી. તેણે અનેક ક્રાંતિકારી ફેરફારો કર્યા હતા, તે પૈકી પોતાના રાજ્યવર્ષથી એક સંવત નામે 'સન્ ઈલાહી' ચલાવવાનું, અને એક સામાન્ય ધર્મ નામે 'દીન–ઈ–ઈલાહી' પ્રવર્તાવવાનું તેને પોતાના મનમાં સ્ફુર્યું હતું; અને તેમાં તે કેટલેક અંશે પોતાના રાજત્વકાલમાં ફલિભૂત થયો, પણ પોતાના મરણ પછી તે બન્ને વિફલ થયા.

શ્રીમાન્ જિનવિજયજી પ્રાચીન શિલાલેખ સંગ્રહના બીજા ભાગમાં પોતાના અવલોકન પૃ. ૩૯માં કથે છે કે:-

'સં. ૧૬૩૯થી ૧૬૬૦ સુધી અકબરને જૈન વિદ્વાનોનો સતત સહવાસ રહ્યો, તેમાં પ્રથમના દશ વર્ષોમાં તપાગચ્છનું અને પછીના દશ વર્ષમાં ખરતરગચ્છનું વિશેષ વલણ હતું એમ કહેવામાં કાંઈ હરકત નથી; પરંતુ સાથે એટલું તો અવશ્ય કહેવુંજ જોઈએ કે ખરતરગચ્છ કરતાં તપાગચ્છને વિશેષ માન મળ્યું હતું. અને બાદશાહ પાસેથી સુકૃત્યો પણ એ ગચ્છવાળાઓએ અધિક કરાવ્યાં હતા.'

લેખકે હીરવિજયસૂરિ સંબંધી ટૂંક ઉલ્લેખ છઠ્ઠા પ્રકરણમાં કરી તેમનું સવિશેષ ચરિત જોવા વાચકને 'સૂરીશ્વર અને સમ્રાટ' એ પુસ્તકનો હવાલો આપી દીધો છે.

તપાગચ્છાચાર્ય હીરવિજયસૂરિ સં. ૧૬૩૯ થી ૧૬૪૨ એમ ત્રણ વર્ષ અકબર બાદશાહ પર પ્રભાવ પાડી ગુજરાત પ્રત્યે વિહાર કરી ગયા ને પોતાના કેટલાક શિષ્યોને વખતો વખત તેના પરિચયમાં આવ્યે જાય તે માટે રાખતા ગયા. ત્યાર પછી ખરતરગચ્છાચાર્ય જિનચન્દ્રસૂરિએ સમ્રાટનું કર્મચન્દ્ર મંત્રી દ્વારા આમંત્રણ થતાં લાહોર જઈ અકબર બાદશાહને મળી પોતાનો અને પોતાના ધર્મનો પરિચય કરાવ્યો (લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૮ ફા.સુ. ૧૨) ત્યાર પછી તેમણે તથા તેમના શિષ્યમંડળે-જિનસિંહસૂરિ આદિએ તે અકબર બાદશાહ પર પોતાની અસર ચાલુ રાખી-એ સર્વે

का सरदार था और यात्र (? भानु)चंद्र तपोंका, दोनों सदा स्वर्गनामी श्रीमान् (अकबर)की सेवामें रहते थे।

(જહાંગીરનામા, હિંદી લેખક)

વૃત્તાંતનું વર્ણન આ પુસ્તકમાં મનોહર રીતે કરવામાં આવ્યું છે. અત્રે સાથે સાથે એ પણ જોવાનું છે કે તપાગચ્છના વિજયસેનસૂરિને આમંત્રણ મળતાં તેઓ પણ લાહોર જઈ અકબર બાદશાહને મળ્યા. (તેમનો લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૯ જ્યેષ્ઠ સુદિ ૧૨) આવી રીતે તપાગચ્છના હીરવિજયસૂરિએ પોતે તેમજ પોતાના શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતરગચ્છના જિનચંદ્રસૂરિ અને તેમના શિષ્યાદિએ સમ્રાટ્ અકબર પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો, એમાં કિંચિન્માત્ર શક નથી. એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલા ફરમાનો (કે જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી, તેમજ અબુલફ્જલની આઈને અકબરી, બદાઉનીના અલ-બદાઉની, અકબરનામા વગેરે મુસ્લીમ લેખકોએ લખેલા ગ્રંથો પરથી પણ સ્પષ્ટ જણાય છે. (જૂઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પારા ૮૧૦) આ પ્રભાવ જેવો તેવો ન ગણાય. તેનાથી જૈન ધર્મની મહત્તા સમગ્ર હિંદમાં વિસ્તૃત થઈ અને બાદશાહને પણ તે ધર્મના અનુરાગી કરે એવા સમર્થ મહાપુરૂષો જૈનધર્મમાં પણ પડ્યા છે એમ સિદ્ધ થયું.

તેથી અકબર બાદશાહ જૈનધર્મી થયો, એમ માનવાનું નથી. તેણે અનેક ક્રાંતિકારી ફેરફારો કર્યા હતા, તે પૈકી પોતાના રાજ્યવર્ષથી એક સંવત નામે 'સન્ ઈલાહી' ચલાવવાનું, અને એક સામાન્ય ધર્મ નામે 'દીન-ઈ-ઈલાહી' પ્રવર્તાવવાનું તેને પોતાના મનમાં સ્ફુર્યું હતું; અને તેમાં તે કેટલેક અંશે પોતાના રાજત્વકાલમાં ફલિભૂત થયો, પણ પોતાના મરણ પછી તે બન્ને વિફલ ગયાં.

શ્રીમાન્ જિનવિજયજી પ્રાચીન શિલાલેખ સંગ્રહના બીજા ભાગમાં પોતાના અવલોકન પૃ. ૩૬માં કથે છે કેઃ-

'સં. ૧૬૩૯થી ૧૬૬૦ સુધી અકબરને જૈન વિદ્વાનોનો સતત સહવાસ રહ્યો, તેમાં પ્રથમના દશ વર્ષોમાં તપાગચ્છનું અને પછીના દશ વર્ષમાં ખરતરગચ્છનું વિશેષ વલણ હતું એમ કહેવામાં કાંઈ હરકત નથી; પરંતુ સાથે એટલું તો અવશ્ય કહેવુંજ જોઈએ કે ખરતરગચ્છ કરતાં તપાગચ્છને વિશેષ માન મળ્યું હતું. અને બાદશાહ પાસેથી સુકૃત્યો પણ એ ગચ્છવાળાઓએ અધિક કરાવ્યાં હતાં.'

લેખકે હીરવિજયસૂરિ સંબંધી ટૂંક ઉલ્લેખ છઠ્ઠા પ્રકરણમાં કરી તેમનુ સવિશેષ ચરિત જોવા વાચકને 'સૂરીશ્વર અને સમ્રાટ' એ પુસ્તકનો હવાલો આપી દીધો છે.

તપાગચ્છાચાર્ય હીરવિજયસૂરિ સં. ૧૬૩૯ થી ૧૬૪૨ એમ ત્રણ વર્ષ અકબર બાદશાહ પર પ્રભાવ પાડી ગુજરાત પ્રત્યે વિહાર કરી ગયા ને પોતાના કેટલાક શિષ્યોને વખતો વખત તેના પરિચયમાં આવ્યે જાય તે માટે રાખતા ગયા. ત્યાર પછી ખરતરગચ્છાચાર્ય જિનચન્દ્રસૂરિએ સમ્રાટનુ કર્મચન્દ્ર મંત્રી દ્વારા આમંત્રણ થતાં લાહોર જઈ અકબર બાદશાહને મળી પોતાનો અને પોતાના ધર્મનો પરિચય કરાવ્યો ( લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૮ ફા.સુ. ૧૨ ) ત્યાર પછી તેમણે તથા તેમના શિષ્યમંડળે-જિનસિંહસૂરિ આદિએ તે અકબર બાદશાહ પર પોતાની અસર ચાલુ રાખી-એ સર્વે

---

का सरदार था और चाल (? भानु)चंद्र तपोंका, दोनों सदा स्वर्गवासी श्रीमान् (अकबर)की सेवामें रहते थे।

(જહાંગીરનામા, હિંદી લેખક)

તનું વર્ણન આ પુસ્તકમાં મનોહર રીતે કરવામાં આવ્યું
અત્રે સાથે સાથે એ પણ જોવાનું છે કે તપાગચ્છના
ચસેનસૂરિને આમંત્રણ મળતાં તેઓ પણ લાહોર જઈ
ગર બાદશાહને મળ્યા. (તેમનો લાહોરમાં પ્રવેશ સં. ૧૬૪૯
ઠ સુદિ ૧૨) આવી રીતે તપાગચ્છના હીરવિજયસૂરિએ
તેમજ પોતાના શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતરગચ્છના
ચંદ્રસૂરિ અને તેમના શિષ્યાદિએ સમ્રાટ્ અકબર પર
ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને
દયાના પૂરા રંગવાળો કર્યો હતો, એમાં કિંચિન્માત્ર શક
. એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલા ફરમાનો
જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી,
જ અબુલફજલની આઈને અકબરી, બદાઉનીના અલ-
ઉની, અકબરનામા વગેરે મુસ્લીમ લેખકોએ લખેલા ગ્રંથો
થી પણ સ્પષ્ટ જણાય છે. (જૂઓ મારો 'જૈન સાહિત્યનો
ક્ષિપ્ત ઇતિહાસ' પારા ૮૧૦) આ પ્રભાવ જેવો તેવો ન
ાય. તેનાથી જૈન ધર્મની મહત્તા સમગ્ર હિંદમાં વિસ્તૃત
અને બાદશાહને પણ તે ધર્મના અનુરાગી કરે એવા
મર્થ મહાપુરૂષો જૈનધર્મમાં પણ પડયા છે એમ સિદ્ધ થયું.
તેથી અકબર બાદશાહ જૈનધર્મી થયો, એમ માનવાનું
ી. તેણે અનેક ક્રાંતિકારી ફેરફારો કર્યા હતા, તે પૈકી
તાના રાજ્યવર્ષથી એક સંવત નામે 'સન્ ઈલાહી'
લાવવાનું, અને એક સામાન્ય ધર્મ નામે 'દીન-ઈ-ઈલાહી'
ચલાવવાનું તેને પોતાના મનમાં સ્ફુર્યું હતું;
ને તેમાં તે કેટલેક અંશે પોતાના રાજત્વકાલમાં
લિભૂત થયો, પણ પોતાના મરણ પછી તે બન્ને વિફલ થય

પોતે કાઢવા ધારેલા સામાન્ય ધર્મની સામગ્રી મેળવવા જૂદા જૂદા ધર્મોના વડાઓને બોલાવી તે તે ધર્મના મુખ્ય સિદ્ધાંતો, આચાર, વિધિ વિધાનો જાણવા પુષ્કળ પ્રયાસ કર્યો. એ રીતે હિંદુ, જૈન, પારસી, ખ્રિસ્તી વગેરેના ધાર્મિક સિદ્ધાંત જાણવા તે તે ધર્મના, અગ્રણી વિદ્વાનો આચાર્યોને બોલાવી તેમની સાથે પોતે કલાકોના કલાકો ગાળતો. જૈન ધર્મના વડા તે વખતે તપાગચ્છમાં હીરવિજયસૂરિ અને ખરતરગચ્છમાં જિનચંદ્રસૂરિ હતા પહેલાં હીરવિજયસૂરિને આગરા પાસે ફતેપુર (સીકરી) બોલાવી સંવત ૧૬૩૯ થી ૧૬૪૨ સુધીમાં તેમનો પરિચય સેવ્યો; ને તે સૂરિએ પછી પોતાના શિષ્યો શાંતિચંદ્ર, ભાનુચંદ્ર આદિને બાદશાહના નિકટ સમાગમમાં વખતો વખત આવે તેમ રાખ્યા. પછી જિનચંદ્રસૂરિને લાહોર બોલાવી સં. ૧૬૪૮ ને ત્યાર પછીના વર્ષમાં તેમનો સમાગમ સેવ્યો; તે સૂરિએ પણ પોતાના પટ્ટધર શિષ્ય જિનસિંહસૂરિને તેના સમાગમમાં આવે તે માટે રાખ્યા હતા. સં. ૧૬૪૯ માં હીરવિજયસૂરિના પટ્ટધર શિષ્ય વિજયસેનસૂરિને લાહોરમાં બોલાવ્યા હતા આ રીતે તપાગચ્છ અને ખરતરગચ્છ એમ બન્નેના અગ્રણી વિદ્વાનો પાસેથી જૈનધર્મના સિદ્ધાંતો આદિ જાણી અકબર બાદશાહે જીવદયા, જીવવધત્યાગ, અમુક દિવસોએ આખા દેશમાં પળાવો જોઈએ એ બાબતનાં, તેમના તીર્થોની રક્ષાનાં, તેઓને કોઈ અડચણ ન કરે એ બાબતનાં, જિજિયાવેરો બંધ કરવાનાં વગેરે અનેક ફરમાનો કાઢી આપ્યાં, તે પરથી તે ધર્મગુરુઓનો પ્રભાવ કેટલો બધો અકબર બાદશાહ પર પડ્યો હતો તેનો સારો ખ્યાલ આવી શકે તેમ છે, આ માટે તે બન્ને આચાર્યો હીરવિજયસૂરિ અને જિનચન્દ્રસૂરિનાં વિસ્તૃત જીવનચરિત્રો વાંચવા જોઇએ.

હવે તે બન્ને આચાર્યો અને તેમના પટ્ટધરોની કાલક્રમ આદિની કંઈક ટૂંક માહિતી સરખામણી અર્થે નીચેનાં કોષ્ટક રૂપે જોઈએ—

| | હીરવિજયસૂરિ | જિનચન્દ્રસૂરિ | વિજયસેનસૂરિ | જિનસિંહસૂરિ |
|---|---|---|---|---|
| ૧ જન્મ સંવત | ૧૫૮૩ | ૧૫૯૫ | ૧૬૦૪ | ૧૬૧૫ |
| ૨ જન્મસ્થળ | પાલણપુર | તિમરી—વડલી | નાડુલાઈ (મારવાડ) | ખેતાસર |
| ૩ જન્મ નામ | હીરજી | સુલતાણ | જયસિંહ (જેસંગ) | માનસિંહ |
| ૪ જ્ઞાતિ | વીસા ઓસવાલ | વીસા ઓસવાલ | વીસા ઓસવાલ | વીસા ઓસવાલ |
| ૫ પિતા | કુરા (કુંવરજી) | શ્રીવંતશા | કમાશા | ચાંપાશા |
| ૬ માતા | નાથી | સિરિયાદે | કોડાંદે | ચાંપલદે |
| ૭ દીક્ષા સંવત | ૧૫૯૬ | ૧૬૦૪ | ૧૬૧૩ | ૧૬૨૩ |
| ૮ દીક્ષા નામ | હીરહર્ષ | સુમતિધીર | જયવિમલ | મહિમરાજ |
| ૯ દીક્ષાગુરુ | વિજયદાનસૂરિ | જિનમાણિક્યસૂરિ | વિજયદાનસૂરિ | જિનચન્દ્રસૂરિ |
| ૧૦ ગચ્છનામ | તપા | ખરતર | તપા | ખરતર |
| ૧૧ સૂરિપદ સં. | ૧૬૧૦ | ૧૬૧૨ | ૧૬૨૮ | ૧૬૪૯ |
| ૧૨ પરિચિત નૃપ | અકબર | અકબર અને જહાંગીર | અકબર | અકબર અને જહાંગીર |
| ૧૩ સ્વર્ગ સંવત | ૧૬૫૨ | ૧૬૭૦ | ૧૬૭૨ | ૧૬૭૪ |
| ૧૪ સ્વર્ગગમન સ્થળ | ઉના (કાઠિયાવાડ) | બિલાડા—બેનાતટ | ખંભાત—અકબરપુરા | બિલાડા—બેનાતટ× |
| ૧૫ પટ્ટધર | વિજયસેનસૂરિ | જિનસિંહસૂરિ | વિજયદેવસૂરિ | ૧ જિનરાજસૂરિ (નૈષધ કાવ્ય ટીકાકાર) ૨ જિનસાગરસૂરિ |
| ૧૬ મુખ્ય કૃતિનામ | જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા | પૌષધવિધિ પ્રકરણ વૃત્તિ | સૂક્તાવલી | |

×બેન્નાતટ નહીં કિંતુ 'મેદિનીતટ—મેડતા' હોવું જોઈએ.

પોતે કાઢવા ધારેલા સામાન્ય ધર્મની સામગ્રી મેળવવા જૂદા જૂદા ધર્મોના વડાઓને બોલાવી તે તે ધર્મના મુખ્ય સિદ્ધાંતો, આચાર, વિધિ વિધાનો જાણવા પુષ્કળ પ્રયાસ કર્યો. એ રીતે હિંદુ, જૈન, પારસી, ખ્રિસ્તી વગેરેના ધાર્મિક સિદ્ધાંત જાણવા તે તે ધર્મના, અગ્રણી વિદ્વાનો આચાર્યોને બોલાવી તેમની સાથે પોતે કલાકોના કલાકો ગાળતો. જૈન ધર્મના વડા તે વખતે તપાગચ્છમાં હીરવિજયસૂરિ અને ખરતરગચ્છમાં જિનચંદ્રસૂરિ હતા પહેલાં હીરવિજયસૂરિને આગરા પાસે ફતેપુર (સીકરી) બોલાવી સંવત ૧૬૩૯ થી ૧૬૪૨ સુધીમાં તેમનો પરિચય મેળવ્યો; ને તે સૂરિએ પછી પોતાના શિષ્યો શાંતિચંદ્ર, ભાનુચંદ્ર આદિને બાદશાહના નિકટ સમાગમમાં વખતો વખત આવે તેમ રાખ્યા. પછી જિનચંદ્રસૂરિને લાહોર બોલાવી સં. ૧૬૪૮ ને ત્યાર પછીના વર્ષમાં તેમનો સમાગમ મેળવ્યો; તે સૂરિએ પણ પોતાના પટ્ટધર શિષ્ય જિનસિંહસૂરિને તેના સમાગમમાં આવે તે માટે રાખ્યા હતા. સં. ૧૬૪૯ માં હીરવિજયસૂરિના પટ્ટધર શિષ્ય વિજયસેનસૂરિને લાહોરમાં બોલાવ્યા હતા આ રીતે તપાગચ્છ અને ખરતરગચ્છ એમ બન્નેના અગ્રણી વિદ્વાનો પાસેથી જૈનધર્મના સિદ્ધાંતો આદિ જાણી અકબર બાદશાહે જીવદયા, જીવવધત્યાગ, અમુક દિવસોએ આખા દેશમાં પળાવો જોઈએ એ બાબતનાં, તેમના તીર્થોની રક્ષાનાં, તેઓને કોઈ અડચણ ન કરે એ બાબતનાં, જિજિયાવેરો બંધ કરવાનાં વગેરે અનેક ફરમાનો કાઢી આપ્યાં, તે પરથી તે ધર્મગુરુઓનો પ્રભાવ કેટલો બધો અકબર બાદશાહ પર પડ્યો હતો તેનો સારો ખ્યાલ આવી શકે તેમ છે, આ માટે તે બન્ને આચાર્યો હીરવિજયસૂરિ અને જિનચન્દ્રસૂરિનાં વિસ્તૃત જીવનચરિત્રો વાંચવા જોઈએ.



નવાંગ વૃત્તિકાર આચાર્ય મહારાજ શ્રી અભયદેવસૂરિજી અને

ગર્ભિત સ્તોત્ર આદિ અનેક સ્તોત્રો આદિની રચના કરી
એમનો સ્વર્ગવાસ સં. ૧૨૧૧ અષાઢ સુદ ૧૧ના રોજ અ
ખાતે થયો. એમના પટ્ટ પર નરમણિમંડિતભાલસ્થલ આ
શ્રીજિનચન્દ્રસૂરિજીને એમણે સ્વહસ્તે સ્થાપિત કર્યા.
'મણિધારીજી' નામથી પ્રસિદ્ધ થયા. નાની વયમાંજ
ભારે પ્રતિભાસંપન્ન આચાર્ય થયા. એમનો સ્વર્ગવાસ દિલ્હ
સં. ૧૨૨૩ના ભાદ્રપદ (ગુ.શ્રા.) વદી ૧૪ના રોજ થયો. + શ્રી
પાવાપુરીજીના શિલાલેખ અને કેટલીક પટ્ટાવલીઓથી પ્ર
થાય છે કે એમણેજ મહતિયાણ જાતિની સ્થાપના કરી હ
આ જાતિની બહુ ઉન્નતિ થઈ, પૂર્વદેશીય પાવાપુરી
રાજગૃહ આદિ તીર્થોના મંદિરો આ ભાગ્યશાળી મહતિ
સંઘદ્વારા બન્યા તેમજ જીર્ણોદ્ધાર કરાવાયા છે. વ્યવસ્થાકુ
(ચતુર્વિધસંઘશિક્ષા ગાથા ૬૯) નામક ગ્રન્થની ર
પાર્શ્વસ્તોત્રની રચના પણ એમણે કરી છે.

એમનું પ્રભાવશાળી શુભ નામ ખરતરગચ્છમાં સદા અ
રાખવા માટે ચતુર્થ પાટ પર એજ નામ (આચાર્યોનું) રાખવા
પ્રથા પ્રચલિત કરવામાં આવી. એમના સ્વર્ગવાસ પછી શ્રીજ
દેવાચાર્યે શ્રીજિનપતિસૂરિજીને પટ્ટધર આચાર્ય બનાવ
વિદ્વત્તામાં એમની પ્રતિભા ખૂબ ખૂબ વૃદ્ધિ પામી હતી. છત્રી
શાસ્ત્રાર્થોમાં એમણે વિજય પ્રાપ્ત કર્યો હતો. વાદીઓને યુક્તિ
તેમજ પ્રમાણો દ્વારા નિરુત્તર કરી દેવામાં તેઓ સાક્ષા
"સરસ્વતી પુત્ર"જ હતા. એમનું જીવનચરિત્ર વિસ્તાર પૂર્વ

+ એમનું વિસ્તૃત જીવનચરિત્ર 'મણિધારી જિન ચંદ્રસૂરિ'ના ના
'માં નાહટા બંધુઓ તરફથી અને એનોજ ગુજરાતી અનુવાદ મું

અનેક ગ્રંથો અને સ્તોત્રોની રચના કરીને પોતાની પ્રખર વિદ્વત્તાનો સારો એવો પરિચય આપ્યો.‡ ધારા નગરીના રાજા નરવર્માને પોતાની લોકોત્તર પ્રતિભાથી એમણેજ રંજિત કરેલા. સં. ૧૧૬૭ ના કાર્તિક વદી ૧૨ ની રાત્રિના ચતુર્થ પ્રહરે એમનો દેહવિલય થયો.

એમના પટ્ટધર પ્રકટપ્રભાવી જં. યુ. પ્ર. દાદા શ્રીજિનદત્તસૂરિજી થયા, જેમણે અનેક અજૈનોને જૈન બનાવી જૈન શાસનની મહાન પ્રભાવના કરી. એમનું જીવન તો સુપ્રસિદ્ધજ છે, એથી એ વિષે અત્રે વધુ એટલાં માટે નથી લખતાં કે એમનું સ્વતંત્ર જીવનચરિત્ર આલેખવામાં આવશે. † એમણે ૧ સંદેહ-દોલાવલી, ૨ ગણધર સાર્ધશતક, ૩ ગણધર સપ્તતિકા, ૪ કાલ સ્વરૂપકુલક, ૫ ચૈત્યવન્દન કુલક ૬ અ(?વ્ય)વસ્થા કુલક §, ૭ ઉપદેશ રસાયન કુલક, ૮ વિંશિકા અને ૯ ચર્ચરી આદિ અનેક ગ્રન્થોની તેમ ૧ સુગુરૂપારતંત્ર્ય સ્તોત્ર, ૨ વિઘ્નવિનાશી સ્તોત્ર, ૩ સર્વાધિષ્ટાતૃ સ્તોત્ર, ૪ શ્રુતસ્તવ, ૫ અધ્યાત્મ ગીત, ૬ મંત્ર

‡ એમના બનાવેલા નાના મોટા ૪૩ ગ્રન્થો છે ને પૈકી આગમ સાગેદ્વાર, અષ્ટસપ્તતિકા, સ્વપ્નાષ્ટક વિચાર અને ચક્રશુગપ્રગતિ, ચારે ગ્રન્થો અનુપલબ્ધ છે, ને બાકીના ૩૯ ગ્રન્થોનું સંપાદન 'વલ્લભ ભારતી'ને નામે ઉપાધ્યાય વિનયસાગરજી કરી રહ્યા છે, જે ટૂંક સમયમાંજ પ્રકાશિત થશે તેમ + આ નિશાનીવાળા ગ્રન્થો ભિન્ન ભિન્ન સંસ્થાઓ તરફથી પ્રગટ થઈ ચૂક્યા છે. (ગુ સં.)

† જણાવતા આનંદ થાય છે કે નાહટાબંધુઓકૃત 'શ્રીજિનદત્ત સૂરિજી'નું જીવનચરિત સ્વતંત્રરૂપે પ્રકટ થઈ ચૂકેલ છે. (ગુ. સં.)

§ સંભવત: આ વ્યવસ્થાકુલકજ હશે, કે જે શ્રીજિનચન્દ્રસૂરિજી રચિત છે, ને જેસલમેર તેમજ બિકાનેરના જ્ઞાનભંડારમાં ઉપલબ્ધ છે.

ગર્ભિત સ્તોત્ર આદિ અનેક સ્તોત્રો આદિની રચના કરી છે. એમનો સ્વર્ગવાસ સં. ૧૨૧૧ અષાઢ સુદ ૧૧ના રોજ અજમેર ખાતે થયો. એમના પટ્ટ પર નરમણિમંડિતભાલસ્થલ આચાર્ય શ્રીજિનચન્દ્રસૂરિજીને એમણે સ્વહસ્તે સ્થાપિત કર્યા. તેઓ 'મણિધારીજી' નામથી પ્રસિદ્ધ થયા. નાની વયમાંજ તેઓ ભારે પ્રતિભાસંપન્ન આચાર્ય થયા. એમનો સ્વર્ગવાસ દિલ્હીમાં સં. ૧૨૨૩ના ભાદ્રપદ (ગુ.શ્રા.) વદી ૧૪ના રોજ થયો. + શ્રીતીર્થ પાવાપુરીજીના શિલાલેખ અને કેટલીક પટ્ટાવલીઓથી પ્રતીત થાય છે કે એમણેજ મહતિયાણ જાતિની સ્થાપના કરી હતી. આ જાતિની બહુ ઉન્નતિ થઈ, પૂર્વદેશીય પાવાપુરીજી, રાજગૃહ આદિ તીર્થોના મંદિરો આ ભાગ્યશાળી મહતિયાણ સંઘદ્વારા બન્યા તેમજ જીર્ણોદ્ધાર કરાવાયા છે. વ્યવસ્થાકુલક (ચતુર્વિધસંઘશિક્ષા ગાથા ૬૯) નામક ગ્રન્થની અને પાર્શ્વસ્તોત્રની રચના પણ એમણે કરી છે.

એમનું પ્રભાવશાળી શુભ નામ ખરતરગચ્છમાં સદા અમર રાખવા માટે ચતુર્થ પાટ પર એજ નામ (આચાર્યોનું) રાખવાની પ્રથા પ્રચલિત કરવામાં આવી. એમના સ્વર્ગવાસ પછી શ્રીજયદેવાચાર્યે શ્રીજિનપતિસૂરિજીને પટ્ટધર આચાર્ય બનાવ્યા. વિદ્વત્તામાં એમની પ્રતિભા ખૂબ ખૂબ વૃદ્ધિ પામી હતી. છત્રીસ શાસ્ત્રાર્થોમાં એમણે વિજય પ્રાપ્ત કર્યો હતો. વાદીઓને યુકિત તેમજ પ્રમાણો દ્વારા નિરુત્તર કરી દેવામાં તેઓ સાક્ષાત્ "સરસ્વતી પુત્ર"જ હતા. એમનું જીવનચરિત્ર વિસ્તાર પૂર્વક

+ એમનું વિસ્તૃત જીવન ચરિત્ર 'મણિધારી જિન ચંદ્રસૂરિ'ના નામે હિંદીમાં નાહટા બંધુઓ તરફથી અને એનોજ ગુજરાતી અનુવાદ મુંબઇ પાયધુની મહાવીર સ્વામીના દેરાસર તરફથી પ્રકાશિત થઇ ચૂકેલ છે.

અનેક ગ્રંથો અને સ્તોત્રોની રચના કરીને પોતાની પ્રખર વિદ્વત્તાનો સારો એવો પરિચય આપ્યો.‡ ધારા નગરીના રાજા નરવર્મને પોતાની લોકોત્તર પ્રતિભાથી એમણેજ રંજિત કરેલા. સં. ૧૧૬૭ ના કાર્તિક વદી ૧૨ ની રાત્રિના ચતુર્થ પ્રહરે એમનો દેહવિલય થયો.

એમના પટ્ટધર પ્રકટપ્રભાવી જં. યુ. પ્ર. દાદા શ્રીજિનદત્ત-સૂરિજી થયા, જેમણે અનેક અજૈનોને જૈન બનાવી જૈન શાસનની મહાન પ્રભાવના કરી. એમનું જીવન તો સુપ્રસિદ્ધજ છે, એથી એ વિષે અત્રે વધુ એટલા માટે નથી લખતા કે એમનું સ્વતંત્ર જીવનચરિત્ર આલેખવામાં આવશે.† એમણે ૧ સંદેહ-દોલાવલી, ૨ ગણધર સાર્ધશતક, ૩ ગણધર સપ્તતિકા, ૪ કાલ સ્વરૂપકુલક, ૫ ચૈત્યવન્દન કુલક ૬ અ(િવ્ય)વસ્થા કુલક§, ૭ ઉપદેશ રસાયન કુલક, ૮ વિંશિકા અને ૯ ચર્ચરી આદિ અનેક ગ્રન્થોની તેમ ૧ સુગુરૂપારતંત્ર્ય સ્તોત્ર, ૨ વિઘ્નવિનાશી સ્તોત્ર, ૩ સર્વાધિષ્ઠાતૃ સ્તોત્ર, ૪ શ્રુતસ્તવ, ૫ આધ્યાત્મ ગીત, ૬ મંત્ર

‡ એમના બનાવેલા નાના મોટા ૪૩ ગ્રન્થો છે ને પૈકી આગમ સારોદ્ધાર, અષ્ટસપ્તતિકા, સ્વપ્નાષ્ટક વિચાર અને ચતુરપ્રકરણ, ચારે ગ્રન્થો અનુપલબ્ધ છે, ને બાકીના ૩૯ ગ્રન્થોનું સંપાદન 'વલ્લભ ભારતી'ને નામે ઉપાધ્યાય વિનયસાગરજી કરી રહ્યા છે, જે ટૂંક સમયમાંજ પ્રકાશિત થશે તેમ + આ નિશાનીવાળા ગ્રન્થો ભિન્ન ભિન્ન સંસ્થાઓ તરફથી પ્રગટ થઈ ચૂકયા છે. (ગુ. સં.)

† જણાવતા આનંદ થાય છે કે નાહટાબંધુઓકૃત 'શ્રીજિનદત્ત સૂરિજી'નું જીવનચરિત્ર સ્વતંત્રરૂપે પ્રકટ થઈ ચૂકેલ છે. (ગુ. સં.)

§ સંભવત: આ વ્યવસ્થાકુલકજ હશે, કે જે શ્રીજિનચન્દ્રસૂરિજી રચિત છે, ને જેસલમેર તેમજ બિકાનેરના જ્ઞાનભંડારમાં ઉપલબ્ધ છે.

ગર્ભિત સ્તોત્ર આદિ અનેક સ્તોત્રો આદિની રચના કરી છે. એમનો સ્વર્ગવાસ સં. ૧૨૧૧ આષાઢ સુદ ૧૧ના રોજ અજમેર ખાતે થયો. એમના પટ્ટ પર નરમણિમંડિતભાલસ્થલ આચાર્ય શ્રીજિનચન્દ્રસૂરિજીને એમણે સ્વહસ્તે સ્થાપિત કર્યા. તેઓ 'મણિધારીજી' નામથી પ્રસિદ્ધ થયા. નાની વયમાંજ તેઓ ભારે પ્રતિભાસંપન્ન આચાર્ય થયા. એમનો સ્વર્ગવાસ દિલ્હીમાં સં. ૧૨૨૩ના ભાદ્રપદ (ગુ.શ્રા.) વદી ૧૪ના રોજ થયો. + શ્રીતીર્થ પાવાપુરીજીના શિલાલેખ અને કેટલીક પટ્ટાવલીઓથી પ્રતીત થાય છે કે એમણેજ મહતિયાણ જાતિની સ્થાપના કરી હતી. આ જાતિની બહુ ઉન્નતિ થઈ, પૂર્વદેશીય પાવાપુરીજી, રાજગૃહ આદિ તીર્થોના મંદિરો આ ભાગ્યશાળી મહતિયાણ સંઘદ્વારા બન્યા તેમજ જીર્ણોદ્ધાર કરાવાયા છે. વ્યવસ્થાકુલક (ચતુર્વિધસંઘશિક્ષા ગાથા ૬૯) નામક ગ્રન્થની અને પાર્શ્વસ્તોત્રની રચના પણ એમણે કરી છે.

એમનું પ્રભાવશાળી શુભ નામ ખરતરગચ્છમાં સદા અમર રાખવા માટે ચતુર્થ પાટ પર એજ નામ (આચાર્યોનું) રાખવાની પ્રથા પ્રચલિત કરવામાં આવી. એમના સ્વર્ગવાસ પછી શ્રીજયદેવાચાર્યે શ્રીજિનપતિસૂરિજીને પટ્ટધર આચાર્ય બનાવ્યા. વિદ્વત્તામાં એમની પ્રતિભા ખૂબ ખૂબ વૃદ્ધિ પામી હતી. છત્રીસ શાસ્ત્રાર્થોમાં એમણે વિજય પ્રાપ્ત કર્યો હતો. વાદીઓને યુક્તિ તેમજ પ્રમાણો દ્વારા નિરુત્તર કરી દેવામાં તેઓ સાક્ષાત્ "સરસ્વતી પુત્ર"જ હતા. એમનું જીવનચરિત્ર વિસ્તાર પૂર્વક

---

+ એમનું વિસ્તૃત જીવન ચરિત્ર 'મણિધારી જિન ચંદ્રસૂરિ'ના નામે હિંદીમાં નાહટા બંધુઓ તરફથી અને એનોજ ગુજરાતી અનુવાદ મુંબઇ પાયધુની મહાવીર સ્વામીના દેરાસર તરફથી પ્રકાશિત થઇ ચૂકેલ છે.

એમના શિષ્ય વિદ્દ્રત્ન શ્રીજિનપાલોપાધ્યાયે+ સ્વરચિત ગુર્વાવલીમાં આપેલ છે. આ પુસ્તકને વાંચતા એમની અપૂર્વ મેધા અને પાંડિત્યનો સારો પરિચય મળે છે. સંઘપટ્ટકવૃત્તિ, વાદસ્થલ, સમાચારી, પંચલિંગીટીકા, તીર્થમાલા, ચતુર્વિંશતિજિનસ્તવ, વિરોધાલંકાર ઋષભસ્તુતિ, અજિત શાંતિસ્તોત્ર (કલ્લોલાનિવ), સ્તંભતીર્થ અજિતજિનસ્તવ (વિશદસમવિદ), નેમિસ્તોત્ર (નેમિઃ સમાહિતધિયા), ચિન્તામણિ પાર્શ્વસ્તોત્ર (જગદ્ગુરું જગદ્દેવં), ચિંતામણિ પાર્શ્વસ્તોત્ર બીજું (કિં કર્પૂરમય), પાર્શ્વસ્તવ (અમી સ્વ.) મહાવીર દેવસ્તુતિ (સુચંડિમાડંબર-પંચબાણ), મહાવીર સ્તુતિ (પ્રણતસુરનિકાયં) આદિ ગ્રન્થો એમણેજ રચેલા છે.

સંવત્ ૧૨૭૭ અષાઢ સુદિ ૧૦ ના પાલણપુરમાં તેમનો સ્વર્ગવાસ થયો પછી મરોટ (મારવાડ) વાસ્તવ્ય ધર્મિષ્ઠ ભાંડાગારિક (ભંડારી ગોત્રના) નેમિચન્દ્ર (ષષ્ટિશતક અને જિનવલ્લભ ગીતના કર્તા) ના પુત્ર શ્રીજિનેશ્વરસૂરિજી પટ્ટાધિકારી થયા. એમણે અનેક શિષ્યોને દીક્ષા દીધી, અને જિનાલયોમાં જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરી. એમણે સં. ૧૩૧૩માં પાલણપુરમાં

+ એમણે રચેલ બીજા નિમ્નાંકિત ગ્રંથો આજે પણ ઉપલબ્ધ થાય છે સનત્કુમારચરિત્ર મહાકાવ્ય,* ષટ્સ્થાન પ્રકરણ વૃત્તિ× (સં. ૧૨૬૨) ઉપદેશ રસાયન વૃત્તિ× (સં. ૧૨૯૨), દ્વાદશકુલકવૃત્તિ× (સં. ૧૨૯૩), ધર્મશિક્ષા પ્રકરણ વૃત્તિ* (સં. ૧૨૯૩), પંચલિંગી ટિપ્પણ×, ચર્ચરી ટિપ્પણ×, સ્વપ્નવિચારભાષ્ય વૃત્તિ, સ્વપ્ન ફલ વિવરણ, સંક્ષિપ્ત પૌષધવિધિ, જિનપતિસૂરિપંચાશિકા, એમાંથી × નીશાનીવાળા ગ્રંથો મુદ્રિત થઈ ગએલા છે. અને *-આ બે ગ્રન્થોનું સંપાદન ઉપાધ્યાય વિનયસાગરજી કરી રહ્યા છે

ક પર્વવિધિ" નામક ગ્રંથ બનાવ્યો. તેમજ બીજા
ી રચના પણ સારી સંખ્યામાં કરી હતી. સં. ૧૩૩૧
વદી ૬ ને રોજે જાલોરમ એમનો સ્વર્ગવાસ થયો.
એમની પાટે શ્રીજિનપ્રબોધસૂરિજી આવ્યા એમણે
ર૮નાં 'કાતંત્ર' વ્યાકરણ પર 'દુર્ગપદપ્રબોધ' નામક
ચી. અને 'મહોપાધ્યાય વિવેકસમુદ્ર' કૃત 'પુણ્યસાર
સંશોધન કર્યો હતો+, એમના પટ્ટધર શ્રીજિનચન્દ્રસૂરિ
મણે કેટલાંયે રાજાઓને પ્રતિબોધ કરવા સાથે "કલિકાલ
બિરુદ પ્રાપ્ત કર્યું; અને યવન સમ્રાટ 'કુતુબુદ્દીન'ને
અપ્રતિમ ગુણો વડે રંજિત કર્યો. સં. ૧૩૭૬ અષાઢ
ને રોજે કોસાણા ગામમાં એમનો સ્વર્ગવાસ થયો,
છી સં. ૧૩૭૭માં જેઠ વદી ૧૧ ના રોજ શ્રીરાજેન્દ્રા-
એ શ્રીજિનકુશલસૂરિજીને એમના પટ્ટધર બનાવ્યા.
પણ સિંધ તેમજ મારવાડ આદિ દેશોમાં વિહાર કરી જૈન
ભારે પ્રભાવના કરી. સં. ૧૩૮૯ના ફાગણ વદી અમાસ-
રોજે દેરાઉરમાં એમનો સ્વર્ગવાસ થયો. તેઓ દાદાજીના

---

સં. ૧૩૨૪માં એમના હાથથી પ્રતિષ્ઠિત ગૌતમસ્વામીની મૂર્તિ
જી તીર્થના ભોંયરામાં મૂળનાયકની સામે અને દહેરાની પાસે
જમણી બાજુના ગોખલામાં બિરાજમાન છે. જેનો લેખ
ણે છે.

સંવત્ १३२४ वैशाखवदि ५ बुधे श्रीगौतमस्वामिमूर्त्तिः
श्वरसूरिशिष्यश्रीजिनप्रबोधसूरिभिः प्रतिष्ठिता कारिता
ा० दो(?बो)हित्थपु(त्र)सा० वइजलेन मूलदेवादि
ह (न) स्वश्रेयोऽर्थं कुटुम्बश्रेयोऽर्थं च "

જિનપાલ ઉપાધ્યાયે રચેલ ગુર્વાવલીના આધારે સ્વર્ગવાસનો સમય
દ પંચમનો છે. છતાં આજે લાંબા ટાઇમથી સર્વત્ર પાંચમ

નામથી સર્વત્ર સુપ્રસિદ્ધ છે. સં. ૧૩૮૩માં એમણે ચૈત્યવંદન કુલકવૃત્તિ પણ રચી અને કેટલાક સ્તુતિ-સ્તોત્રોની પણ રચના કરી હતી, એમની ચરણપાદુકાઓ હજારો સ્થળોએ ભારે ભક્તિભાવપૂર્વક આજે પણ પૂજાય છે તેઓ ભારે ચમત્કારી હોવાના અંગે આ કલિકાળમાં ભક્તોની મનોવાંછા પૂરવા માટે સુરતરુ સમાન છે. એમના સમયે ખરતરગચ્છમાં ૭૦૦ સાધુઓ તેમજ ૨૪૦૦ સાધ્વીઓ એમના આજ્ઞાનુવર્તી હતા. એવો ઉલ્લેખ ધર્મકલશ કૃત "શ્રીજિનકુશલસૂરિરાસ" માં મળે છે. એમના પટ્ટપર ષડાવશ્યક બાલાવબોધ તેમજ અનેક સ્તોત્રોના કર્તા શ્રીતરુણપ્રભસૂરિએ લઘુવયસ્ક શ્રીજિનપદ્મસૂરિજીને સં. ૧૩૯૦ જ્યેષ્ઠ સુદિ ૬ ના રોજ સ્થાપિત કર્યા.

બાલ્યાવસ્થામાંજ એમના પુણ્ય પ્રભાવથી સરસ્વતી દેવી પ્રસન્ન થઈ, જેથી તેઓ "બાલ-ધવલ કુર્ચાલ સરસ્વતી" બિરુદ×થી પ્રસિદ્ધિને પામ્યા એમનો સ્વર્ગવાસ સં. ૧૪૦૦ ના વૈશાખ શુદિ ૧૪ ના રોજ પાટણમાં થયો એમની કૃતિઓમાં "સ્થુલિભદ્ર ફાગ" ઉપલબ્ધ છે.

---

લુપ્ત થઈને અમાસ કેમ પ્રવૃત્તિમા આવી ગઈ? એની સત્ય શોધ ઇતિહાસ વેત્તાઓએ કરવી જરૂરી છે. અમારા ખ્યાલ મુજબ તો 'પચદશ્યા'ને બદલે 'પંચસ્યાં' લખાઇ ગયું હોય અને તે વાચનારાઓના મોઢે 'પચમ્યાં' સહેજે વંચાઈ જવુ કાંઇ અસભવ નથી. એથી ગુર્વાવલીમા લખનારની એ ભૂલ થઈ હોય એમ વિશેષ સભવ લાગે છે. વસ્તુતઃ સ્વર્ગતિથિ ફાગણની અમાસજ ઠીક લાગે છે. એમનુ પણ વિસ્તૃત જીવન ચરિત્ર હિંદીમાં નાહટાજીએ અને તેનો ગુજરાતી અનુવાદ મુબઈ મહાવીર સ્વામી દેરાસરના ટ્રસ્ટીઓએ બાહાર પાડેલ છે. (ગુ સં)

×આ બિરુદનો ઉલ્લેખ ઉ૦ જિનપાલની ગુર્વાવલીમાં નથી મલતો (સ)

એમના પાટે આચાર્ય જિનલબ્ધિ સૂરિજી થયા, એમને પણ સૂરિપદાર્પણ ઉપરોક્ત તરુણપ્રભાચાર્યજીએજ સં. ૧૪૦૦ આષાઢ શુદ ૧ ને રોજ કર્યું અને સં. ૧૪૦૬માં એમનો સ્વર્ગવાસ થયો.*

એમના પછી ગચ્છનાયક શ્રીજિનચન્દ્રસૂરિજી થયા સં. ૧૪૧૫ માં સ્તંભનક (ખંભાત) તીર્થમાં એમનો સ્વર્ગવાસ થયો. એમની પાટ પર શ્રીતરુણપ્રભાચાર્યે જિનોદયસૂરિજીને સ્થાપિત કર્યા. એમણે અનેક જિનાલયોમાં જિનબિમ્બોની પ્રતિષ્ઠાઓ કરી, અને કેટલાંયે સ્થળોએ અમારિ ઉદ્ઘોષણા કરાવીને જૈન શાસનની મહાન પ્રભાવના કરી.

એમની પાટ પર શ્રીજિનરાજસૂરિજી × થયા, જે ન્યાયશાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન હતા. શ્રીસ્વર્ણપ્રભાચાર્ય, ભુવનરત્નાચાર્ય, અને સાગરચન્દ્રાચાર્યને એમણેજ આચાર્ય પદ પ્રદાન કરેલ. સં. ૧૪૬૧ માં દેવલવાડામાં + એમનો સ્વર્ગવાસ થયો. એમના પટ્ટ પર નારચન્દ્રટિપ્પનના કર્તા સાગરચન્દ્રાચાર્યજીએ શ્રીજિનવર્દ્ધન સૂરિજીને§ સ્થાપન કર્યા. જેના પર દૈવી પ્રકોપ થઈજવાને કારણે સંઘઆજ્ઞાથી ગચ્છસ્થિતિ રક્ષણાર્થે સં. ૧૪૭૫ માં શ્રીજિન ભદ્રસૂરિજીને ગચ્છનાયક બનાવ્યા.

શ્રીજિનભદ્રસૂરિજી એક પ્રતિભાશાળી વિદ્વાન અને જૈન સાહિત્યની રક્ષા તેમજ અભિવૃદ્ધિ કરનાર અગ્રગણ્ય આચાર્ય થયા

---

*એમની રચેલ શાન્તિ સ્તવ અને શત્રુંજય વિજ્ઞપ્તિ એ બે કૃતિઓ પ્રાપ્ત થાય છે. (સં.)

× એમની પરંપરામાં હજુસુધી યતિવર્ય સુમેરમલજી અને ઋદ્ધિકરણજીના શિષ્યો છે.

+ જે મેવાડમાં આવેલ જૈનેતર તીર્થ 'એકલિંગજી' ની પાસે છે.

§ ખરતરગચ્છની પિપ્પલક શાખાના સ્થાપક તેઓજ છે. એમની સં. ૧૪૭૪ માં રચેલ સપ્તપદાર્થી વૃત્તિ અને બીજો ગ્રન્થ વાગ્ભટાલંકાર વૃત્તિ અને પૂર્વદેશચૈત્યપરિપાટી પણ મળે છે.

છે. એમણે જેસલમેર, જાલોર, દેવગિરિ, નાગોર, પાટણ, માંડવગઢ, આશાપલ્લી, કર્ણાવતી, ખંભાત આદિ અનેક સ્થાનો પર હજારો પ્રાચીન ગ્રન્થોનો સંગ્રહ કરવા સાથે હજારો નવીન ગ્રન્થો લખાવી કરીને ભંડારોમાં સુરક્ષિત કર્યા કે જેને માટે કેવળ જૈન સમાજજ નહીં, કિન્તુ સમગ્ર સાહિત્યસંસાર એમના પ્રતિ ચિર કૃતજ્ઞ રહેશે. જિનબિમ્બોની પ્રતિષ્ઠા પણ એમણે વિપુલ પ્રમાણમાં કરી હતી, જેમાંની સેંકડો તો આજેય વિદ્યમાન છે.

એમણે બનાવેલ "જિન સત્તરી પ્રકરણ" (ગા-૨૨૦) પ્રાકૃત ભાષામાં ઉપલબ્ધ છે એમની હસ્તલિખિત "યોગ-વિધિ" ની સુંદર પ્રતિ શ્રીપૂજ્યજી (બિકાનેર) ના સંગ્રહમાં છે. સં. ૧૪૯૫માં ઉપાધ્યાય જયસાગર પ્રણીત સંદેહદોલાવલી ટીકાનું અને સં. ૧૫૦૧માં તપો(ગુણ)રત્નકૃત 'ષષ્ટિશતક વૃત્તિ' નું સંશોધન એમણેજ કરેલ +

શ્રીભાવપ્રભાચાર્ય અને કીર્તિરત્નાચાર્યને એમણેજ આચાર્ય-પદથી વિભૂષિત કરેલ. સં. ૧૫૧૪ના માગસર વદી ૯ના રોજ કુંભલમેર (મેવાડ)માં એમનો સ્વર્ગવાસ થયો.

એમના પટ્ટ પર શ્રીકીર્તિરત્નાચાર્યે શ્રીજિનચન્દ્રસૂરિજીને સ્થાપિત કર્યા. શ્રીધર્મરત્નસૂરિ, ગુણરત્નસૂરિ આદિને એમણેજ આચાર્યપદ આપ્યાં સં. ૧૫૩૦ માં જેસલમેર ખાતે એમનો

---

+ એમની બનાવેલ નિમ્નાંકિત ફુટકર કૃતિઓ પણ ઉપલબ્ધ છે:— દ્વાદશાંગી પ્રમાણકુલક (ગા. ૨૧), શત્રુંજય લઘુ મહાત્મ્ય (ગા. ૧૩૫), સૂરિમંત્રકલ્પ (શ્રીપૂજ્ય જિનધરણેન્દ્રસૂરિના સંગ્રહમાં, છપાઈ પણ ગયેલ છે), સાચોર મહાવીરસ્તવ, સમ્યક્ત્વભેદ જિનસ્તવ, અને કુમારસંભવવૃત્તિ. (સં.)

આચાર્યપદ પ્રાપ્તિપૂર્વે એમનું નામ કીર્તિરાજ ઉપાધ્યાય હતું સં. ૧૪૯૫(?)માં એમણે "નેમિનાથ મહાકાવ્ય" બનાવ્યું. એમના જીવનચરિત્ર બાબતમાં અમારા તરફથી પ્રગટ થયેલ "ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ" જૂઓ. એમની પરંપરામાં પરમગીતાર્થ વયોવૃદ્ધ આચાર્ય શ્રીજિનકૃપાચન્દ્રસૂરિજી આદિ થયા.

સ્વર્ગવાસ થયો. એમણે પોતાના પટ્ટ પર સ્વહસ્તેજ શ્રીજિનસમુદ્રસૂરિજીને સ્થાપિત કર્યા. એમણે પંચનદી સાધન આદિ કરી ખરતરગચ્છની ખૂબ ઉન્નતિ કરી. સં. ૧૫૩૬ માં જેસલમેરના શ્રીઅષ્ટાપદપ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. સં. ૧૫૫૫ માં અમદાવાદ મુકામે એમનો સ્વર્ગવાસ થયો. એમના પછી ગચ્છનાયક શ્રીજિનહંસસૂરિજી થયા, જેમણે ૧૫૭૩ માં બિકાનેરમાં "આચારાંગ દીપિકા" બનાવી † બાદશાહ સિકંદર લોદીને પોતાની અપ્રતિમ પ્રતિભાદિ અસાધારણ ગુણો વડે ચમત્કૃત કરી પાંચસો (૫૦૦) બંદીવાનો(કેદીયો)ને કારાવાસ(જેલ)માંથી મુક્તિ અપાવી. એમનો સ્વર્ગવાસ સં. ૧૫૮૨ માં પાટણમાં થયો પોતાના પટ્ટ પર એમણે શ્રીજિનમાણિક્યસૂરિજીને સ્થાપિત કર્યા જેમનો સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે :—

એમનો જન્મ સં. ૧૫૪૯ માં કૂકડચોપડા ગોત્રીય સંઘપતિ રાઉલદેવની ધર્મપત્નિ રયણાદેવીની કૂખે થયો. સં. ૧૫૬૦ માં દીક્ષા ગ્રહણ કરી શાસ્ત્રાભ્યાસ કર્યો. એમની વિદ્વત્તા અને યોગ્યતા જોઈને ગચ્છનાયક શ્રીજિનહંસસૂરિજીએ સં. ૧૫૮૨ ના માહ શુદી ૫ ના રોજ બાલાહિક ગોત્રીય શાહ દેવરાજકૃત નન્દી મહોત્સવપૂર્વક આચાર્યપદ અર્પી પોતાની પાટ પર સ્થાપિત કર્યા. એમણે ગુજરાત, પૂર્વ, સિંધ દેશ તેમજ મારવાડમાં વિહાર કર્યો. સં. ૧૫૯૩ ના માહ શુદિ ૧ ગુરુવારે બિકાનેરના મંત્રીશ્વર કર્મસિંહે બનાવરાવેલ શ્રીનમિનાથ સ્વામીના મંદીરની પ્રતિષ્ઠા કરી. સિંધુદેશમાં શાહ ધનપતિકૃત મહોત્સવથી પંચનદીના પાંચ પીરો આદિને સાધ્યા,

એમના સમયે ગચ્છના સાધુઓમાં શિથિલાચાર વધી ગયો હતો એમને આ અસહ્ય લાગ્યું. એટલે પરિગ્રહમાત્રનો ત્યાગ કરી ક્રિયોદ્ધાર કરવાની તીવ્ર ઉત્કંઠા એમના હૃદયમાં જાગી. બિકાનેરના મન્ત્રીશ્વર

†એમનો રચેલ કલ્પાન્તર્વાચ્ય પણ પ્રાપ્ત છે.

संग्रामसिंह वच्छावतने पण गच्छनी आ परिस्थितिथी भारे असंतोष हतो; आथी एमणे पण सूरि महाराजने बिकानेर पधारी गच्छनी सुव्यवस्था करवा विनंतीपत्र पाठव्यो. मन्त्रीश्वरनी आ नम्र प्रेरणाए सुवर्णमां सुगंधना जेवुं काम कर्युं, श्रीजिनमाणिक्यसूरिजीए भावथी क्रियोद्धार करी एम विचार्युं के पहेलां देरावर जई दादा श्रीजिनकुशलसूरिजीनी यात्रा कर्या पछी समस्त परिग्रह त्याग करीश अने मारा आज्ञानुयायी साधुवर्गने पण शुद्ध साध्वाचार पालन करावीश प्रगट-प्रभावी दादा कुशलसूरिजी मने आ कार्यमां सफळता आपे आ हेतुथी देराउर पधार्या.

त्यां गुरुदेवनां दर्शन करी जेसलमेर तरफ पाछा फरतां मार्गमां

२जो के एमना आज्ञानुवर्ति उपाध्याय कनकतिलकजी आदिए सं. १६०६मां क्रियाउद्धार कर्यो हतो, पण एथी गच्छना अन्य साधुओ पर प्रभाव न पड्यो. आथी संग्रामसिंह मंत्रीए समग्र गच्छनी स्थिति सुधारवा माटेज सूरिजीने विनंतीपत्र पाठव्यो हतो.

श्रीकनकतिलकोपाध्यायजीनो क्रियोद्धार-नियम-पत्र अमने मळेल छे. एमांनो आवश्यक भाग आ प्रमाणे छे.

'संवत् १६०६ वर्षे दिवालीदिने श्रीविक्रमनगरे ए सुविहितगच्छ साधुमार्गनी स्थिति सूत्र उपरि किधी, ते समस्त ऋषीश्वरे प्रमाण करवी ॥'

'उपा० कनकतिलक, वा० भावहर्ष गणि, वा० श्रीशुभवर्द्धन गणि० वइसी साधुमाचार कीधो छै ।'

ए पछी बावन बोलोनुं वर्णन छे, जेमां साध्वाचारनी कडक व्यवस्था लखी छे. आ बोलोने 'अमान्य' गणे, तेने 'पासत्था' नामथी संबोधेल छे आ पत्र जर्जरित तेमज केटलाये स्थळे फाटी तूटी गएल छे, एथी एनी संपूर्ण नकल नथी दई शकाई. आ जुनुं पत्र माल्हू साखना श्राद्ध गोपा परमं सुश्रावकनां पठन अर्थे लखाएल हतो, अने अमारा संग्रहमां छे.

પિપાસા પરિસહનો અતિશયપણે ઉદય થયો. એટલે અત્યંત તીવ્ર તૃષા લાગી. આ દિવસે એમને પંચમીનો ઉપવાસ હતો, પરન્તુ આ પ્રાંતમાં પાણીની અતિશય તંગી હોવાને કારણે ક્યાંય પણ પાણી ન મળી શક્યું. સંધ્યા સમય થઇ ગયો, ત્યારબાદ થોડુંક પાણી મળ્યું. લોકોએ કહ્યું, મહારાજ! આ પાણી ગ્રહણ કરી આપની પિપાસા છિપાવો પરન્તુ દૃઢતાપૂર્વકનો ઉત્તર મળ્યો કે વર્ષો સુધી ચઉવિહાર વ્રત કર્યું છે, તે શું એક દિવસ માટે ભંગ કરૂં? એ તો કદાપિ નજ બની શકે. આયુષ્ય વધારવા ઘટાડવાની શક્તિ તો કોઇમાં છેજ નહિ. જે ભાવિ સર્વજ્ઞ પ્રભુએ પેખ્યું છે, એજ પ્રમાણે બનશે.

આમ શુભ અધ્યવસાયની ધારામાં આરૂઢ થઈને કોઇ પ્રકારે વ્રત ભંગ ન કરતાં, સ્વયં અનશન સ્વીકારી લીધું. સં. ૧૬૧૨ મિતી આષાઢ શુદિ ૫ ના રોજ ગુરુ મહારાજ સ્વર્ગે પધાર્યા. જે સ્થળે એમનો અગ્નિ સંસ્કાર થયો, ત્યાં જૈન સંઘે એક સુંદર સ્તૂપ× બનાવરાવ્યો હતો, જેનો આજે કાંઇજ પત્તો નથી લાગતો.

આપણા ચરિત્રનાયક શ્રીજિનચન્દ્રસૂરિજી એમનાજ શિષ્ય-રત્ન હતા; જેમનું યથાજ્ઞાત જીવન ચરિત્ર હવે પછીના પ્રકરણોમાં આલેખવામાં આવશે.

---

×આ સ્તૂપનો ઉલ્લેખ પદ્મરાજકૃત "પંચનદી સાધન જિનચન્દ્રસૂરિ ગીત' માં છે જે આગળના પ્રકરણમાં આવશે. એક પટ્ટાવલીમાં એમનો સ્વર્ગવાસ દેરાઉરથી ૨૫ કોશ લખેલ છે. આથી આ સ્થળની શોધખોળ કરવી આવશ્યક છે.

સંગ્રામસિંહ વચ્છાવતને પણ ગચ્છની આ પરિસ્થિતિથી ભારે અસંતોષ હતો; આથી એમણે પણ સૂરિ મહારાજને બિકાનેર પધારી ગચ્છની સુવ્યવસ્થા કરવા વિનંતીપત્ર પાઠવ્યો. મન્ત્રીશ્વરની આ નમ્ર પ્રેરણાએ સુવર્ણમાં સુગંધના જેવું કામ કર્યું, શ્રીજિનમાણિક્યસૂરિજીએ ભાવથી ક્રિયોદ્ધાર કરી એમ વિચાર્યું કે પહેલાં દેરાઉર જઈ દાદા શ્રીજિનકુશલસૂરિજીની યાત્રા કર્યા પછી સમસ્ત પરિગ્રહ ત્યાગ કરીશ અને મારા આજ્ઞાનુયાયી સાધુવર્ગને પણ શુદ્ધ સાધ્વાચાર પાલન કરાવીશ. પ્રગટ-પ્રભાવી દાદા કુશલસૂરિજી મને આ કાર્યમાં સફળતા આપે આ હેતુથી દેરાઉર પધાર્યા.

ત્યાં ગુરુદેવનાં દર્શન કરી જેસલમેર તરફ પાછા ફરતાં માર્ગમાં

---

જો કે એમના આજ્ઞાનુવર્તિ ઉપાધ્યાય કનકતિલકજી આદિએ સં. ૧૬૮૬માં ક્રિયાઉદ્ધાર કર્યો હતો, પણ એથી ગચ્છના અન્ય સાધુઓ પર પ્રભાવ ન પડ્યો. આથી સંગ્રામસિંહ મંત્રીએ સમગ્ર ગચ્છની સ્થિતિ સુધારવા માટેજ સૂરિજીને વિનંતીપત્ર પાઠવ્યો હતો.

શ્રીકનકતિલકોપાધ્યાયજીનો ક્રિયોદ્ધાર-નિયમ-પત્ર અમને મળેલ છે. એમાંનો આવશ્યક ભાગ આ પ્રમાણે છે.

**'संवत् १६०६ वर्षे दिवालीदिने श्रीविक्रमनगरे व सुविहितगच्छ साधुमार्गनी स्थिति सूत्र उपरि किधी, ते समस्त ऋषीश्वरे प्रमाण करवी ॥'**

**'उपा० कनकतिलक, वा० भावहर्ष गणि, वा० श्रीशुभ वर्द्धन गणि० बइसी साधाचार कीधो छै ।'**

એ પછી બાવન બોલોનું વર્ણન છે, જેમાં સાધ્વાચારની કડક વ્યવસ્થા લખી છે. આ બોલોને 'અમાન્ય' ગણે; તેને 'પાસત્થા' નામથી સંબોધિત છે. આ પત્ર જર્જરિત તેમજ કેટલાયે સ્થળે ફાટી તૂટી ગએલ છે, એથી એની સંપૂર્ણ નકલ નથી દઈ શકાઈ. આ જીર્ણ પત્ર માલ્હુ સાખના શાહ ગોપા પરમ સુશ્રાવકનાં પઠન અર્થે લખાએલ હતો, અને અમારા સંગ્રહમાં છે.

પિપાસા પરિસહનો અતિશયપણે ઉદય થયો. એટલે અત્યંત તીવ્ર તૃષા લાગી. આ દિવસે એમને પંચમીનો ઉપવાસ હતો, પરન્તુ આ પ્રાંતમાં પાણીની અતિશય તંગી હોવાને કારણે ક્યાંય પણ પાણી ન મળી શક્યું. સંધ્યા સમય થઇ ગયો, ત્યારબાદ થોડુંક પાણી મળ્યું. લોકોએ કહ્યું, મહારાજ! આ પાણી ગ્રહણ કરી આપની પિપાસા છિપાવો પરન્તુ દૃઢતાપૂર્વકનો ઉત્તર મળ્યો કે વર્ષો સુધી ચઉવિહાર વ્રત કર્યું છે, તે શું એક દિવસ માટે ભંગ કરૂં? એ તો કદાપિ નજ બની શકે. આયુષ્ય વધારવા ઘટાડવાની શક્તિ તો કોઇમાં છેજ નહિ. જે ભાવિ સર્વજ્ઞ પ્રભુએ પેખ્યું છે, એજ પ્રમાણે બનશે.

આમ શુભ અધ્યવસાયની ધારામાં આરૂઢ થઈને કોઇ પ્રકારે વ્રત ભંગ ન કરતાં, સ્વયં અનશન સ્વીકારી લીધું. સં. ૧૬૧૨ મિતી આષાઢ શુદિ ૫ ના રોજ ગુરુ મહારાજ સ્વર્ગે પધાર્યા. જે સ્થળે એમનો અગ્નિ સંસ્કાર થયો, ત્યાં જૈન સંઘે એક સુંદર સ્તૂપ× બનાવરાવ્યો હતો, જેનો આજે કાંઇજ પત્તો નથી લાગતો.

આપણા ચરિત્રનાયક શ્રીજિનચન્દ્રસૂરિજી એમનાજ શિષ્ય-રત્ન હતા; જેમનું યથાજ્ઞાત જીવન ચરિત્ર હવે પછીના પ્રકરણોમાં આલેખવામાં આવશે.

---

×આ સ્તૂપનો ઉલ્લેખ પદ્મરાજકૃત "પંચનદી સાધન જિનચન્દ્રસૂરિ ગીત' માં છે જે આગળના પ્રકરણમાં આવશે. એક પટ્ટાવલીમાં એમનો સ્વર્ગવાસ દેરાઉરથી ૨૫ કોશ લખેલ છે. આથી આ સ્થળની શોધખોળ કરવી આવશ્યક છે.

## પ્રકરણ ૩ જું

### સૂરિ પરિચય :—

મારવાડ પ્રાંતના જોધપુર રાજ્યમાં ખેતસર* નામે એક રમણીય ગામ છે. ત્યાં ઓસવાલ જાતીય રીહડ ગોત્રવાળા શ્રીવંતશાહ નામના શ્રેષ્ઠિ રહેતા હતા. એમની સુશીલા

---

* આ ગચ્છની ઘણી ખરી પટ્ટાવલીઓમા શ્રીવંતશાહનુ નિવાસસ્થાન તિમરીની પાસે વડલી ગામ લખેલ છે, પરંતુ એથીયે અધિક પ્રાચીન, કવિ કનકસોમકૃત "શ્રીજિનચંદ્રસૂરિ ગીત, કે જે સં. ૧૬૨૮માં કવિએ (સ્વહસ્તે) લખેલ ઉપલબ્ધ છે; એમાં આ પ્રકારે લખેલુ છે :—

मारवाडि देश उदार, जिहां धरमको विस्तार,
तिहां खेतसर मंझारि ।
ओशवशकउ सिणगार, सिरिवंतशाह उदार,
तसु सिरियदेवी नार ॥२॥
सुख विलसतां दिनदिन्न, पुण्यवंत गरभ उतपन्न,
नवमास जिहां पडिपुन्न;
जनमियां पुत्ररतन्न, तिहां खरचिया बहु धन्न,
सब लोक कहइ धनधन्न ॥३॥

એમાં ખેતસરનું નામ સ્પષ્ટ લખ્યું છે પ્રાચીન હોવાથી અમોએ પણ ખેતસરનુંજ નામ આપેલ છે.

ધર્મપત્નીનું નામ સિરિયાદેવી હતું. આનંદપૂર્વક શ્રાવકધર્મ પાળતાં આ સિરિયાદેવીની રત્નગર્ભા કુક્ષિમાં એક પુણ્યવાન જીવે ઉત્તમ ગતિથી ચ્યવીને અવતાર ધારણ કર્યો. ગર્ભકાળ વ્યતીત થતાં સં. ૧૫૯૫ના ચૈત્ર વદિ‡ ૧૨ના શુભ દિવસે કામદેવ સમા રૂપલાવણ્યવાળા, સૂર્યસમાન તેજસ્વી, શુભ લક્ષણયુક્ત એક પુત્ર-રત્નનો જન્મ થયો. આ શુભ અવસર નિમિત્તે શ્રેષ્ઠિએ પુષ્કળ દ્રવ્ય વ્યય કરી ખૂબ આનંદ ઉત્સવ મનાવ્યો. દસમે દિવસે આ બાળકનું નામ "સુલતાન કુમાર"§ રાખવામાં આવ્યું. આ "સુલતાન કુમાર" સુદ પક્ષના ચંદ્રમાની જેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. માતાપિતાએ એને બાલ્યકાળમાંજ સઘળી કળાઓનો અભ્યાસ કરાવી નિપુણ બનાવ્યા.

વિ. સં. ૧૬૦૪‖ માં ખરતરગચ્છનાયક શ્રીજિનમાણિક્ય-સૂરિજી મહારાજ પોતાના શિષ્યસમુદાય સહિત અત્રે પધાર્યા. એમની પધરામણીથી ખેતસરમાં સારી રીતે ધર્મભાવના જાગૃત થઈ. ત્યાંના શ્રાવકો ચિત્ત લગાવીને ધર્મકાર્યમાં પ્રવૃત્ત થયા. એમના ઉપદેશ-વચનામૃત સાંભળી 'સુલતાન કુમાર'ના નિર્મળ ચિત્તમાં વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થઈ તેમ સાંસારિક સુખોની અસારતા એમને સમજાવા લાગી, અને સાચું સુખ દેવાવાળા 'ચારિત્રધર્મ'નું

---

‡વિહાર પત્ર નં. ૨માં મિતિ વૈશાખ વદિ ૧૨ લખેલ છે. એ ગુજરાત આદિમાં પ્રચલિત અમાસીયા મહિનાના હિસાબે યા અન્ય ગમે તે કારણે થયું હોય અથવા તો લખનારની ભૂલ હોય તોયે અસંભવ ન કહેવાય.

§**नामथापना सुलतान, नित नित चढतइवान, जगमें अमली मान।**
(સં. ૧૬૨૮ લિ. કનકસોમકૃત જિનચન્દ્રસૂરિ ગીત.)

‖ વિહાર-પત્ર નં. ૨માં સં. ૧૬૦૨ લખેલ છે, કિન્તુ ઉ૦ રત્નનિધાનકૃત ગીત, યુગપ્રધાન નિર્વાણરાસ આદિમાં સર્વત્ર સં. ૧૬૦૪જ લખેલ છે, આથી એજ ઠીક છે. સં. ૧૬૦૨ લેખકની ભૂલથીજ લખાએલ હોય એમ લાગે છે.

## પ્રકરણ ૩ જું

### સૂરિ પરિચય :—

મારવાડ પ્રાંતના જોધપુર રાજ્યમાં ખેતસર* નામે એક રમણીય ગામ છે. ત્યાં ઓસવાલ જાતીય રીહડ ગોત્રવાળા શ્રીવંતશાહ નામના શ્રેષ્ઠિ રહેતા હતા. એમની સુશીલા

---

*ખરતરગચ્છની ઘણી ખરી પટ્ટાવલીઓમાં શ્રીવંતશાહનું નિવાસસ્થાન તિમરી પાસે વડલી ગામ લખેલ છે, પરંતુ એથીયે અધિક પ્રાચીન, કવિ કનકસોમકૃત "શ્રીજિનચંદ્રસૂરિ ગીત કે જે સં. ૧૬૨૮માં કવિએ (સ્વહસ્તે) લખેલ ઉપલબ્ધ છે, એમાં આ પ્રકારે લખેલુ છે :—

मारवाडि देश उदार, जिहां धरमको विस्तार,<br>
तिहां खेतसर मंझारि ।<br>
ओशवशक्रउ सिणगार, सिरिवंतशाह उदार,<br>
तसु सिरियदेवी नार ॥२॥<br>
सुख विलसतां दिनदिन्न, पुण्यवंत गरभ उतपन्न,<br>
नवमास जिहां पडिपुन्न,<br>
जनमियां पुत्ररतन्न, तिहां खरचिया बहु धन्न,<br>
सब लोक कहइ धनधन्न ॥३॥

એમાં ખેતસરનું નામ સ્પષ્ટ લખ્યું છે પ્રાચીન હોવાથી અમોએ પણ ખેતસરનું જ નામ આલેખેલ છે.

ધર્મપત્નીનું નામ સિરિયાદેવી હતું. આનંદપૂર્વક શ્રાવકધર્મ પાળતાં આ સિરિયાદેવીની રત્નગર્ભા કુક્ષિમાં એક પુણ્યવાન જીવે ઉત્તમ ગતિથી ચ્યવીને અવતાર ધારણ કર્યો. ગર્ભકાળ વ્યતીત થતાં સં. ૧૫૯૫ના ચૈત્ર વદિ ‡ ૧૨ ના શુભ દિવસે કામદેવ સમા રૂપલાવણ્યવાળા, સૂર્યસમાન તેજસ્વી, શુભ લક્ષણયુક્ત એક પુત્ર-રત્નનો જન્મ થયો. આ શુભ અવસર નિમિત્તે શ્રેષ્ઠિએ પુષ્કળ દ્રવ્ય વ્યય કરી ખૂબ આનંદ ઉત્સવ મનાવ્યો. દસમે દિવસે આ બાળકનું નામ "સુલતાન કુમાર" § રાખવામાં આવ્યું. આ "સુલતાન કુમાર" સુદ પક્ષના ચંદ્રમાની જેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. માતાપિતાએ એને બાલ્યકાળમાંજ સઘળી કળાઓનો અભ્યાસ કરાવી નિપુણ બનાવ્યા.

વિ. સં. ૧૬૦૪ ‖ માં ખરતરગચ્છનાયક શ્રીજિનમાણિક્ય-સૂરિજી મહારાજ પોતાના શિષ્યસમુદાય સહિત અત્રે પધાર્યા. એમની પધરામણીથી ખેતસરમાં સારી રીતે ધર્મભાવના જાગૃત થઈ. ત્યાંના શ્રાવકો ચિત્ત લગાવીને ધર્મકાર્યમાં પ્રવૃત્ત થયા. એમના ઉપદેશ–વચનામૃત સાંભળી 'સુલતાન કુમાર'ના નિર્મળ ચિત્તમાં વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થઈ તેમ સાંસારિક સુખોની અસારતા એમને સમજાવા લાગી, અને સાચું સુખ દેવાવાળા 'ચારિત્રધર્મનું

‡ વિહાર પત્ર નં. ૨માં મિતિ વૈશાખ વદિ ૧૨ લખેલ છે એ ગુજરાત આદિમાં પ્રચલિત અમાસીયા મહિનાના હિસાબે યા અન્ય ગમે તે કારણે થયું હોય અથવા તો લખનારની ભૂલ હોય તોયે અસંભવ ન કહેવાય.

§ **नामथापना सुलतान, नित नित चढतइवान, जगमें अमली मान ।**
(સં. ૧૬૨૮ લિ. કનકસોમકૃત જિનચન્દ્રસૂરિ ગીત.)

‖ વિહાર–પત્ર નં. ૨માં સં. ૧૬૦૨ લખેલ છે, કિન્તુ ઉ૦ રત્નનિધાનકૃત ગીત, યુગપ્રધાન નિર્વાણરાસ આદિમાં સર્વત્ર સં. ૧૬૦૪જ લખેલ છે, આથી એજ ઠીક છે. સં. ૧૬૦૨ લેખકની ભૂલથીજ લખાએલ હોય એમ લાગે છે.

પાલન કરવા દીક્ષા અંગીકાર કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો

હવે સુલતાનકુમાર પોતાના માતાજી પાસે આવી દીક્ષા લેવા માટેની આજ્ઞા માંગવા લાગ્યા એમણે કહ્યું, "માતાજી! આ સંસાર અસાર છે. પુદ્‌ગલ માત્રનું સુખ ક્ષણભંગુર છે, એટલે આત્માના સાચા સુખની પ્રાપ્તિ માટે હું શ્રીજિનમાણિક્ય સૂરિજી મહારાજ પાસે દીક્ષા લઈ સાધુ બનીશ. એટલે આપ કૃપા કરીને મને રજા આપો." માતાએ કહ્યું, "બેટા! તું તો હજુ બાળક છે, હજુ તો યૌવનાવસ્થામાં પ્રવેશ કરવાનું બાકી છે; ચારિત્રનું પાલન કરવું અત્યંત કઠિન છે; મોટો થા, પછી ચારિત્ર લેજે," વગેરે વાતોદ્વારા સાધુમાર્ગની મુશ્કેલીઓ બતાવી અને દીક્ષા લેવાની ના પાડી; પરન્તુ જેના હૃદયમાં સાચા વૈરાગ્યે વસવાટ કર્યો છે એવા સુલતાનકુમાર ક્યાં માનવાના હતા? એમણે યુક્તિપૂર્વક માતાજીના કથનનો ઉત્તર દઈ, છેવટે અનુમતિ મેળવીજ લીધી.

સુલતાનકુમારે સં. ૧૬૦૪ માં શ્રીજિનમાણિક્યસૂરિજી પાસે દીક્ષા લીધી, એમનું દીક્ષા-નામ ગુરુમહારાજે સુમતિધીર રાખ્યું. આ સમયે એમનું વય કેવળ ૯ વર્ષનુંજ હતું, પરન્તુ વિલક્ષણ બુદ્ધિ અને ગુરુભક્તિના પ્રભાવે અલ્પ કાળમાંજ ૧૧ અંગાદિનો અભ્યાસ કરી સકલ શાસ્ત્રોમાં પારંગત થયા. શાસ્ત્રવાદ, વ્યાખ્યાન કલાદિમાં નિપુણ બની ગુરુમહારાજ શ્રીજિનમાણિક્યસૂરિજી સાથે દેશ વિદેશમાં વિચરવા લાગ્યા

દેરાઉરથી જેસલમેર આવતાં સં. ૧૬૧૨ ના અષાઢ શુદિ પંચમીના રોજ શ્રીજિનમાણિક્યસૂરિજીનો દેહાન્ત થતાં, અન્ય સાધુઓની સાથે વિહાર કરીને શ્રીસુમતિધીરજી જેસલમેર પધાર્યા. અંત સમયે શ્રીજિનમાણિક્યસૂરિજી સાથે ૨૪ શિષ્યો હતા, પરન્તુ સંયોગવશ તેઓ કોઈને પોતાની પટ્ટ પર સ્થાપિત ન કરી શકયા. જેસલમેર આવ્યા પછી આ બાબતમાં પરસ્પર મતભેદ પડયો. અંતે સમસ્ત સંઘ અને ત્યાંના નરેશ રાઉલ શ્રીમાલદેવજી (રાજકાળ



ચરિત્રનાયકના હસ્તાક્ષર

વિજયદેવસૂરિરચિત **નેમિનાથરાસનું** અંતિમ પત્ર, જે સૂરિપદથી ૧ વર્ષ પહેલાં ૧૭ વર્ષની વયે **સુમતિધીર** ગણિ અવસ્થામાં ચરિત્રનાયકે સં. ૧૬૧૧ પોષ સુદ બીજે લખેલ છે.

પાલન કરવા દીક્ષા અંગીકાર કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો

હવે સુલતાનકુમાર પોતાના માતાજી પાસે આવી દીક્ષા લેવા માટેની આજ્ઞા માંગવા લાગ્યા એમણે કહ્યું, "માતાજી! આ સંસાર અસાર છે. પુદ્દગલ માત્રનું સુખ ક્ષણભંગુર છે, એટલે આત્માના સાચા સુખની પ્રાપ્તિ માટે હું શ્રીજિનમાણિક્ય સૂરિજી મહારાજ પાસે દીક્ષા લઈ સાધુ બનીશ. એટલે આપ કૃપા કરીને મને રજા આપો." માતાએ કહ્યું, "બેટા! તું તો હજુ બાળક છે, હજુ તો યૌવનાવસ્થામાં પ્રવેશ કરવાનું બાકી છે; ચારિત્રનું પાલન કરવું અત્યંત કઠિન છે; મોટો થા, પછી ચારિત્ર લેજે," વગેરે વાતોદ્વારા સાધુમાર્ગની મુશ્કેલીઓ બતાવી અને દીક્ષા લેવાની ના પાડી; પરન્તુ જેના હૃદયમાં સાચા વૈરાગ્યે વસવાટ કર્યો છે એવા સુલતાનકુમાર ક્યાં માનવાના હતા? એમણે યુક્તિપૂર્વક માતાજીના કથનનો ઉત્તર દઈ, છેવટે અનુમતિ મેળવીજ લીધી.

સુલતાનકુમારે સં. ૧૬૦૪ માં શ્રીજિનમાણિક્યસૂરિજી પાસે દીક્ષા લીધી; એમનું દીક્ષા—નામ ગુરુમહારાજે સુમતિધીર રાખ્યું. આ સમયે એમનું વય કેવળ ૯ વર્ષનુંજ હતું, પરન્તુ વિલક્ષણ બુદ્ધિ અને ગુરુભક્તિના પ્રભાવે અલ્પ કાળમાંજ ૧૧ અંગાદિનો અભ્યાસ કરી સકલ શાસ્ત્રોમાં પારંગત થયા. શાસ્ત્રવાદ, વ્યાખ્યાન કલાદિમાં નિપુણ બની ગુરુમહારાજ શ્રીજિનમાણિક્યસૂરિજી સાથે દેશ વિદેશમાં વિચરવા લાગ્યા

દેરાઉરથી જેસલમેર આવતાં સં. ૧૬૧૨ ના અષાઢ શુદિ પંચમીના રોજ શ્રીજિનમાણિક્યસૂરિજીનો દેહાન્ત થતાં, અન્ય સાધુઓની સાથે વિહાર કરીને શ્રીસુમતિધીરજી જેસલમેર પધાર્યા અંત સમયે શ્રીજિનમાણિક્યસૂરિજી સાથે ૨૪ શિષ્યો હતા, પરન્તુ સંયોગવશ તેઓ કોઈને પોતાની પટ્ટ પર સ્થાપિત ન કરી શક્યા. જેસલમેર આવ્યા પછી આ બાબતમાં પરસ્પર મતભેદ પડ્યો. અંતે સમસ્ત સંઘ અને ત્યાંના નરેશ રાઉલ શ્રીમાલદેવજી (રાજકાળ



## ચરિત્રનાયકના હસ્તાક્ષર

વિજયદેવસૂરિરચિત **નેમિનાથરાસનું** અંતિમ પત્ર, જે સૂરિપદથી ૧ વર્ષ પહેલાં ૧૭ વર્ષની વયે **સુમતિધીર** ગણિ અવસ્થામાં ચરિત્રનાયકે સં. ૧૬૧૧ પોષ સુદ બીજે લખેલ છે.



ચરિત્રનાયકના હસ્તાક્ષર

વિજયદેવસૂરિરચિત નેમિનાથરાસનું પહેલું પાનું

જોધપુર (રાજસ્થાન) કેસરીયાનાથજીના ભંડારની પ્રતિ,

સં. ૧૬૦૭ થી ૧૬૧૮ સુધી ) એ બેગડ ગચ્છના શ્રીપૂજ્ય× શ્રી
ગુણપ્રભસૂરિજીની સમ્મતિથી શ્રીસુમતિધીરનેજ આચાર્યપદ મા
સર્વથા યોગ્ય લેખી એમનેજ આચાર્યપદ પર સ્થાપિત કરવાને
નિશ્ચય કર્યો, રાઉલ શ્રીમાલદેવજી ખરતર ગચ્છના અનન્ય ભક્ત
હતા, એથી એમણે પોતેજ મોટા સમારોહ સહિત નંદી મહોત્સવ

× શ્રીગુણપ્રભસૂરિ ખરતર ગચ્છીય બેગડ શાખાના શ્રીજિનમેરુસૂરિના
શિષ્ય હતા એમના વિષયમાં ઉક્ત શાખાની પટ્ટાવલીમાં નીચે મુજબ
વર્ણન આલેખેલ છે :—

तत्पट्टे ६१मा श्रीगुणप्रभसूरि, ते पिण महागीतारथ थया, सवा करोड
रुपिया खरची गांगा गुणदत्त राजसीइं पदठवणो कियो, याचकांनै चूडा ने
चूनडी पहिराया, पांच सोनेरी पुस्तक, पांच रुपेरी पुस्तक लिखावी गुरांने
विहराव्या, एकदा जेसलमेररा राउल हरराजकी राणी हरषमदे, तेहनई
पुत्र कोई नहीं, तिवारे गुरां आगै आवी, दिन ३ हठ झाली वैठी, तिवारे
तीजे दिन गुरे ओघानी दसी (फली) दीधी, कह्यो, जा पुत्र थास्यै। पिण नाम
"भीम" दीजै, तिवारें राणीइं ऊठतां लोभवशें बीजी फली तोडी लीधी,
तीवारइ गुरे कह्यो, मांगी लेत तो रुडी, पण अम्हारी दसी खाली नहीं
जायई, पुत्र थास्यै, नाम अर्जुन दीजई, आठ वर्ष जीवस्यई। हिवई भीम
पहिलो जायो, एकदा परणवा गयौ, तिवारई परणी पातिस्याह पासई आव्यौ,
पातस्या कह्यौ राणी नवरोजें मेल्ही। तिवारई भीमे न मोकली, यतः

"भीम न मूकी भाटिई, नवरोजें नारी।
बीजा ठाकुर बापडा, कर मूके दारी॥"

एहवो भीम अवतारीक थयौ, ए प्रथमज अवदात। हिवई एकदा
श्रीजिनमाणिक्यसूरि देराउरनी यात्राइ गया, वाटई कालप्रापति थया,
चेला साथइ चउवीस हुता, पण पाट थापी सकया नहीं, तिवारई चेला पाछा
आव्या, वाद करवा लागा, तिवारई संघ मिली गुणप्रभसूर पासे आव्यो,
कह्यौ जेहनइ तुम्हें पाट थापस्यौ तें प्रमाण। तिवारई गुरे लहुडौ चेलौ
सुलतान नामि जाति रीहड, तेहनइ थाप्यउ, नाम जिनचंदसूरि दीवउ।

કરાવી* શ્રીસુમતિધીરજીને સં. ૧૬૧૨ ના ભાદરવા શુદિ ૯ ગુરુવારે આચાર્યપદ અપાવ્યું બેગડગચ્છના આચાર્ય શ્રીગુણપ્રભસૂરિજીએ એમને સૂરિમંત્ર આપ્યો. શ્રીજિનહંસસૂરિજીના વિદ્વાન શિષ્ય મહોપાધ્યાય શ્રીપુણ્યસાગરજીએ સૂરિપદના યોગ, તપ આદિ

---

तिवारइ वडौ चेलौ धन्नउ नीसर्यो, जाइ पातिस्याहनई मिली जेसलमेर ओळखी देखाडी, तदा जेसलमेर कागल आयौ. तिवारई रावल संघ सर्व आवी गुरोंनई कह्यौ। गुरों कह्यौ, आंबिल तप घरघरि करउ अनइ ए जाप जपउ "आंबिल अमृतवाणी, धन्नो हुओ धूलधाणी" ते तिमज धूलधाणी हुओ, ए बीजो अवदात। हिवे एकदा श्रीजेसलमेरई तीन वरसी दुकाल पडयौ, तिवारै राउल भीमई गुरु वीनव्या, तिवारई गुरे तीन उपवास करी वाम पादांगुष्ट धारइ करी कायोत्सर्ग करी २२००) रुपइयारो दीपधूप होम जाग करायौ, तीजे दिन धरणेन्द्र प्रत्यक्ष थयौ, वर मांगी ! कह्यौ. मेह कीजइ, तिवारइ धरणेन्द्र कहै–सवा पुहर दिन चढते मेह आविस्यई वाई निश्चै राखिजो पारणौ करीजौ. गुरु कह्यौ 'काछली भरियै गडिसर भरियै' ए सकेत छै, इम कही देवता विसरज्यौ, हिवइ प्रभाते पारणौ कीधौ, सवा पुहर दिन चढते बादला उपड्या, गाज वीज घटा करि मूसलधार वरसवा लागौ, गुरे चेलो१ अने श्रावक१ हाथे काछली देई वैसाडया इम आधी काछली थई, काछली नांखी पाछा उतर्या हैवति खमी न सकै, 'गडिसर' दौड वरसरौ पाणी आयौ, तिवारई रावल भीम गुरोंनै तेडी पटोली पंच शब्दौ पचोल दीधौ कह्यो–जे बेगडां विना पटोली भरणी बीजो कोई करण न पावै पंच शब्दौ बजावण न पावई, ईम मान महत्व दीधउ एहवा प्रभाविक स १५८५(मे) पाटपति थया सं. १६५५ स्वर्ग हूयां।"

*સં. ૧૬૨૮ લિખિત "કનકસોમ" કૃત ગીતમાં લખ્યું છે :—

"सोलहसई सवत बार, जिनमाणिक्य सूरि पदधार, सूरिमन्त्र उच्चार।

હીરકલશ કૃત ગહૂંલીમાં પણ—

"भादवा सुदि नवमी दिनई, जेसलमेर मझारु हे।
संघ सयल गुरु आईसई, थापई नाम अपारु हे॥" २॥

કરાવ્યાં, એનો ઉલ્લેખ એક પ્રાચીન પત્રમાં આ પ્રમાણે છે :—

स्वस्ति श्री:॥ श्रीपूज्यजीनउ कागल १ हिवणांइज आव्यउ, कागल १ श्रीसंघ भणी आव्यउ। वाच्यां समाचार जाण्या। तत्र लिख्या जे पदस्थापना विधि लिखी मूकीज्यो। तप विगरि॥ श्रीपूज्य श्रीजिनचन्द्रसूरि भणी भाद्रवामांहे जेसलमेरुरई घणी सूरिमंत्र दिवराव्यउ। पछइ तप उपाध्याय श्रीपुण्यसागरजी पासे वह्या. ए वात वडां पासे सांभली छइ॥ पर हिवणां तत्र देशमांहे रहतां भला नही छइ। हिवणांईज राजनगरथी राजा पासइ ब्राह्मण १ सांवलदासरउ मूकिउ लहणा लेवा भणी आयो छइ, तियई कहिउ- 'सांवलदासई अहम्मदाबादरा भट्टारकिया श्रावक तेडिनई कह्यौ- गच्छ मेलो करउ' सु गच्छ मेलउ करिस्यइ। आ वात थे पग सांभलि हुस्यई. अत्र लिखी नहीं सु किम? ईस्या वातां भल्यां नहीं तुरत विनति करिस्यई। चउमास उतरी पछई जोरावरी करी तुहांनई राख्या तउ कुण आडो आवस्यई?। ते अइया पिण तत्र आवी विरूप कीधउ तउ किस थास्यई। विचार पहिलउ कीजइ तउ भला छई। मारवाडी मांहें कोई एक श्रावक पदठवणा कराविवावालउ मिलाईज करिस्यई। चउमासमांहे नही बोलई। चउमास उतरी तुरत विरूप करिस्यई। थांरा भाग्य छई भला थास्यई, परं अम्हांनई घणा मामला पडया छई। म्हे बीहां छां। तथा सूरिमंत्र कियइ पासि तत्र लेस्यउ? अस्वकीय भट्टारक आचार्य, इयां पासइ आपांनइ लेतां भलउ नहीं, बीजउ कुण देस्यइ? ते पिण समाचार देज्यो। विधि लिखतां वेला कांइ नहीं लागती।

विधिप्रपामांहे विधि वात रूप लिखी छइ, डौढ पत्र छइ, पं. हर्षसोम योग्यम्। पण्डित होज्यो। जउ जोरावरि मांडइ तउ ठाणा २२ श्रीपूज्यां भणी चलाइ देज्यो। पछइ थे चालिज्यो। रखे ढीला थाउ। इतरा सीम आवज्यो। तथा

लिख्यर जे फागुण चौमासा पछी आदेश देस्यां। तत्रार्थे अत्र आयां पछी जोग्याजोग्य विचारी आदेशरी चाल करज्यां। पं. भावप्रमोद मणी तेडाविज्यो। ते सर्व रूडीपरइ जाणिइ छइ। मइ पिण कागळ दीधउ छइ। आणां जो पारणइ तुहां पासि आवस्यइ। सदा वंदना आणिज्यो॥ सावचेत रहिज्यो॥ तथा तुहांनइं गच्छमांहि जियइ यतिरउ कागल नथी आव्यउ, जियइ लेघरउ पिण नहीं आयो। ते लिखिज्यो। मारवाडि वेगा पधारिज्यो। कागलरा समाचार उत्तर सहु लिखिज्यो। सर्वोऽपि साधुवर्गोऽनुमय:॥ गुजरातरा जती गुजरातमांहिज राखिज्यो। साथि मत आणउ॥ संघाडा ७ छै॥

આચાર્ય પદ પ્રાપ્તિ પછી આપણા ચરિત્રનાયક સુમતિધીરજી શ્રીજિનચન્દ્રસૂરિજી નામથી પ્રસિદ્ધ થયા. જે દિવસે એમને આચાર્ય પદ પ્રદાન થયું એ રાત્રિએ એમના ગુરુ શ્રીજિનમાણિક્યસૂરિજીએ સ્વપ્નમાં પ્રત્યક્ષ દર્શન દીધાં, ને સમવસરણ પ્રકરણના પુસ્તકમાં × રહેલ સામ્નાયસૂરિમંત્ર પત્ર તરફ સંકેત કરી અદૃશ્ય થઈ ગયા. સં. ૧૬૧૨ નો ચાતુર્માસ જેસલમેર થયો. બિકાનેરના મંત્રી શ્રીસંગ્રામસિંહ વચ્છાવતે સૂરિજીને બિકાનેર પધારવા વિનંતી પાઠવી.

ચાતુર્માસ પૂરો થતાં સૂરિજી જેસલમેરથી વિહાર કરી બિકાનેર પધાર્યા. સં ૧૬૧૩ નો ચાતુર્માસ ત્યાંજ કર્યો. બિકાનેરનો પ્રાચીન ઉપાશ્રય + શિથિલાચારી યતિઓએ રોકેલો હોવાથી મંત્રીશ્વરે પોતાની અશ્વશાળામાંજ સૂરિજીનો ચાતુર્માસ કરાવ્યો. તે સ્થળ આજે રાંઘડી ચોકમાં મોટા ઉપાશ્રયના નામથી પ્રસિદ્ધ છે.

---

× જુઓ ક્ષમાકલ્યાણજી કૃત ખરતરગચ્છ પટ્ટાવલિ આદિ.

+ આ ઉપાશ્રય, બજારમાં શ્રીચિન્તામણિજીના મંદિરની બાજુમાં હતો, જ્યાં આજકાલ મથેરણ લોકો નિવાસ કરે છે. કહેવાય છે કે (૧) ચિંતામણિજીનું મંદિર (૨) આ ઉપાશ્રય અને (૩) બિકાનેરના પ્રાચીન કિલ્લાની નીંવ એક્જ સાથે નાંખવામાં આવી હતી.

સૂરિજી ગચ્છમાં ફેલાયેલા શિથિલાચારને જોઈ ભારે ઉદ્વેગ પામ્યા. જે આત્મસિદ્ધિના ઉદ્દેશથી ચારિત્ર ધર્મનો વેષ ધાર્યો એ આદર્શને ન પાળવો એ લોક-વંચનાની સાથોસાથ આત્મ-વંચના પણ છે. ગચ્છની સુધારણાર્થે ગચ્છનાયક માટે ક્રિયાઉદ્ધાર કરવો અનિવાર્ય છે, ઈત્યાદિ વિચાર કરતાં એમનામાં આત્મબળ તેમજ ચારિત્રની અમોઘ શક્તિનો ઉલ્લાસ થવા લાગ્યો, અને અંતે એમના હૃદયમાં ક્રિયોદ્ધાર કરવાની પ્રબળ ભાવના જાગૃત થઈ. એમને લાગ્યું કે ત્યાગ વિના સફળતા નથી. શુદ્ધ ચારિત્ર પાળવાથીજ ઈષ્ટધ્યેયની સિદ્ધિ થાય છે. પરિગ્રહધારી વ્યક્તિઓ સ્વતંત્ર સત્ય ઉપદેશ કદી આપી શકતા નથી. તેમ જનતા પર પ્રભાવ પણ નથી પાડી શકતા, ને તેઓ સ્વાર્થ નિમિત્તે હંમેશાં દબાએલાજ રહે છે. આથી મારે સમસ્ત પ્રકારના સુખ અને કલ્યાણને દેનાર ક્રિયોધ્ધાર કરવો એજ પરમ શ્રેય છે. આમ વિચારી સં. ૧૬૧૪ × ચૈત્ર વદી ૭ ના રોજ ક્રિયોધ્ધાર કર્યો. આ શુભ અવસર પર મંત્રીશ્વર શ્રીસંગ્રામસિંહ વચ્છાવતે પુષ્કળ દ્રવ્ય ખર્ચી ઉત્સવ કર્યો. એ સમયે બિકાનેરમાં ૩૦૦ ગૃહી-યતિઓ+ હતા, જેમાંથી ૧૬ શિષ્યોએ પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી સૂરિજી પાસે પાંચ મહાવ્રત ધારણ કર્યાં, બાકી બધાં મથેરણ * મથે (એટલે મસ્તક પર), અને રણ-ઋણ (એટલે કરજાની માફક બોઝારૂપ પાઘડી ધારણ કરી) અર્થાત્ ચારિત્ર પાળવામાં અસમર્થ નીવડ્યા. એ લોકો આજ

---

× ખરતરગચ્છ પટ્ટાવલી નં. ૧માં ક્રિયોધ્ધારનો સં. ૧૬૧૩ લખેલ છે. સંભવ છે કે કર્તાએ ગુજરાતી પધ્ધતિનું અનુસરણ કર્યું હોય, વિહાર પત્રમાં તો બંન્નેમાં સં. ૧૬૧૪ જ લખેલ છે.

+ આવું કથન સ્વ. આચાર્ય શ્રીજિનકૃપાચન્દ્રસૂરિજી મહારાજનું છે.

* આ લોકો પોતાને મથેન અથવા મહાત્મા લખે છે.

સુધી લેખક અને ચિત્રકારનું કામ કરે છે, પરન્તુ ખેદ તો એ છે કે એમાંના કેટલાંક તો જૈનધર્મ છોડી વિધર્મી પણ બની ગયા છે. સં. ૧૬૧૪નો પણ ચતુર્માસ સૂરિજીએ બિકાનેરમાંજ કર્યો; આ સમયે ગચ્છની સુવ્યવસ્થા અને સાધુઓના ઉત્તમ ચારિત્રપાલન અર્થે કેટલાય કઠોર નિયમો ઘડયા જેનો અભ્યાસ કરવાથી તે કાળના સાધુઓનાં ચરિત્ર કેવાં ઉત્કૃષ્ટ પ્રકારનાં હતાં, એ સ્પષ્ટ સમજાય છે.×

ચતુર્માસ પૂર્ણ થતાં, ત્યાંથી વિહાર કરી સૂરિજી મહેવા ખાતે પધાર્યા સં ૧૬૧૫ નો ચતુર્માસ ત્યાં કર્યો વિહાર પત્ર નં. ૨ માં "તિહાં છમ્માસી તપ" લખેલ છે. સંભવ છે કે સૂરિ મહારાજે કે અન્ય કોઇએ છમાસી તપ કર્યું હોય સં. ૧૬૧૬ નો ચાતુર્માસ જેસલમેરમાં થયો. વિહાર પત્ર ન. ૨ માં "વીહા૦" લખેલ છે, એનો આશય અમારી સમજમાં નથી આવતો ચતુર્માસ પૂરો થતાં ત્યાંથી વિહાર કરી સૂરિજી ગુજરાત દેશમાં પધાર્યા

સં. ૧૬૧૬ માં મહા શુદિ ૧૧ ના બિકાનેરથી નીકળેલ યાત્રી સંઘે મહાતીર્થ શ્રીશત્રુંજયની યાત્રા કરી પાછા વળતાં પાટણમાં શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજના પુનીત દર્શન કર્યા હતાં જેનો ઉલ્લેખ કવિ ગુણરંગ કૃત "ચૈત્ય-પરિપાટી સ્તવન" માં આ પ્રમાણે છે —

"वडली नयर मझारि, टई चेई नम्या पेख्यउ पाटण सिर तिलउ प ॥ २३ ॥ तिहिं जिणिवरना वृन्द, देहरासर पुनि, चरच्या चित्त चोखई करी प। तिहां श्रीजिनचन्द्रसूरि. विहरन्ता गुरु वंदया मनह उच्छव घरी प ॥"

સં. ૧૬૧૭ નો ચાર્તુમાસ સૂરિ-મહારાજે પાટણમાં કર્યો. આ ચાર્તુમાસ દરમ્યાન એક મહત્વની ઘટના બની, જેનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આવશે

× જૂઓ વ્યવ. પત્ર માટે "પરિશિષ્ટ (૫)".

## પ્રકરણ ૪ થું

### પાટણમાં ચર્ચાજય :—

પાટણનગર ગુજરાતપ્રાંતની પ્રાચીન રાજધાની છે. આ નગર વનરાજ ચાવડાએ વસાવેલ. ગુજરાતના ઇતિહાસમાં આ શહેરનું સ્થાન ઘણું ઉંચું છે. ધર્મિષ્ઠ મહારાજા દુર્લભરાજની સમક્ષ આચાર્ય શ્રીજિનેશ્વરસૂરિજીએ ચૈત્યવાસીઓને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરી "ખરતર" બિરુદ આજ નગરમાં પ્રાપ્ત કરેલ, જેનું વર્ણન બીજા પ્રકરણમાં આવી ગયું છે. સંવત્ ૧૬૧૭ માં આપણા ચરિત્રનાયક શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજે પાટણમાં ચોમાસું કર્યું. એ સમયે તપગચ્છીય કદાગ્રહી-શિરોમણિ તેમજ ઉગ્રસ્વભાવી ઉ. ધર્મસાગરજીએ × લોકોની સમક્ષ કહ્યું કે નવાંગી વૃત્તિના કર્તા શ્રીઅભયદેવસૂરિજી ખરતરગચ્છમાં નથી થયા, આ

---

× શ્રીમોહનલાલ દ. દેસાઈ બી. એ, એલ્ એલ્ બી, પોતાના પુસ્તક "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" ના પૃ. ૫૬૨ માં આ પ્રમાણે લખે છે. "તેઓ ઘણા વિદ્વાન પણ અતિઉગ્રસ્વભાવી અને દૃઢ આગ્રહી (પ્રખર સ્વસંપ્રદાયી) હતા. ધર્મસાગરે તપાગચ્છ સાંચો ને બીજા ગચ્છો ખોટા જણાવી તેમના પર ઘણા પ્રકારે ઉગ્ર ભાષામાં ગ્રંથો નામે તત્ત્વતરંગિણી, પ્રવચન પરીક્ષા કુમતિ-મતકુદ્દાલ (આદિ) રચી કર્યાં. ખરતરે

ગચ્છની તો ઉત્પત્તિય સં. ૧૨૦૪માં થઇ છે એમણે આમ કહ્યું એટલુંજ નહીં, પરન્તુ ખરતરગચ્છવાળાઓને ઉત્સૂત્રભાષી સાબિત કરવા "ઔષ્ટ્રિક-મતોત્સૂત્ર દીપિકા" અને "તત્ત્વ-તરંગિણી વૃત્તિ" (કુમતિ-કંદ-કુદ્દાલ) આદિ ખંડનાત્મક વિષમય સાહિત્ય રચી જૈન શાસનમાં કલહનાં વિષબીજ વાવ્યા.

આ અગાઉ* કોઇએ એવી વાત નહોતી સાંભળી કે અભય દેવસૂરિ ખરતરગચ્છમાં નથી થયા. ધર્મસાગરજીના આ કુચેષ્ટાપૂર્ણ એવા અભૂતપૂર્વ (નિંદ્ય) પ્રતિપાદનથી સમગ્ર જૈનશાસનમાં ખળભળાટ મચી ગયો. ચારે તરફથી આનો વિરોધ થવા લાગ્યો, સૌના હૃદયમાં આ વિષવૃક્ષનો વિચ્છેદ કરી નાંખવાની તમન્ના જાગી કે જેથી ભવિષ્યમાં ભગવાન વીરના સંતાનોમાં પરસ્પર દ્વેષ, કલહ કે અસંતોષ ન ફેલાય.

---

સાથે પાટણમાં સં. ૧૬૧૭ માં 'અભયદેવસૂરિ ખરતરગચ્છના ન હતા'. એવો પ્રબળ વાદ કર્યો, તે વર્ષે તેમને શ્વેતાંબર સંપ્રદાયના જૂદા જૂદા ગચ્છના આચાર્યોએ ઉત્સુત્ર પ્રરૂપણાના કારણે જિનશાસનથી બહિષ્કૃત કર્યા તપાં ગચ્છના નાયક વિજયદાનસૂરિએ "કુમતિ-મત-કુદ્દાલ" ને જળશરણ કરાવ્યો અને જાહેરનામુ કાઢી સાત બોલની આજ્ઞા કાઢી. એક બીજા મતવાળાને વાદ વિવાદની અથડામણ કરતા અટકાવ્યા ધર્મસાગરે સૂરિશ્રીને ચતુર્વિધ સંઘ સમક્ષ મિચ્છામિ દુક્કડં આપ્યો, તેમની માફી માગી"

* તે સમય સુધી શ્રીઅભયદેવસૂરિજીને સૌ કોઇ 'ખરતરગચ્છીય'જ માનતા હતા: બીજાની તો વાતજ કયાં કરવી, જ્યાં ખુદ તપાગચ્છીય આચાર્યોએ પોતાના ગ્રન્થોમાં શ્રીઅભયદેવસૂરિજીને સ્પષ્ટ ખરતરગચ્છીય સંબોધિત કરી ગુણવર્ણન કરેલ છે જેમકે:—

સંવત્ ૧૫૦૩ તપાગચ્છીય આચાર્ય શ્રીસોમસુંદર સૂરિ શિષ્ય પંડિત સોમધર્મ ગણિ વિરચિત ઉપદેશ સત્તરીમા—

पुरा श्रीपत्तने राज्यं, कुर्वाणे भीमभूपतौ ।
अभूवन् भूतले ख्याताः, श्रीजिनेश्वरसूरयः ॥ २ ॥

આપણા ચરિત્ર-નાયક શ્રીજિનચન્દ્રસૂરિજી ખરતરગચ્છની જવાબદાર વ્યક્તિ હતા, એટલે ખરતરગચ્છ સામે ધર્મસાગરે કરેલ અનુચિત આક્ષેપોનું નિરાકરણ કરવું એમને પરમ

---

सूरयोऽभयदेवाख्यास्तेषां पट्टे दिदीपिरे।
एभ्यः प्रतिष्ठामापन्नो, गच्छः खरतराभिधः ॥३॥

તપાગચ્છીય ઉપાધ્યાય શ્રીહેમહંસગણિ કૃત કલ્પાન્તરવાચ્યમાં :—

"नवांगी वृत्तिकारक श्रीअभयदेवसूरिजीये स्थम्भणई सेढी नदीनई उपकण्ठि श्रीपार्श्वनाथ तणी स्तुति करी धरणेन्द्र प्रत्यक्ष कीधउ। शरीर तणउ उत्कृष्टउ रोग उपशमाव्यउ। तत्शिष्य श्रीजिनवल्लभसूरि हुवा। चारित्र निर्मल ओक ग्रंथ तणउ निर्माण कीधउ। ईणि अनुक्रमि खरतर पक्षई सूरिवर अनेक हूया सातिशय।"

તપગચ્છીય આચાર્યો શ્રીવિજયદાનસૂરિજી અને શ્રીહીરવિજય સૂરિજી પણ શ્રીઅભયદેવસૂરિજીને ખરતરગચ્છના માનતા હતા, અને એ બાબતમાં લિખિત સમ્મતિ દેવાને પણ તૈયાર થયા, પરન્તુ પાછળથી ધર્મસાગરના કપટ પ્રપંચમાં આવી જવાથી એમણે ખરતરગચ્છવાળાઓને લિખિત સંમતિ આપવાનું નકાર્યું. આ આશયને ધર્મસાગરના કોઈ શિષ્યે આ પ્રમાણે વ્યક્ત કર્યું છે :—

"હે પૂજ્ય! શ્રીઅભયદેવસૂરિ કુણ ગચ્છ મધ્યે હુઆ? તિવારઈ શ્રીપૂજ્યજી આમ કીધું જે પ્રધોષઈ તો ખરતર કહવરાવઇ છઇ, તે સાંભળી ખરતર બોલ્યા જે પૂજ્ય! એતલું લિખિ આપઉ! જેમ દંદ નાસઇ ઇમ કહી કાગલ આપ્યઉ તિવારઈ આચાર્ય શ્રીહીરવિજયસૂરિ નઇ શ્રીપૂજ્યજીઈ આજ્ઞા દીધી જે લિખિ આપો, તિવારઇ શ્રીઆચાર્યજી એ કહ્યું જે હિવણાં તઉ ધ્યાન બયસઉં છું મધ્યાહ્ન પછી લિખિ આપસું ઇમ કહી પાછ્યા વાલ્યા, પછઈ મધ્યાહ્ન પછી વલિ સર્વ ખરતર મિલિ આવ્યા શ્રીપૂજ્ય! શ્રીઆચાર્યજી પાસે જે અમ્હનઈ લિખિ આપઉ, એહવઈ સમઈ સં. ઉદયકરણ, વ. પાસદત્ત પ્રમુખ શ્રાવક પૂછવા લાગા

આવશ્યક લાગ્યું. કેમ કે આવા પ્રસંગે મૌન રહેવું ભવિષ્યમાં વધુ અહિતકર નીવડે એ સુનિશ્ચિત છે એથી, કાર્તિક સુદિ ૪ના રોજ એમણે પાટણ ખાતેના તમામ ગચ્છના આચાર્યો

ભગવન્ જી ! સ્યુ લિખિ આપો છો ? તિવારંઈ શ્રીપૂજ્યજી કહિવા લાગા જે પાટણમાંહિ ખરતર અનંઈ શ્રીઉપાધ્યાય ધર્મસાગર ગણિ નંઈ માંહોમાંહે ચરચા અભયદેવ સૂરિ સંબંધી થાઈ છંઈ અનંઈ પુહોના ખરતર લિખ્યુ માગંઈ છંઈ અનંઈ પ્રબોધંઈ શ્રીઅભયદેવ સૂરિ ખરતર કહવરાવંઈ છંઈ તે લિખ્યું માગઈ છંઈ !"

× × × શ્રીઉપાધ્યાયજી (ધર્મસાગર) નૌં નફરંઈ લેખ આપ્યો (તે લેખ મધ્યે પૂર્વાચાર્યના ગ્રંથના ૨૧ નામ પૂર્વક લિખ્યા હતા જે એતનાં ગ્રંથની મેનંઈ) શ્રીઅભયદેવસૂરિ ખરતર નથી કહ્યા × × તે શ્રીપૂજ્ય શ્રીવિજયદાનસૂરિ આચાર્ય શ્રીહીરવિજયસૂરિઈ વાંચ્યા પછઈ વિચાર કીધો જે × × × × ખરતરનંઈ લિખિ ન આપવુ × ×

[આત્માનંદ પ્રકાશ વર્ષ ૧૫ અંક ૩ ૪ પૃ ૮૭-૮૮]

ધર્મસાગરની નવીન પ્રરૂપણાને કારણે હજુય કેટલાએક લોકો શ્રીઅભયદેવસૂરિજી ખરતરગચ્છમાં નથી થયા એમ માને છે, તેઓની નિસ્સાર દલીલ એ છે કે "શ્રીઅભયદેવસૂરિજીએ પોતાના ગ્રંથોમાં પોતાનો ગચ્છ ખરતર છે એમ લખ્યુ નથી," પરંતુ આ યુક્તિથી તેઓ ખરતરગચ્છમાં નથી થયા એમ સાબીત થઈ શકતું નથી, કેમકે તપાગચ્છના દેવેન્દ્રસૂરિજી આદિએ પણ પોતાના ગ્રંથોમાં પોતાના ગચ્છનું નામ તપાગચ્છ ન લખતા ચિત્રવાલ-ગચ્છ લખ્યુ છે એથી શું તપાગચ્છવાળા એમને તપાગચ્છીય નથી માનતા ? સં ૧૧૬૮ માં 'અભયદેવસૂરિજીના પ્રશિષ્ય દેવભદ્રસૂરિજીએ જિનેશ્વરસૂરિજીને ખરતર બિરૂદ મળ્યાનું' ઉલ્લેખ છે આમ અનેક પ્રમાણોથી શ્રીજિનેશ્વરસૂરિજીના શિષ્ય શ્રીઅભયદેવસૂરિજી 'ખરતરગચ્છમાં થયાનું' સ્વયમેવ સિદ્ધ બને છે.

અને સાધુઓને એકત્ર કર્યા, ને શાસ્ત્રાર્થ × માટે ત્યાં ધર્મસાગરજીને બોલાવવામાં આવ્યા. પરન્તુ તેઓ આવ્યાજ નહિ, ઉપાશ્રયના દરવાજા બંધ + કરીને છૂપાઈ રહ્યા.

કાર્તિક શુદિ ૭ શુકવારે ફરીથી સભા એકઠી થઈ, ધર્મસાગરજીને બોલાવવામાં આવ્યા, પરન્તુ 'ચોરનો પગ

---

× संवत सोल सतो( सतरो )तरई, पाटण नगर मझार।
श्री गुरु पहुंता विहरता, सहु भविअण मन हर्ष अपार ॥ ७ ॥
केई कुमति कलंकिया, बोलई सूत्र अरथ विपरीत।
निज गुरु भापित ओलवई, तिहां कणि श्री गुरु पाम्यो जीत ॥ ८ ॥
कंकाली मही मूलगो, पण्डित तणो वहे अभिमाण।
सागर छीलर सम थयो, जिहि उदयो खरतर गुरु भाण ॥ ९ ॥
[ વિધિ સ્થાનક ચોપાઈ ]

संवत सोल सतो ( सतरो ) तरई, पाटण नगर मझार(हे)।
मेलि दरशन सहु समत, ग्रन्थनी साखि साधार(हे) ॥ ५ ॥
पूरव विरुद उजवालियउ, साखि दाखई सहु लोकरे।
तेज खरतर सहगुरु तणउ, ऋषिमति ते थयउ फोकरे ॥ ६ ॥
ऋषिमति जे हुंतो कंकाली, बोलतउ आल पंपालरे।
खष्ट कीधउ खरतर गुरे, जाणई बाल गोपाल रे ॥ ७ ॥
( જિનચન્દ્રસૂરિ ગીત ગા૦ ૯ માંથી )

पाटण सोल सतरोतरई, च्यार असी गच्छ साखिरे।
खरतर बिरुद दीपावियउ, आगम अक्षर दाखिरे ॥ ७ ॥

+ पाटणमांहि पंचासरउ, पाडा पाखलि जे पोसाल।
पौल देइ पैसी रह्यउ, जे सुद्धि लावत आल पंपाल ॥१०॥
गच्छ चौरासी मेलवी, पंचशास्त्रनी साखि उदार।
जीतयउ खरतर राजियउ, ए सहु को जाणइ संसार ॥११॥
( વિધિસ્થાનક ચોપાઈ ગા. ૨૭ )

કાચો' એ કથનાનુસાર એ આવવાનાજ કયાં હતા? આખરે એકત્ર થએલ મહાનુભાવોને શ્રીજિનચન્દ્રસૂરિજીએ સવાલ કર્યો: "શ્રીઅભયદેવસૂરિજી કયા ગચ્છમાં થયા? આપ લોકો એ વાતનો નિર્ણય કરો. ઉપસ્થિત વિદ્વદ્વરોએ ૪૧ પ્રાચીન ગ્રંથોના પ્રમાણથી એ નિશ્ચય કર્યો કે જે મહાપ્રભાવક આચાર્યને ચોર્યાસી ગચ્છવાળાઓ પૂજ્યભાવથી જૂએ છે તે નવાંગીવૃત્તિના કર્તા અને સ્તંભનક પાર્શ્વનાથપ્રતિમા પ્રકટ કરનાર શ્રીઅભયદેવસૂરિજી ખરતર ગચ્છમાંજ થયા છે.

આ નિર્ણયનો એક મતપત્ર લખાયો, જેમાં તમામ આચાર્યો અને મુનિઓના હસ્તાક્ષરો લેવાયા. કાર્તિક શુદિ ૧૩ ના રોજ તમામ ગચ્છવાળાઓએ મળીને ધર્મસાગરજીને જૂઠ તેમજ શાસ્ત્રવિરુદ્ધ વાત કરનાર તરીકે અને શાસ્ત્રોકત સત્યને છૂપાવનાર ગણી એમને જૈન સંઘમાંથી બહિષ્કૃત કર્યા

ઉપરોકત આશયના મતપત્રની નકલ અહીં આપવામાં આવે છે, જેથી આ વાત વિષેની પૂરી જાણ થશે.

## મત-પત્રમિદમ્ ×

સ્વસ્તિ શ્રી સંવત ૧૬૧૭ વર્ષે કાર્તિક સુદી ૭ સપ્તમી દિને શુક્રવારે .શ્રીપાટણ મહાનગરે શ્રીખરતર ગચ્છનાયક વાદિ-કંદ કુદ્દાલ ભટ્ટારક શ્રીજિનચન્દ્રસૂરિજી ચઉમાસી (રહ્યા હુંતા) કીધી. તિવારઈ ઋષિમતિ ધર્મસાગરે કૂડી ચરચા

×એજ પ્રમાણે ખંભાતમાં પણ આજ આશયનું એક મતપત્ર લખાયું હતુ. જેની નકલ આ પ્રમાણે છે.

સ્વસ્તિ શ્રીસ્થમ્ભનાધીશં નત્વા શ્રીસ્તંભતીર્થે મધ્યે સમસ્ત દર્શન લિખિતં શ્રીઅભયદેવસૂરિ નવાંગી વૃત્તિકારક શ્રીસ્થભણઉ પાર્શ્વપ્રગટકારક ખરતરગચ્છિ હુયા। કેઈએક એમ નથી સદ્દહતા, રાગ

| માંડી જઉ શ્રીઅભયદેવસૂરિ નવાંગી-વૃત્તિકારક પાર્શ્વનાથ પ્રકટકર્તા, તે ખરતરગચ્છિ ન હુવા । રે સાંભલી, તિવારઈ ખરતર શ્રીજિનચન્દ્રસૂરિ, (એ વા સમસ્ત દર્શન એકઠા કીધા, પછી સમસ્ત દર્શન જે શ્રીઅભયદેવસૂરિ, નવાંગી-વૃત્તિ કર્તા સ્થમ્ભણઈ પ્રકટ કર્તા કિયઈ (કિસઈ) ગચ્છઈ હુવા? તિવા |
|---|

દ્વેષના વાહ્યા કુબુદ્ધિ લાગા (વાહ્યા) તે બાપડા ગાઢા દુ (હુસ્યૈ) સહી સહી ૧૦૮

સિદ્ધાંતનઈ મેલિ નવાંગી વૃત્તિનઇ મેલિ વૃદ્ધ સંપ્રદાય અનુસાર છે. જેહ ન માનઈ તે ઘણા કૂડા પડઈ છઈ।

સમસ્ત દર્શન (જૈન) બઇસી નવાંગી વૃત્તિ પ્રશસ્તિ સંપ્રદાય જોઇનઇ બીજા પણિ વિચારકર સહી કીધી. જે સૂરિ ખરતર ગચ્છિ હુવા સહી સહી।

અત્ર સાખ—ઓસવાલગચ્છે પં. સીંહા મતમ્ ૧
,, ,, અંચલગચ્છે પં. લક્ષ્મીનિધાન મતમ્ ૨
,, ,, વૃધ્ધશાલીય તપાગચ્છનાયક શ્રીસૌભાગ્ય રત્નસૂરિ ૩
,, ,, વડાગચ્છે ઉ. વિનયકુશલ મતમ્ ૪
,, ,, કોરંટવાલગચ્છે પં. પદ્મશેખર મતમ ૫
,, ,, પૂર્ણિમાગચ્છે પં. રત્નધીર મતમ્ ૬
,, ,, ભરૂઅચ્છા (તપાગચ્છે) પં. રત્નસાગર મતમ્ ૭
,, ,, મલધારગચ્છે ક્ષમાસુન્દર મતમ્ ૮
,, ,, અંચલિયા પૂર્ણચન્દ્ર મતમ્ ૯
,, ,, સંડેરા સમયરત્ન મતમ્ ૧૦
,, ,, આગમિયા ગચ્છે ઋષિ રામા મતમ ૧૧

કાચો' એ કથનાનુસાર એ આવવાનાજ ક્યાં હતા? આખરે એકત્ર થએલ મહાનુભાવોને શ્રીજિનચન્દ્રસૂરિજીએ સવાલ કર્યો: "શ્રીઅભયદેવસૂરિજી કયા ગચ્છમાં થયા? આપ લોકો એ વાતનો નિર્ણય કરો. ઉપસ્થિત વિદ્વદ્વરોએ ૪૧ પ્રાચીન ગ્રંથોના પ્રમાણથી એ નિશ્ચય કર્યો કે જે મહાપ્રભાવક આચાર્યને ચોર્યાસી ગચ્છવાળાઓ પૂજ્યભાવથી જૂએ છે તે નવાંગીવૃત્તિના કર્તા અને સ્તંભનક પાર્શ્વનાથપ્રતિમા પ્રકટ કરનાર શ્રીઅભયદેવસૂરિજી ખરતર ગચ્છમાંજ થયા છે.

આ નિર્ણયનો એક મતપત્ર લખાયો, જેમાં તમામ આચાર્યો અને મુનિઓના હસ્તાક્ષરો લેવાયા. કાર્તિક શુદિ ૧૩ ના રોજ તમામ ગચ્છવાળાઓએ મળીને ધર્મસાગરજીને જૂઠ તેમજ શાસ્ત્રવિરુદ્ધ વાત કરનાર તરીકે અને શાસ્ત્રોક્ત સત્યને છૂપાવનાર ગણી એમને જૈન સંઘમાંથી બહિષ્કૃત કર્યા.

ઉપરોક્ત આશયના મતપત્રની નકલ અહીં આપવામાં આવે છે, જેથી આ વાત વિષેની પૂરી જાણ થશે.

### મત-પત્રમિદમ્ ×

સ્વસ્તિ શ્રી સંવત ૧૬૧૭ વર્ષે કાર્તિક સુદી ૭ સપ્તમી દિને શુક્રવારે .શ્રીપાટણ મહાનગરે શ્રીખરતર ગચ્છનાયક વાદિ-કંદ કુદ્દાલ ભટ્ટારક શ્રીજિનચન્દ્રસૂરિજી ચઉમાસી (રહ્યા હુંતા) કીધી. તિવારઈ ઋષિમતિ ધર્મસાગરે કૂડી ચરચા

×એજ પ્રમાણે ખભાતમા પણ આજ આશયનું એક મતપત્ર લખાયું હતુ. જેની નકલ આ પ્રમાણે છે.

સ્વસ્તિ શ્રીસ્થમ્મનાધીશં નત્વા શ્રીસ્તંભતીર્થ મધ્યે સમસ્ત .દર્શન લિખિતં શ્રીઅભયદેવસૂરિ નવાંગી વૃત્તિકારક શ્રીસ્થંભણક પાર્શ્વપ્રગટકારક ખરતરગચ્છિ હુવા। કેઈએક એમ નથી સદ્દહતા, રાગ

,, ,, બૃહત્ તપાગચ્છે શ્રીસિદ્ધિસૂરિ મતં ૫
,, ,, બિવંદણીક બારેજિયા ખડખડતા તપાગચ્છે
શ્રીપરમાણુંદસૂરિ મતં ૬
,, ,, (સિદ્ધાન્તિયા) વડગચ્છા શ્રીમહીસાગરસૂરિ મતં ૭
,, ,, કાછેલા પુનમિયા ગચ્છે શ્રીઉદયરત્નસૂરિ મતં ૮
,, ,, પીપલિયા ગચ્છે વિમલચન્દ્રસૂરિ મતં ૯
,, ,, ત્રાંગડિયા પુનમિયાગચ્છે શ્રીવિદ્યાપ્રસસૂરિ મતં ૧૦
,, ,, ઢંઢેરિયા પુનમિયા ગચ્છે શ્રીસંયમ સાગરસૂરિ મતં ૧૧
,, ,, કુતબપુરા તપાગચ્છે શ્રીવિનય તિલકસૂરિ મતં ૧૨
,, ,, બોકડિયા ગચ્છે શ્રીદેવાનન્દસૂરિ મતં ૧૩
,, ,, સિદ્ધાન્તિયા ગચ્છે પંન્યાસ પ્રમોદહંસ મતં ૧૪
,, ,, પાલ્હણપુરા ગચ્છે વા. વિનયકીર્તિ મતં ૧૫
,, ,, પાલ્હણપુરી શાખા તપાગચ્છે વા. રંગનિધાન મતં ૧૬
,, ,, અંચલગચ્છે પંડિત ભાવરત્ન મતં ૧૭
,, ,, છાપરિયા પુનમિયા ગચ્છે પંડિત ઉદયરાજ મતં ૧૮
,, ,, સાધુપુનમિયા ગચ્છે વા. નગા મતં ૧૯
,, ,, મલધારા ગચ્છે પંડિત ગુણતિલક મતં ૨૦
,, ,, ઓસવાલ ગચ્છે પંડિત રત્નહર્ષ મતં ૨૧
,, ,, ધવલ પર્વીયા આંચલિયા (આગમિયા)
પંડિત રંગા મતં ૨૨
,, ,, ચિત્રવાલ ગચ્છે વા. ક્ષેમા મતં ૨૩
,, ,, ચિંતામણિયા પાડા વા. ગુણમાણિક્ય મતં ૨૪
,, ,, આગમિયા ઉ. સુમતિશેખર મતં ૨૫
,, ,, બેગડા ખરતર પંડિત પદ્મમાણિક્ય મતં
(ઉ. ધર્મમેરુ મતં) ૨૬

દર્શન મિલી અનઈ ઘણા ગ્રન્થા જોઈ પછઈ (એ વાત વિચારી નઈ) ઇમ કહ્યા જે શ્રીઅભયદેવસૂરિ (નવાંગી-વૃત્તિકારક, સ્થમ્ભણઈ પાર્શ્વનાથ પ્રકટ-કારક) ખરતરગચ્છે હુવા। સહી। સત્યં, સંમસ્ત દર્શન ઘણા ગ્રન્થ જોઈ નઈ સહી કીધી। સહી ૨ વાર ૧૦૮

અત્ર સાખિ-ભટ્ટારક કમ્મસુન્દરસૂરિ મતં ૧
,, ,, સિદ્ધાન્તિયા વડગચ્છા શ્રીથિરચંદ્રસૂરિ મત ૨
,, ,, જાવડિયા ગચ્છે શ્રીહર્ષ વિનય મતં ૩
,, ,, નિગમીયા તપાગચ્છે શ્રી ભ કલ્યાણરત્નસૂરિ મતં ૪

શ્રીખરતરગચ્છ અભયદેવસૂરિ સ. ૧૧૧૧ શ્રીસ્થભણઉ પાર્શ્વનાથ પ્રગટ કીધઉ। સં. ૧૧૨૦ વર્ષે નવાંગીવૃત્તિ કીધી। સ. ૧૬૦૪ રુદ્રપલ્લીય અભયદેવસૂરિજી બીજા હુવા। ન માનઇ તે અભાગીયા (ઉત્સૂત્ર ભાષી હુંતા થકા ધર્મનિગમી સંસાર મધ્યે રલસ્યૈ સહી સહી) પૈ।ડું બોલીનઈ ચારિત્ર ગમાડઇ છઇ। તથા કેઇ કદાગ્રહી ઇમ કહે જે શ્રીઅભયદેવસૂરે નવાંગીવૃત્તિ કર્તા શ્રીસ્થભણઉ પાર્શ્વ પ્રકટકારક ખરતરગચ્છે ન હુવા તે મહા ઉત્સૂત્રવાદી જાણિવા। જિણે કારણે તપાગચ્છનાયક શ્રીસોમસુન્દરસૂરિ (શિષ્ય પં. સોમધર્મ ગણિ)ની કીધી ઉપદેશ સત્તરી તે માહે બારમઈ ઉપદેશિ, તે કાલના ગીતાર્થ સંવેગી હુવા તિણઇ ખરતરગચ્છી કહ્યા છઈ તે હુંડી લખીજઈ છઈ (ત્યારબાદ અહીં ઉપરોક્ત ગ્રથમાંથી સંસ્કૃતના ૨૧ શ્લોક મૂકયા છે, જે અનાવશ્યક લાગવાથી અમે અહીં નથી લખ્યા)

ઇત્યાદિ વૃત્તાન્ત જાણી કરી જે સંવેગી ગીતાર્થ છઈ તે સમસ્ત સાચા કહિસ્યઈ। ઉત્સૂત્રથી બીહતા થકા બીજાઇ પૂર્વાચાર્ય અનેરઈ ગચ્છે હુવા તેહી ઇમ કહ્યા જે શ્રીઅભયદેવસૂરિ નવાંગીવૃત્તિ કર્તા સ્થંભના પાર્શ્વનાથ પ્રગટ કરણહાર જય તિહુઅણ બત્તીસી કારક શ્રીખરતરગચ્છિ હુવા સહી સહી॥ સંદેહ નહીં॥

૨ ભાવડહરા કૃત ગુરુપર્વ પ્રભાવક ગ્રન્થે ।
૩ તપાગચ્છીય ( રત્નશેખરસૂરિ ) કૃત આચાર પ્રદીપે ।
૪ તપાગચ્છીયકૃત લઘુશાલીય પટ્ટાવલ્યાસ્ ।
૫ સંદેહ દોલાવલી ખરતર ગ્રંથ પ્રામાણ્ય સાધકત્વેન ।
૬ કુમારગિરિ સ્થિત તપા સામગ્રી સાધુ પટ્ટાવલ્યાસ્ ।
૭ શ્રીજિનવલ્લભ સૂરિકૃત ( સૂક્ષ્માર્થવિચાર ) સાર્દ્ધશતક ( ડૌઢસયા ) કર્મગ્રન્થ મધ્યે
૮ ચિત્રવાલ ગચ્છીય ધનેશ્વરસૂરિ કૃતાવૃત્તિ પરંપરા સાધકત્વેન
૯ તપા કલ્યાણરત્નસૂરિ કૃત ચરિત્ર ટિપ્પનકદ્વયે ।
( કલ્યાણરત્નસૂરિ પ્રબંધ ગ્રંથ )
૧૦ છાપરિયા પુનમિયા પટ્ટાવલ્યાસ્ ।
૧૧ સાધુપુનમિયા પટ્ટાવલ્યામ્ ।
૧૨ ગુરુપર્વાવલી ગ્રન્થે ।
૧૩ પ્રભાવક ચરિત્ર ૧૫ (૧૩) સર્ગે શ્લોક ૫૫ થી ૯૫ પર્યંત શ્રીઅભયદેવસૂરિ ચરિત્રે ।
૧૪ પલ્લીવાલ ગચ્છીય ભ૦ આમદેવસૂરિકૃત પ્રભાવક ચારિત્રે ( ગદ્યમયે )
૧૫ પીપલિયા ઉદયરત્નસૂરિ પ્રારંભેણ જીવાનુશાસન વૃત્તિ ।
૧૬ તથા શ્રીસોમસુન્દરસૂરિ રાજ્યે કૃતોપદેશ–સત્તરી ગ્રન્થે ।

કિમ્બહુના ૪૧ ગ્રન્થ મધ્યે હુંડી, ખરતર ગચ્છીય શ્રીઅભયદેવસૂરિ નવાંગીવૃત્તિકારક સ્થંભના પાર્શ્વનાથ પ્રકટકર્તા થયા ( બભૂવ ) મૂલગા (લિ)ખત સર્વ દર્શનિ (જૈન)રા મતા પાટણરા ભંડાર માંહિ મૂક્યા છઈ। તે ઉપરિ એ પરત લિખિ છઈ, જે ન માનઇ તે નિન્હવ જાણવા.

" " બૃહત્ખરતર વા. મુનિરત્ન મતં ૨૭
" " ચિત્રવાલ જોગીવાડઇ પં. રાજા મતં
(મુનિ જયરાજ મતં) ૨૮
" " કોરંટવાલગચ્છે ચેલા હાંસા મતં ૨૯
" " ખિવંદણીક ખિરાલુઆ (ચેલા મોકલ) મતં ૩૦
" " આગમિયા મોકલ મતં ૩૧
" " ખરતર ઉપાધ્યાય જયલાભ મતં ૩૨

એવં કાતી સુદિ ૪ દિને (કાતી સુદિ ૭ શુક્રવારે) સર્વદર્શન મિલિ (સર્વ સંઘ સમુદાયે) મજલસ કીધી ધર્મસાગર ઋષિમતી તેડાવ્યઉ પુણિ ધર્મસાગર દર્શન માંહિ ન આવ્યઉ, વાર તીન મજલસ કરી તેડાવ્યઉ, પછઈ (તે શ્યામ મુખ કરિનઇ) છિપિ રહ્યઉ, પણ નાવઈ, તિવારઈ કાતી સુદિ ૧૩ ને દિને સર્વ-દર્શન મિલિનઈ ચર્ચાયઈ ખોટો (કૂડઉ, જુઠઉ) જાણીનઈ (સર્વથા) નિન્હવ થાપ્યઉ. જિન દર્શનિ બાહિર કીધઉ સહી સહી ૧૦૮ સર્વ દર્શન સંમત શ્રીઅભયદેવસૂરિ નવાંગી વૃત્તિ કર્તા સ્થંભણા પાર્શ્વ પ્રકટ કર્તા તે ખરતર ગચ્છઈ હુવા। પત્તનીય સમસ્ત દર્શન વિચારી મતં લિખતં ×॥

અથ ગ્રન્થ + સાક્ષિ લિખ્યતે—

૧ શ્રીતપાગચ્છીય શ્રીહેમહંસસૂરિ કૃત કલ્પાન્તરવાચ્યે।

×મહોપાધ્યાય શ્રીજયસોમજી કૃત "પ્રશ્નોત્તર વિચાર સાર" તથા મહોપાધ્યાય શ્રીસમયસુન્દરજી કૃત "સમાચારી શતક"માંથી અત્રે આ મતપત્ર પ્રકાશિત કરેલ છે. આ મતપત્રથી એ સમયના ગચ્છ અને આચાર્યોના વિષયમાં ઠીક ઠીક જાણવાનું મળે છે.

+આમાંના કેટલાંક ગ્રન્થો આજે મળતાં નથી. એની શોધખોળ જરૂરી છે.

૨ ભાવડહરા કૃત ગુરુપર્વ પ્રભાવક ગ્રન્થે।
૩ તપાગચ્છીય ( રત્નશેખરસૂરિ ) કૃત આચાર પ્રદીપે।
૪ તપાગચ્છીયકૃત લઘુશાલીય પટ્ટાવલ્યામ્।
૫ સંદેહ દોલાવલી ખરતર ગ્રંથ પ્રામાણ્ય સાધકત્વેન।
૬ કુમારગિરિ સ્થિત તપા સામથી સાધુ પટ્ટાવલ્યામ્।
૭ શ્રીજિનવલ્લભ સૂરિકૃત ( સૂક્ષ્માર્થવિચાર ) સાર્દ્ધશતક ( ડૌઢસયા ) કર્મગ્રન્થ મધ્યે
૮ ચિત્રવાલ ગચ્છીય ધનેશ્વરસૂરિ કૃતાવૃત્તિ પરંપરા સાધકત્વેન
૯ તપા કલ્યાણરત્નસૂરિ કૃત ચરિત્ર ટિપ્પનકદ્વયે।
( કલ્યાણરત્નસૂરિ પ્રબંધ ગ્રંથ )
૧૦ છાપરિયા પુનમિયા પટ્ટાવલ્યામ્।
૧૧ સાધુપુનમિયા પટ્ટાવલ્યામ્।
૧૨ ગુરુપર્વાવલી ગ્રન્થે।
૧૩ પ્રભાવક ચરિત્ર ૧૫ (૧૩) સર્ગે શ્લોક ૫૫ થી ૯૫ પર્યંત શ્રીઅભયદેવસૂરિ ચરિત્રે।
૧૪ પલ્લીવાલ ગચ્છીય ભ૦ આમદેવસૂરિકૃત પ્રભાવક ચરિત્રે ( ગદ્યમયે )
૧૫ પીપલિયા ઉદયરત્નસૂરિ પ્રારંભેણ જીવાનુશાસન વૃત્તિ।
૧૬ તથા શ્રીસોમસુન્દરસૂરિ રાજ્યે કૃતોપદેશ–સત્તરી ગ્રન્થે।

કિમ્બહુના ૪૧ ગ્રન્થ મધ્યે હુંડી, ખરતર ગચ્છીય શ્રીઅભયદેવસૂરિ નવાંગીવૃત્તિકારક સ્થંભના પાર્શ્વનાથ પ્રકટકર્તા થયા ( બભૂવ ) મૂલગા (લિ)ખત સર્વ દર્શનિ (જૈન)રા મતા પાટણરા ભંડાર માંહિ મૂક્યા છઈ। તે ઉપરિ એ પરત લિખિ છઈ, જે ન માનઇ તે નિન્હવ જાણવા.

એ સમયના તપગચ્છના આચાર્ય શ્રીવિજયદાનસૂરિજીએ પણ પરસ્પર ગચ્છોમાં અગાઉની માફક પ્રેમ જળવાઈ રહે અને ઉત્સૂત્ર પ્રરુપણાની વૃદ્ધિ ન થાય એટલા માટે ધર્મસાગરજીએ બનાવેલ ઉત્સૂત્ર-કંદ-કુદાલ તેમજ તત્ત્વતરંગિણી આદિ ગ્રન્થોને જલશરણ કરાવ્યા, અને ધર્મસાગરજીનો પોતાના ગચ્છથી બહિષ્કૃત કર્યા અને તે ગ્રન્થોને અસ્વીકાર્ય-અમાન્ય ઠરાવવા માટે સાત બોલ સર્વત્ર પ્રસિદ્ધ કરી દીધા, કે જેથી ભવિષ્યમાંય કોઈ પણ એ ગ્રંથોને પ્રમાણિક ન માને.

(ધર્મસાગરના) ગ્રંથોને જલશરણ કરવાનો ઉલ્લેખો તપગચ્છના પુસ્તકોમાં પણ આ પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

"સંવત સોલ સતો (સતરો) તરઈ નિસુણો અવદાત રે।"

× × ×

"ધર્મસાગર તે પંડિત લગઈ, કર્યો નવો એક ગ્રન્થ રે।
નામથી કુમતિ કુદ્દાલડો, માંડી અભિનવઉ પન્થ રે ॥૧૫૫॥
આપ વખાણ કરઈ ઘણો, નિન્દઈ પર તણઉ ધર્મ રે।
એમ અનેક વિપરીત પણું, ગ્રન્થ માંહિ ઘણા મર્મ રે ॥૧૫૬॥
માંડી તેણઈ તેહ પરૂપણા, સુણી ગચ્છપતિરાય રે।
બીસલ નયરિ વિજયદાનસૂરિ, આવી કરઈ ઉપાય રે ॥૧૫૭॥
પાણી આણિ કહઈ શ્રી ગુરુ, ગ્રન્થ બોળાવઉ (ડુબાઓ) એહ રે।
નયર બહુ સંઘની સાખિસું, ગ્રંથ બોળિયઉ તેહ રે ॥૧૫૮॥
શ્રી ગુરૂ આણ લહી સહી, સૂરચન્દ્ર પંન્યાસ રે।
હાથિસ્યું ગ્રન્થ જલિ બોળીયઉ, રાખિ પરંપરા અંશ રે ॥૧૫૯॥
ગ્રન્થ બોળિ સાગર કહનઈ (કન્હઈ?) લીધુ લિખિત તસ એક રે।
નવિ એહ ગ્રંથ પ્રરૂપણા, નવિ ધરવી ધરિ ટેક રે ॥૧૬૦॥
(દર્શનવિજય કૃત વિજય તિલકસૂરિ રાસ.)

સુણયો અરઇ ન પોતઈ સાગર, રાંકતણી પરિ રોલ્યા ।
કુમતિ-કુદ્દાલ નઈ તત્વતરગિણી, અંધી પાણી માંહિ બોળ્યા ॥૨૪॥

( સિંહવિજય કૃત સાગર-બાવની સં. ૧૬૭૪ )

ઉપાધ્યાય ધર્મસાગરે પોતે પણ આ સાત બોલનો સ્વીકાર કરી પોતાની કરેલી ઉત્સૂત્ર પ્રરૂપણાના "મિચ્છામિ દુક્કડમ્" દઇ પોતાના ગ્રન્થ કુમતિ( ઉત્સૂત્ર ) કંદ કુદ્દાલને અશ્રદ્ધેય, અમાન્ય, અપ્રમાણિક સ્વરૂપની પ્રસિદ્ધિ કરી હતી. માસિક "જૈનયુગ" વર્ષ ૫, પૃ. ૪૮૩ પરથી એ પત્રની નકલનો ઉતારો અત્રે રજૂ કરીએ છીએ.

"સ્વસ્તિ શ્રીશાન્તિજિનં પ્રણમ્ય ॥ તિરવાડા નગરતઃ પરમગુરુ શ્રીવિજયદાનસૂરિ સેવી ઉ. શ્રીધર્મસાગર ગણિ લિખતિ સમસ્ત નગર સાધુ-સાધ્વી શ્રાવક શ્રાવિકા યોગ્યમ્ ॥ આજ પછી અમે પાંચ * નિન્હવ ન કહઉં, પાંચ નિન્હવ કહ્યા હુઈ તે 'મિચ્છામિ દુક્કડમ્' ૧॥ ઉત્સૂત્ર-કંદ-કુદ્દાલ ગ્રન્થ ન સદ્દહઉં, પૂર્વઇ સદ્દહ્યઉ હુઈ તે "મિચ્છામિ દુક્કડમ્" ૨॥ ષટ્-પર્વી । ચતુઃપર્વી આશ્રી જિમ શ્રીપૂજ્ય આસિ ( આદેશ ) ઘઈ છઈ તે પ્રમાણ ॥ છઃ। ૩॥ સાત બોલ જિમ ભગવન આસિ ઘઈ છઈ તે પ્રમાણ ॥ ચતુર્વિધ સંઘની આસાતના કીધી હુઇ તે "મિચ્છામિ-દુક્કડમ્" ૪। આજ પછી પાંચના ચૈત્ય વાંદવા ॥ ૫। તિરવાડા માંહિ શ્રીપૂજ્ય પરમ ગુરુ શ્રીવિજયદાનસૂરિ નઈ "મિચ્છામિ દુક્કડમ્" દીધઉ છઈ સંઘ સમક્ષ। એ બોલ આશ્રી જિણઇ ખોટો

* પુનમિયા, ખરતર, આંચલિયા, સાઢપુનમિયા, અને આગમિયા એ પાંચ ( જુઓ ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૪ પૃ. ૭. )

સદ્દહ્યઉ હુવઇ તે "મિચ્છામિ દુક્કડમ્" દેજ્યો॥ ૭ : ॥ " ×

વિજયદાનસૂરિજીના પટ્ટધર શ્રીહીરવિજય સૂરિજીએ પણ ધર્મસાગરના ઉત્સૂત્રોનો નિરાકરણ કરવા માટે ૧૨ બોલ કાઢયા હતા, જેમાંનો દસમો બોલ આ પ્રમાણે છે :—

"તથા શ્રીવિજયદાનસૂરિ બહુજન સમક્ષ જલશરણ જે કીધું ઉત્સૂત્ર-કંદ-કુદ્દાલ ગ્રંથ તેહ માંહિલું જે અસંમત અર્થ બીજા કોઈ ગ્રંથ માંહિ આણ્યઉ હુવઈ, તઉ તે તિહાં અર્થ અપ્રમાણ જાણિવઉ।"

અને શ્રીવિજયસેનસૂરિએ પણ ૧૦ બોલ પ્રકટ કર્યા હતા, જે "જૈન યુગ"માં છપાઈ ગયા છે.

આમ પાટણમાં ઉ. ધર્મસાગરને પરાસ્ત કરી શ્રી જિનચન્દ્રસૂરિજીએ ખરતરગચ્છની મહાન સેવા કરી. આજ ચાતુર્માસમાં એમણે "પૌષધ-વિધિ પ્રકરણ" પર એક વિશિષ્ટવૃત્તિ રચી, જે વડે એમની પ્રકાંડ-વિદ્વત્તાનો ઠીક ઠીક પરિચય મળી રહે છે। ઉક્ત ગ્રંથનો આદિ મંગલ પદ્ય અને પ્રશસ્તિનો આવશ્યક અંશ આ પ્રમાણે છે :—

આદિ :—गोलक्ष्मलक्ष्यमुपलक्षितभावलक्षं,
जाग्रत् प्रभावविदितं कनकावदातम्।

× ધર્મસાગરના અપ્રમાણિક ગ્રંથોનો આશ્રય લઇ આજે પણ કેટલાક કદાગ્રહીઓ ગચ્છોમાં પરસ્પર વૈમનસ્યની વૃદ્ધિ કરી રહ્યાં છે, એ એક ભારે દુઃખની વાત છે. એ સમયના પ્રભાવક તપાગચ્છીય આચાર્ય શ્રીવિજયદાનસૂરિ, શ્રીહીરવિજયસૂરિ અને શ્રીવિજયસેનસૂરિ આદિએ જે ગ્રંથોને સર્વથા અસદ્દહણીય, અમાન્ય, અપ્રમાણિક સાબિત કર્યા હતા, અને જેને સ્વયં ધર્મસાગરે સ્વીકૃત કરી "મિચ્છામિ દુક્કડમ્" દીધેલ, આજે એમનીજ પરંપરા વાલાઓ એ ગ્રન્થોને ઉપાદેય સમજી પ્રકટ કરી ક્લેશ ફેલાવવાનું કલંક કેમ વહોરતા હશે!!!

दान्तेन्द्रियद्विरदवृन्दममन्दवाचं,
वाचंयमेनमनिशं स्मरता दिदेवम् ॥ १ ॥

અંત્ય પ્રશસ્તિ :—

तेषां गुरूणां शिष्येण, श्रीजिनचन्द्रसूरिणा ।
श्रीपौषधविधेर्वृत्ति-श्चक्रे स्वेष्टप्रसादतः ॥ २४ ॥
संयोज्य वृत्तिचूर्णी, समाचारीं विलोक्य सद्दृष्ट्या
पुनरपि तच्छास्त्रभावं, मत्वा सत्सम्प्रदायमपि ॥ २५ ॥
श्रीपुण्यसागरमहोपा-ध्यायैः पाठकोद्धधनराजैः ।
अपि साधुकीर्तिगणिना, सुशोधिता दीर्घदृष्टयेयम् ॥ २६ ॥
मुनिशशिविद्यादेवी(१६१७)-प्रमिते वर्षेऽणहिल्लपुरनगरे
आश्विनविजयदशम्यां, सुमुहूर्ते पुण्यसंयोगेन (?) ॥ २७ ॥
प्रत्यक्षरगणनेन, त्रिसहस्री पंचशतकसंयुक्ता ।
चतुरधिकैः पंचाशत्-श्लोकैरस्याः प्रमाणमिदम् ॥ २८ ॥
इति पौषधविधिप्रकरणवृत्तिः समाप्ता । ग्रं. ३५५४ पत्र ६७

[ તત્કાલીન પ્રતિ, બીકાનેર બૃહજ્જ્ઞાનભંડારાન્તર્ગત શ્રીજિનહર્ષસૂરિ ભંડારે ]

## પ્રકરણ ૫ મું

### વિહાર અને ધર્મપ્રભાવના :—

ખંભાતસંઘના અગ્રગણ્ય શ્રાવક વચ્છરાજના પુત્ર કમ્માશાહ આદિ સૂરિજીને ખંભાતમાં ચોમાસુ કરવાનું આમંત્રણ કરવા આવ્યા. એમના વિશેષ આગ્રહથી સૂરિજી મહારાજ ખંભાત પધાર્યા, સ્તંભતીર્થની યાત્રા કરી, અને સંઘના આગ્રહથી સં. ૧૬૧૮ નું ચોમાસું ખંભાત ખાતે કર્યું ત્યાંની ધર્મપ્રભાવનાનું વર્ણન કવિ "કુશલલાભ" પોતાના "શ્રીપૂજ્ય વાહણ ગીત"માં આ પ્રમાણે કરે છે—"ધર્મ માર્ગ ઉપદેશતાં, કરતાં વિધઈ વિહાર રે। આવ્યાજી નગર ત્રંબાવતી, શ્રી સંઘ હર્ષ અપાર રે ॥ ૩૫॥ પૂજ્ય આવ્યા તે આશા ફળી, શ્રી ખરતરગચ્છ ગણધાર રે। શ્રીજિનચન્દ્રસૂરિ વાંદિયઈ, સાથઈ સાધુ પરિવાર રે ॥ ૩૬॥

× × ×

પ્રભુ+પાટિ એ ચઉવીસમઈ, શ્રીપૂજ્ય જિનચન્દ્રસૂરરે।

---

+ 'પ્રભુ' એટલે પૂજ્ય આચાર્ય શ્રીઉદ્યોતનસૂરિજી, કે જેમણે ૮૪ શિષ્યોને શુભ મુહૂર્તમાં આચાર્ય પદવી પ્રદાન કરીને ૮૪ ગચ્છોની સ્થાપના કરી હતી. તેમની ચોવીસમી પાટે (સંપાદક.)

ઉદ્યોતકારી અભિનવઉ; ઉદયઉ પુણ્ય અંકૂર રે ॥ ૫૫ ॥
શાહ (શ્રાવક) ભંડારી વીરજી, શાહ રાંકા નઈ ગુરુ રાગ ।
વર્ધમાનશાહ વિનયઈ ઘણઉ, શાહ નાગજી અધિક સોભાગ રે॥૫૬॥
શાહ વચ્છા શાહ ચંદસસી, દેવજી નઈ જૈત શાહ ।
શ્રાવક હરખા હીરજી, ભાણજી અધિક ઉચ્છાહ ॥ ૫૭ ॥
ભંડારી માંડણ નઈ ભગતિ ઘણી, શાહ જાવડ નઈ ઘણઉ ભાવ ।
શાહ મનુવા નઈ શાહ સહજિયા, ભંડારી અમિયઉ અધિક ઉચ્છાહ ॥ ૫૮ ॥
નિત મિલઇ શ્રાવક શ્રાવિકા, સાંભલઇ પૂજ્ય વખાણ ।
હિયડઉ ઉલ્લટઇ ઉલ્લસઇ, એમ જીયઉ જનમ પ્રમાણ ॥ ૫૯ ॥
આગ્રહ દેખી શ્રી સંઘ નઉ, પૂજ્યજી રહ્યા ચઉમાસ ।
ધર્મનઉ મારગ ઉપદિસઈ, ઈમ પહુંતી મનની આસ ॥ ૬૦ ॥
પ્રતિમા પ્રતિષ્ઠા થાપના, દીક્ષા દિયઇ ગુરૂ રાજ ।
ઈમ સફલ નર ભવ તેહનઉ, જે કરઇ સુકૃતના કાજ ॥ ૬૧ ॥

આમ તીર્થભૂત ખંભાતમાં જિન બિંબ પ્રતિષ્ઠા, શિષ્ય–દીક્ષા આદિ ઘણાં ધર્મકાર્યો થયા. ત્યાંથી ગામો ગામ વિહાર કરતા કરતા સંવત્ ૧૬૧૯ માં શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજ "રાજનગર" પધાર્યા. ત્યાં એક મહાવિદ્વાન ભટ્ટ પોતાની વિદ્વત્તાના અભિમાનમાં ચકચૂર બની ફરતો હતો. એને મંત્રીશ્વર "સારંગધર સત્યવાદી" * ઉપાશ્રયમાં સૂરિ મહારાજની પાસે લાવ્યા. સૂરિજીએ એની સમસ્યા પૂર્ણ કરી એને પરાજિત કર્યો. એનું વર્ણન બિકાનેર જ્ઞાન ભંડારની

* એમનું નામ મહોપાધ્યાય શ્રીજયસોમજી કૃત પ્રશ્નોત્તર ગ્રંથમાં આવે છે. ખરતરગચ્છના એ પરમ ભક્ત અને પ્રતિભાશાળી પુરૂષ હતા. એમને સંઘપતિની પદવી હતી.

१८मी शताब्दीमां लखायेल एक पट्टावलीमां आ प्रमाणे छेः—

"वली सं. १६१९ राजनगरई एक भट्ट महाविद्यावन्त नगरमई फिरई, माथे अंकुश पेटई पटो बांध्यउ, एक चाकररै माथे घडो पाणीरौ बीजारै माथि खडरौ पूलो पहवउ अहंकार धरीनई फिरई। तरई सत्यवादी सारंगधर मंत्री उपासरई लेई आयउ, पहिली जतियांसु वाद(कियो)रूा(?) बोल्यां थाग न लाभई, तरई समस्या कही :—

× "मक्षिकापादघातेन, कम्पितं जगतत्रयम्"

एह समस्यानउ अर्थ (पूर्त्ति करतां) भाग्यनई जोगई युगप्रधानजीए कह्यो :—

+ "सम(? स)भित्तौ लिखितं चित्रं, वारिणा कुंडपूरितम्।
मक्षिकापादघातेन, कम्पितं जगतत्रयम् ॥ १॥"

एम कही भट्टनई हरायउ, (भट्ट) पगे लाग्यउ।"

त्यांथी विहार करी सूरि महाराज पाटण पधार्या, सं. १६१९नो चातुर्मास त्यां कर्यो. सं. १६२०नो एमनो चातुर्मास वीसलनगर * थयो. त्यांथी बिकानेरना मंत्रीश्वर श्रीसंग्रामसिंह

---

×"मक्षिका (माखी)ना पगना आघातथी त्रणे लोक कंपवा लाग्या."

+" समान भीत (दिवाल) पर त्रणे जगतनुं चित्र दोरी एनी नीचे पाणीथी भरेलुं एक जलपात्र राख्युं. एमां त्रणलोकना चित्रनी छाया पडवा लागी, ए पाणीनी उपर माखीना बेसवाथी पाणी हालवा लाग्युं. पाणीना हलनचलननी साथोसाथ त्रणे जगतनी प्रतिच्छाया पण डोलवा लागी, आम मक्षिकाना पगना आघात वडे त्रणे लोक कंपवा लाग्या."

*विहार पत्र नं. २ मां विसलनगरना स्थान पर बिकानेर लखेल छे; परन्तु अमने विसलनगर ज ठीक लागे छे.

વચ્છાવતના આગ્રહથી બિકાનેર પધાર્યા. સં. ૧૬૨૧ નું ચોમાસું બિકાનેરમાં કર્યું.

બિકાનેરના શ્રીવાસુપૂજ્યજીના મંદિરમાં શ્રીસુપાર્શ્વનાથજીની પંચતીર્થી ધાતુપ્રતિમા સં. ૧૬૨૨ વૈશાખ શુદિ ૩ ના રોજ સૂરિજીના વરદ હસ્તે પ્રતિષ્ઠિત થઈ; તેના લેખની નકલ આ પ્રમાણે છે :—

"संवत् १६२२ वर्षे वैशाख सुदि ३ सोमवारे उपकेशवंशे। राखेचागोत्रे शाह आपू, तत्पुत्र साह भाडकेन पुत्र सा. नींबा माहू मेघा हेमराज धनु [युतेन] श्रीसुपार्श्वबिम्बं कारापितम्। खरतरगच्छे श्रीजिनमाणिक्यसूरिपट्टाधिपश्रीजिनचन्द्रसूरिभिः प्रतिष्ठितम्॥ शुभं भवतु॥"

હવે જો સૂરિજીએ ઉપરોક્ત પ્રતિમાજીની પ્રતિષ્ઠા બિકાનેરમાં કરી હોય, તો એટલું તો નિઃસંદેહ સમજી શકાય કે સૂરિજી અક્ષયતૃતિયા પછીજ બિકાનેરથી વિહાર કરી જેસલમેર પધાર્યા. સં. ૧૬૨૨ નો ચાતુર્માસ જેસલમેર ખાતે કર્યો. વિહાર પત્ર નં. ૨ માં લખેલ છે કે "खिचि नागौर हसनकुलीखान जयलाभ पइसारउ" એનો આશય અમારી સમજમાં જો કે બરાબર નથી આવ્યો, પરન્તુ અનુમાન કરી શકાય છે કે બિકાનેરથી જેસલમેર જતાં કે આવતાં વચ્ચે નાગોર પધાર્યા હોય; ને ત્યાં "હસનકુલીખાને" × કોઈ યુદ્ધમાં જયલાભ પ્રાપ્ત કરવાને કારણે સૂરિ મહારાજનો સન્માનપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો હોય.

× "હસનકુલીખાન"નું નામ કર્મચન્દ્રમંત્રી વંશ પ્રબંધમાં આવે છે. મંત્રીશ્વર સંગ્રામસિંહજીએ એની સાથે સંધી કરેલ, ઉપરોક્ત વિહાર પત્રમાં આવેલ "જયલાભ" શબ્દનો આશય સંભવ છે કે, આ સુલેહને કારણે હોય.

સં. ૧૬૨૨ નું ચોમાસું જેસલમેર કરી સૂરિજી બિકાનેર પધાર્યા. સંવત્ ૧૬૨૩ નું ચોમાસું અહીં કર્યું. ખેતાસર ગામના રહીશ ચોપડા ગોત્રીય સા. ચાંપસીની પત્નિ ચાંપલ * દેવીના પુત્રરત્ન માનસિંહને માગસર વદી ૫ ના રોજ દીક્ષા આપી, એમનું દીક્ષાનામ "મહિમરાજ" + રાખ્યું.

ત્યાંથી વિહાર કરી "નાડોલાઈ" પધાર્યા; સં. ૧૬૨૪નો ચાતુર્માસ ત્યાંજ થયો. વિહાર પત્ર નં. ૨ માં લખ્યું છે કે "लेरूकरनउ भय काती सुदी १० निवर्त्यउ" એનું સ્પષ્ટીકરણ એક બિકાનેર જ્ઞાનભંડારની પટ્ટાવલીમાં કરેલ છે—મોગલ સેના આ શહેરથી તદ્દન સમીપ આવી પહોંચી હતી. લૂંટફાટ અને મારફૂટના ભયથી આકુળ વ્યાકુળ બનેલી પ્રજા ચારે તરફ નાસવા લાગી. સંઘે મળી સૂરિ મહારાજને પણ વાત કરી; પરંતુ મહાપુરૂષો સ્વયં નિર્ભય તેમજ બીજાને માટે પણ અભયકારક હોય છે. આખું શહેર ખાલી થઈ ગયું, પરન્તુ સૂરિ મહારાજ સામાન્ય જનતાની માફક વ્યાકુળ ન બનતાં ઉપાશ્રયમાંજ નિશ્ચલ ધ્યાન લગાવી બેઠા. એમના ધ્યાન

* ઉપાધ્યાય શ્રીક્ષમાકલ્યાણજી ગણિ કૃત ખરતરગચ્છ પટ્ટાવલીમાં માનસિંહજીની માતાનું નામ "ચતુરંગ દે" લખેલ છે, પરન્તુ ઉપાધ્યાય શ્રીશિવનિધાન અને લબ્ધિકલ્લોલ આદિ કૃત પ્રાચીન ગહૂંલિયો તેમજ શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ જ્ઞાનભંડારની તત્કાલીન લખેલ "ખરતરગચ્છ પટ્ટાવલી"મા માતાનું નામ ચાંપલદેવી લખેલ છે. પ્રાચીન હોવાને કારણે એજ વધુ ઠીક લાગે છે.

+ આ મહિમરાજજી (શ્રીજિનસિંહસૂરિજી) ભારે પ્રભાવક તેમજ નિર્મળ ચારિત્રવાન્ પ્રકાંડ પંડિત થયા, સમ્રાટ્ અકબરે એમના ગુણોથી મુગ્ધ બની સૂરિજી પાસે એમને "આચાર્ય પદ" અપાવેલું એમના વિષેની વિશેષ માહિતી યથાસ્થાને આગળનાં પ્રકરણોમાં લખવામાં આવશે.

બળથીજ મોગલ સેના માર્ગ ભૂલી અન્યત્ર ચાલી ગઈ. બધા લોકો ખુશ થતાં થતાં પોતપોતાને ઘેર આવ્યા, ને સૂરિજીના યોગ પ્રાગલ્ભ્યથી ચમત્કૃત થઈ તેમની ભારોભાર પ્રશંસા કરવા લાગ્યા. ઉપરોક્ત પટ્ટાવલીમાં આનું વર્ણન આ પ્રમાણે કરેલ છે.

"वलि जियई नडुलाई नगरमांहि श्रीपूज्यजी हता, संघ मिली गुरु विनव्या गुरुजी! मुगलनउ भय सांभलियई छई। गुरे कह्यो महानुभाव! कांई विशेष नहीं। इम करतां मुगल ढूकडा आव्या, तिवारइ सर्वलोक जीव लेई दिसोदिस नाठा (गया) पर श्रीपूज्यजी उपासरामांहिथी हाल्या नहीं, ध्यान वईठा, गुणनानई प्रभावि मुगलांनउ कटक मारग थकी चूकउ, बीजी ठामि गयउ। सर्वलोक आप आपणा घरे आव्या, संघ मिली उपासरई आवि देखइ तउ गुरुजी ध्यान करइ छइ। संघ वांदी, पूजी स्तवना करवा मांडी, सर्वलोक हर्षित थयउ, ठाम ठाम शोभा थई।"

ત્યાંથી વિહાર કરી સૂરિજી બાપડાઉ (? બાપેઉ, જે બિકાનેરથી ૪૪ માઈલ છે) પધાર્યા. સં. ૧૬૨૫નું ચોમાસું સંઘના વિનીત આગ્રહથી ત્યાંજ કર્યું. ચાતુર્માસ પૂરો કરી, ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં બિકાનેર પધાર્યા. સં. ૧૬૨૬નું ચોમાસું બિકાનેર થયું. સં. ૧૬૨૭નું ચોમાસું મહિમ કર્યું. ત્યાંથી સાધુ-વિહાર કરતા મેવાત પ્રદેશમાંથઈ આગરા પધાર્યા. વિહાર પત્રોમાં લખ્યું છે:-"सं. १६२७ महिम, शां. कुं. अ. म. थुंभ। चन्द्र० सू० स्थुं० नेमिचैत्य, वि.चि सौरिपुर यात्रा, चन्द्रवाडि हथिणाउर पछई आव्या॥" આથી હસ્તિનાપુરમાં શાન્તિનાથ, કુન્થુનાથ, અરનાથ તથા મલ્લિનાથજીની સ્તૂપો તેમજ ચન્દ્રવાડમાં શ્રીચન્દ્રપ્રભુ ભગવાનની યાત્રા થઈ હોવાનું નક્કી છે.

આગરામાં ધર્મકાર્યો બહુ થયાં, ત્યાં એક માસની માસ-

કલ્પ સ્થિતિ કરી સૂરિજી સૌરિપુર પધાર્યા. ત્યાં શ્રીનેમિનાથ સ્વામીની યાત્રા કરી, અને ચન્દ્રવાડિ હસ્તિનાપુરની યાત્રા કરી પાછા આગરા પધાર્યા. ત્યાંથી ચોમાસું કરવા ગવાલિયર જતા હતા, પરન્તુ આગરા સંઘના વિશેષ આગ્રહને લીધે સં. ૧૬૨૮નું ચોમાસું આગરામાંજ કર્યું. વિવિધ ધર્મધ્યાન કરતાં સુખપૂર્વક પર્યુષણપર્વ વ્યતીત થયા બાદ સૂરિજીએ એક પત્ર "સાંમલિનગર"ના સંઘને પાઠવ્યો. આ અસલી મૂળપત્ર અમારા સંગ્રહમાં છે, એમાં ઉપરોક્ત તીર્થ પર્યટન, વિહાર અને ધર્મકાર્યોનું પણ થોડું વર્ણન છે. આ પત્રની નકલ આ પ્રમાણે છે:—

॥ ६० ॥ स्वस्ति श्रीशान्तिजिनं प्रणम्य श्रीआगरानगरात् ...श्रीजिनचन्द्रसूरय.पं. आणंदोदय गणि, प. वीरोदय मुनि, प. भक्तिरंग गणि, पं. सकलचंद्र गणि, पं. नयविलास मुनि, प. हर्षविमल, पं. कल्याणकमल, प. महिमराज, पं. समयराज पं. धर्मनिधान, पं. रत्ननिधान, श्रीपाल, प्रमुख साधु १९ विहितोपास्तय श्रीसांमलिस्थाने श्रीदेव गुरुभक्तिकारकं श्रीजिनाज्ञाप्रतिपालकं सा. मूला. सा सामीदास सा. पूरु सा पदू सा. वस्तू सा. गांगू नायू धम्मू पूरू लका़ू श्रीसंघ समुदायकं सादर धर्मलाभपूर्वकं समादिशन्ति श्रेयोऽत्र श्रीदेवगुरुप्रसादात्। उपदेशो, यथा ॥ "धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो। देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥१॥" इत्यादि धर्मोपदेश जाणी धर्मोद्यम करतां लाभ छइ, तथा महिम हुंती विहार करी साधुविहार करतां मेवात देश मांहि थइनइ अत्र आव्या, घणा धर्मना लाभ थया.। पछइ मास कल्प क......(री नइ?) सौरीपुरे श्रीनेमिनाथनी यात्रा करीनइ अत्र आ......(व्या). पछइ चौमासि उपरि ग्वालेर नइ चालता हुता पं... (र श्रीस)घनइ आग्रहइ अत्रेज रह्या। धर्मध्यान

करतां करावतां श्रीपर्युषणा पर्व आव्यइ सा. श्रीवच्छ सा. लक्ष्मीदासादि सपरिवारइ विधिपूर्वक पुस्तक वंचाव्या, वाचना प्रभावनादि धर्मकरणी घणी हुइ पोसाहता १५१ हुवा, बीजाइ दान शील तप भावनादि धर्मकरणी एवं जाणी तुहे अनुमोदिवा। आ सामग्री साधू साध्वी विशेषइ चिंता करवी। तथा तुम्हारा कागळ आव्या समाचार परीछया। तुहे उत्तम सुश्रावक छउ, सबली सामग्री आवइ तउ राखेज्यो ज्युं धर्म निर्वहइ, एवं समस्त संघमांहि धर्मलाभ कहेज्यो. एवं परीछे(ज्यो)... पारणइ पूर्व दिशइ तीर्थयात्रा भणी विहार...(करवाना भा ?) व छइ, वली वर्तमान जोगि जाणिस्यइ ॥ समस्त श्रावक श्राविकानइ धर्मलाभ कहेजो ॥

આ પત્ર અનુસાર ચતુર્માસ પૂર્ણ કરી સૂરિજી જો પૂર્વદેશીય તીર્થોની યાત્રા કરવા ગયા હોય તો યથાસંભવ સમેતશિખરજી, પાવાપુરીજી, ચંપાપુરીજી, રાજગૃહ આદિ તીર્થોના દર્શન કરી આવ્યા હશે. ત્યાર પછી સં. ૧૬૨૯ નો ચાતુર્માસ રુસ્તક (દિલ્હી નજીકનું રોહતક) કર્યો, ચાતુર્માસ પૂર્ણ કરી સૂરિ મહારાજ ગ્રામાનુગ્રામ વિહરતા વિહરતા બિકાનેર ખાતે પધાર્યા, અહીંના શ્રીઋષભદેવ ભગવાનના મંદિરમાં સૂરિજીના કરકમલ વડે પ્રતિષ્ઠિત થએલ શ્રીઅજિતનાથ સ્વામીની ધાતુ પ્રતિમા વિદ્યમાન છે; જેના પર નીચે મુજબનો લેખ છે:—

"संवत् १६३० वर्षे माहसुदि १० दिने श्रीउपकेशवंशे छाजहडगोत्रे सा. झठा चा (?) तत्पुत्र सा. अमरसीकेन कारित श्रीअजितनाथबिम्बं प्रतिष्ठितं खरतरगच्छे श्रिजिनचन्द्रसूरिभिः।"

ફાગણ માસમાં "નયણા" નામક શ્રાવિકાએ સૂરિજી પાસે બાર વ્રત ગ્રહણ કરેલ, ત્યારે સાધુવર્ધનના શિષ્યે બાર વ્રતનો રાસ બનાવ્યો, જેમાં લખ્યું છે કે:—

"खरतर गच्छरउ राजियउ, जिनचन्द्रसूरि मुनिराय।
तासु पासइ ए विरति लेइ, श्राविका नयणा माय ॥ ४ ॥
संवत सोल त्रीसोत्तरइ, फागुण मासि विसाल।
साधुवर्धन पसाउलइ, रची विरत[सं]बंध रसाल ॥ ५ ॥
जिम शशि रवि ध्रू अछइ, धरणिधर सुप्रसिद्ध।
तिम अविचल होज्यो सही, एह विरत सम्बन्ध ॥ ६ ॥
(અન્તિમપત્ર, શ્રીપૂજ્યજીના સંગ્રહમાં)

સૂરિજીની પધરામણીથી બિકાનેરમાં બિંબપ્રતિષ્ઠા, વ્રત-ગ્રહણ આદિ ખૂબ ધર્મકાર્યો થવા લાગ્યા. લાભ જાણી સૂરિજી મહારાજે સં ૧૬૩૧ તેમજ ૧૬૩૨ નાં ચોમાસાં બિકાનેરજ કર્યા. ત્યાંથી વિહાર કરી ફલોધી પધાર્યા. ત્યાંના શ્રીપાર્શ્વનાથ પ્રભુના પ્રાચીન ભવ્ય મંદિર પર દ્વેષવશ તપગચ્છવાળાઓએ તાળાં લગાવી દીધા. સૂરિ મહારાજ પ્રભુદર્શનાર્થે પધાર્યા, કિન્તુ મંદિર પર તાળાં લાગેલ જોઈ એમણે હાથનો સ્પર્શ કર્યો ત્યારે તેમના પ્રભાવબળ વડે વગર ચાવીએ તાળા ખુલી જઈ નીચે પડયાં*

તીર્થદર્શન કરી સૂરિજી ત્યાંથી વિહાર કરતા કરતા જેસલમેર પધાર્યા સં. ૧૬૩૩ નો ચાતુર્માસ ત્યાં કર્યો. માહ શુદિ ૫ ના રોજ શ્રાવિકા વિંઝૂએ સૂરિજી પાસે બાર વ્રત લીધાં, જેનું વર્ણન બિકાનેર જ્ઞાન ભંડાર (મહિમા ભકિત વિભાગ પોથી નં. ૬૩) માં ગા. ૫૫ ના રાસમાં છે :—

---

* જુઓ ક્ષમાકલ્યાણજી કૃત ખરતરગચ્છ પટ્ટાવલી અને વિહારપત્ર આદિ, એક પ્રાચીન પટ્ટાવલીમા લખ્યુ છે કે 'फलोधी वीतराग देहरानउ तालउ चिणकूंची हाथ उपरि मूकी उखेल्यउ'
(બિકાનેર જ્ઞાનભંડાર, પટ્ટાવલી પત્ર, ૭)

"शुभस्थान जेसलमेरुं नयरइ, सुकृति करी हित कारणइ।
संवत सोल तेतीस वरसइ, माह सुदि पंचम दिणइ ॥
गच्छराय श्रीजिणचन्दसूरि गुरु, सइ मुखइ संभालु ए।
श्राविका वींझू सुव्रत पालइ, धरि मनि उल्हासु ए ॥ ४५ ॥"

એજ વર્ષમાં ફાગણ વદી ૫ના રોજ શ્રાવિકા ગેલીએ સૂરીજી પાસે બાર વ્રત ગ્રહણ કર્યાં હતાં. જેનું વર્ણન એક બારવ્રત રાસની પ્રશસ્તિમાં× આ મુજબ છે:—

"संवत सोलसय तेतीसइ, फागन वदि पंचमि उल्लासि।
खरतरगच्छि गरूयउ गुरुराजइ, श्रीजिनचन्दसूरि गुरू पासइ ॥९२॥
श्राविका गेलीए व्रत लीधा, कीधा नरभव सफल आज।
पास पसायइ ए विधि करतां पामिस शिवनगरीनो राज ॥ ९३ ॥
बारह व्रत सूधा पाळेवा, एम कहइ परिग्रह परिमाण।
लीलविलास सदा सुख पामइ, वाधइ दिन दिन कलाविनाण ॥९४॥

इति श्रीइच्छापरिमाणटिप्पनकं सं० १६३३ वर्षे फाल्गुन वदि ५ दिने श्रीमच्छ्रीखरतरगच्छाधिराज श्रीजिनमाणिक्यसूरि-पट्टालङ्कार श्रीजिनचन्द्रसूरिराजानां स्वहस्तेन गेली सुश्राविकया गृहीतम् ॥

(આની પ્રતિ આમોદ ગુજરાતના યતિ ચન્દ્રવિજયજી પાસે છે.)

× આ પ્રશસ્તિ અમોએ "જૈન ગુર્જરકવિઓ ભાગ ૧" માંથી ઉધૃત કરેલ છે. આ ગ્રંથમાં આ રાસને શ્રીજિનચન્દ્રસૂરિજીની કૃતિઓમાંનો કહ્યો છે, પરન્તુ આ પ્રશસ્તિમાં સૂરિજીની કૃતિ હોવાનું કોઈ પ્રમાણ નથી મળતું. એટલે સંભવ છે કે બીજા બાર વ્રતરાસની માફક આ રાસ પણ કોઈ અન્ય કવિએજ રચેલ હોય.

એ ઉપરાંત "જૈન-ગૂર્જર-કવિઓ" માં (૧) દ્રૌપદી રાસ, (૨) બાર ભાવનાધિકાર (૩) શીલવતી રાસ (૪) શામ્બ પ્રદ્યુમ્ન ચોપાઈ (૫) જિન બિંબસ્થાપન સ્તવન પણ સૂરિજીની કૃતિઓ તરીકે દર્શાવેલ છે. અમને તો આ કૃતિઓ માટે પણ એજ શંકા છે. કૃતિઓને જોઈ એનો નિર્ણય કરવો આવશ્યક છે.

ત્યાંથી વિહાર કરી સૂરિજી દેરાઉર પધાર્યા. ત્યાં શ્ર જિનકુશલ સૂરિજીના "સ્વર્ગસ્થાન" નાં દર્શન કરી, સં. ૧૬૩૪ નો ચાતુર્માસ ત્યાં કર્યો. એ પછી સં. ૧૬૩૫ માં જેસલમેર, ૧૬૩૬ માં બિકાનેર, સં. ૧૬૩૭ માં સેરૂણા (બિકાનેરથી ૨૮ માઈલ પૂર્વે) સં. ૧૬૩૮ માં બિકાનેર, સં. ૧૬૩૯ મા જેસલમેર અને સં. ૧૬૪૦ માં આસનીકોટ ખાતે ક્રમશ: ચાતુર્માસ કર્યાં "આસનીકોટ" ચાતુર્માસ કરી સૂરિજી જેસલમેર પધાર્યા, ત્યાં માહ સુદિ ૫ ના રોજ પોતાના વિદ્વાન શિષ્ય મહિમરાજજીને "વાચક" પદથી અલંકૃત કર્યા.

જેસલમેરથી વિહાર કરી સૂરિ મહારાજ જાલોર પધાર્યા. સં. ૧૬૪૧ નો ચાતુર્માસ ત્યાં થયો. આ ચાતુર્માસ દરમ્યાન ઋષિમતી તપાગચ્છવાલાઓ સાથે શાસ્ત્રાર્થ થયો, જેમાં સૂરિજીનો વિજય + થયો ત્યાંથી વિહાર કરી પાટણ ગયા, ને ૧૬૪૨ નું ચોમાસું પાટણ કર્યું. ત્યા પણ તપગચ્છવાળાઓ સાથે શાસ્ત્રાર્થમા સૂરિજીએ વિજય પ્રાપ્ત × કર્યો

ત્યાંથી વિહાર કરી અમદાવાદ પધાર્યા. સં. ૧૬૪૩ નુ ચોમાસું ત્યા ર્યુ ત્યાં ધર્મસાગરકૃત ઉત્સૂત્ર—મય પુસ્તકરૂપી વિષવૃક્ષનો ઉચ્છેદ કર્યો જેમકે × ખરતરગચ્છ પટ્ટાવલી નં ૧ અને નં ૩ માં લખ્યું છે

"पुनः सं. १६४३ वर्षे ताध धर्मसागर कृत ग्रन्थोच्छेद कृत"

સં. ૧૬૪૪ નું ચોમાસું સૂરિજીએ ખંભાત કર્યું. ત્યાં શ્રીરતંભનતીર્થ તેમજ શ્રીજિનકુશલસૂરિ સ્તૂપનાં દર્શન

---

+ જુઓ વિહાર પત્ર નં. ૧-૨. × જુઓ વિહાર પત્ર નં. ૨.
× જુઓ પૂર્ણચંદ્રજી નાહર પ્રકાશિત ખરતરગચ્છ પટ્ટાવલી સંગ્રહ.

કર્યા. ચાતુર્માસ પૂરો થતાં અમદાવાદ પધાર્યા. શ્રીગુણવિનયે રચેલ, બિકાનેરથી શત્રુંજયયાત્રાર્થે નીકળેલ સંઘના "ચૈત્ય-પરિપાટી–સ્તવન"થી જાણવા મળે છે કે "બિકાનેરથી સં. ૧૬૪૪ ના માહ માસમાં તીર્થાધિરાજ શ્રીસિદ્ધાચલજીની યાત્રાએ સંઘ નીકળ્યો, આ વિશાળ યાત્રીસંઘ રસ્તામાં આવતા તમામ તીર્થોની યાત્રા કરતો કરતો ક્રમશઃ સેરિસે, લોડણ–પાર્શ્વનાથના તીર્થે આવ્યો."

આ તરફ અમદાવાદથી સંઘપતિ યોગીનાથ અને સોમજીના સંઘસહિત સૂરિજી પણ આવ્યા અને આ સંઘમાં સામેલ થયા. ચારે કોરથી લોકો આ સંઘમાં આવ્યા હતા; જેમાં બિકાનેર, મંડોવર, સિંધ દેશ જેસલમેર, સીરોહી, જાલોર, સોરઠ અને ચાંપાનેરનાં નામો ઉલ્લેખનીય છે. આ વિશાળ યાત્રીસંઘની સાથે ચૈત્ર વદી ૪ના રોજ સૂરિમહારાજે મહાતીર્થ, સિદ્ધક્ષેત્ર શ્રીસિદ્ધાચલજીની યાત્રા કરી. *

---

* "संवत सोलह सइ चिम्मालइ, वरसि सवि सुखकार।
चैतवदी चउथी दिनइ, बुधवल्लभ बुधवार ॥ १० ॥ मेरी ० ॥
संघपति योगी सोमजी, मनधरि हरख तरंग।
गच्छपति श्रीजिनचन्द्रनइ, यात्रा करावी रंग ॥ ११ ॥ मेरी ० ॥
सुविहित खरतर संघनइ, श्रीआदिदेव प्रसन्न।
वाचनाचारिज इम भणइ, रत्ननिधान वचन्न ॥ १२ ॥ मेरी ० ॥
[ વા. રત્નનિધાન કૃત સ્તવન ]

"हिव अहमदावाद सुरम्म, योगीनाथ शाह सुधम्म।
शत्रुंजय भेटणि रंगि, तेड्या गुरू वेगि सुचंगि ॥ १९ ॥
मेलि सहु संघ गुरु साथि, परघल खरचइ निज आथि।
चाल्या भेटण गिरिराज, संघपति सोमजी सिरताज ॥ २० ॥

ત્યાંથી ગામેગામ વિહાર કરતા કરતા સૂરિ મહારાજ સુરત પધાર્યા એમના આગમનથી સંઘમાં ભારે ખુશાલી થઈ. ધર્મધ્યાન વિપુલ પ્રમાણમાં થવા લાગ્યાં. વર્ષાકાલ નિકટ હોવાથી સં ૧૬૪૫નુ ચોમાસુ સૂરિજીએ સુરતમાં કર્યું.

સ ૧૬૪૬નુ અમદાવાદ, અને સ. ૧૬૪૭નુ ચોમાસુ પાટણ કર્યું. સ ૧૬૪૭માં શ્રાવિકા કોડાંએ સૂરિજી પાસે બારવ્રત ગ્રહણ કરેલ, જેનો રાસ મહો૦ શ્રીજયસોમજી કૃત (કપડા પર લખેલી પ્રતિ) અમારા સંગ્રહમાં છે. તેનો આવશ્યક ભાગ આ પ્રમાણે છે :—

'श्रीजिनचन्द्रसूरि श्रीमुखइ, श्राविका कौडां एह।
आदरइ बारह व्रत इसा, शुभ दिवस रे मन हर्ष धरेह ॥ १८ ॥
सोलहसइ सैंताल समइ, वैशाख सुदि दिन तीज।
इम ढाल बधइ गुणियिया, श्रावक व्रतरे जिह्व समकित बीज ॥१९॥
जिनदत्तसूरि गुरु सांनिधइ, जिनकुशलसूरि सुपसाइ।
जयसोम गणि इणिपर कहइ, शुभ भावइरे दिन दिन सुख थाइ॥२०॥

પાટણથી વિહાર કરી અમદાવાદ થઈ સૂરિજી ખંભાત પધાર્યા, ત્યા શ્રીસ્તંભન પાર્શ્વનાથ પ્રભુના તીર્થના દર્શન કર્યા. ખંભાતના સંઘે સૂરિજીને અત્રેજ ચોમાસુ કરવા વિશેષ આગ્રહ કર્યો. સંઘનો આવો આગ્રહ જોઈ સૂરિજીએ અહીંજ સ્થિરતા કરી.

---

દોહા– पूरब पश्चिम उत्तरइ, दक्षिण चिहु दिशि जाण।
संघ चाल्यउ शत्रुंजय भणी, प्रगटी महियल वाण ॥ २१ ॥
विक्रमपुर मंडोवरउ, सिन्धु जेसलमेर।
सीरोही जालोरनउ, सोरठ चापानेर ॥ २२ ॥
संघ अनेक तिहां आविया, भेटण विमल गिरिन्द।
लोकतणी संख्या नहीं, साथि गुरू जिनचन्द ॥ २३ ॥
[ યુગપ્રધાન શ્રી જિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ, સં. ૧૬૫૮]

આચાર્યપદ પ્રાપ્તિ પછી પોતે નિરંતર સર્વત્ર વિહાર કરતા કરતા અનેક જીવોને પ્રતિબોધ કર્યો, અને હજારો શ્રાવકોને જૈનદર્શનનો સદ્બોધ આપી ધર્મમાં દઢીભૂત કર્યા. આથી અનેક સ્થળોમાં જિનાલય અને જિનબિંબોની પ્રતિષ્ઠાઓ ઉપધાન, વ્રતગ્રહણ, ઈત્યાદિ પ્રશંસનીય ધર્મ-કૃત્યો થયા. અનેક સંઘ કાઢવામાં આવ્યા, જેની સાથે સૂરિ-મહારાજે મારવાડ, ગુજરાત અને પૂર્વપ્રાન્તીય તીર્થોની યાત્રા કરી. પર પક્ષિઓએ કરેલા આક્ષેપોનો રદીઓ આપવામાં અને વિદ્યાભિમાની પંડિતોને નિરુત્તર કરી મૂકવામાં સૂરિજીની પ્રતિભા ખૂબખૂબ ખ્યાતિપ્રાપ્ત થઈ ચૂકી હતી. જૈનદર્શનનો પ્રચાર એમણે ખૂબ જોરથી કર્યો તેમના સદ્ગુણ અને વિદ્વત્તાની સૌરભ સર્વત્ર પ્રસરતી પ્રસરતી સમ્રાટ અકબરના દરબાર સુધી પહોંચી ચૂકી હતી.

# પ્રકરણ છઠ્ઠું

## અકબરનું આમન્ત્રણ :—

સમ્રાટ્ અકબરમાં સર્વધર્મ પ્રત્યેની સહિષ્ણુતા અને ધર્મજિજ્ઞાસા, આ બે ગુણો અસાધારણ હતાં. તે પોતાના દરબારમાં પ્રત્યેક ધર્મના વિદ્વાનોને બોલાવી તે તે ધર્મના ઉપાદેય તત્ત્વોને ગ્રહણ કરતો, મુસલમાન કુળમાં જન્મ્યા છતાં તેનામાં દયાનો ભાવ અધિકાધિક હતો. મુસલમાન બાદશાહોમાં એના જેવો ન્યાયપ્રિય અને અહિંસાનો અનુરાગી બીજો કોઈ બાદશાહ નથી થયો દીન દુ:ખિયાનો ઉદ્ધાર કરવો એને સમ્રાટ અકબર પોતાનું પરમ કર્તવ્ય સમજતો હતો, ને એના અનેક દૃષ્ટાન્તો એના જીવનમાંથી મળી રહેતા, એના રાજ્યમાં હિન્દુ અને મુસલમાન પ્રજા જે પ્રકારે સુખ શાન્તિમાં રહી એવી રીતે સુખી અન્ય કોઈ પણ મુસલમાન શાસકના રાજ્યમા નથી રહી. [૧]

---

[૧] "बादशाह अपने दिलमे यही चाहताथा कि किसी प्रकार मुझे धार्मिक तत्वकी बाते मालूम हों, बल्कि वह उनकी छोटी–छोटी बातों कामी पूरा पता लगाना चाहता था, इस लिये वह प्रत्येक धर्मके विद्वानोंसे

શાસ્ત્રાર્થ, ઉપદેશ, વિદ્વદ્ગોષ્ઠી આદિનો એ ભારે શોખીન હતો, ને એ કારણે એના દરબારમાં ચુનંદા વિદ્વાનો હરહંમેશ રહેતા, એમાં કેટલાક જૈનવિદ્વાનો પણ હતા, નાગપુરીય તપા ગચ્છના યતિ પદ્મસુંદરજી પણ સમ્રાટની સભામાં કંઈક વર્ષો સુધી રહ્યા હતા. સંવત્ ૧૬૨૫ માં જ્યારે સમ્રાટ આગરામાં નિવાસ કરતા હતા ત્યારે ય એમને વિદ્વાનોની ચર્ચામાં ખૂબ મઝા પડતી હતી. ખરતરગચ્છના વાચક દયાકલશજીએ પોતાના વિદ્વાન પ્રશિષ્ય સાધુકીર્તિજી આદિની સાથે સં. ૧૬૨૫ નો ચાતુર્માસ આગરા ખાતે કરેલ, એ સમયે શાહી દરબારમાં તપાગચ્છીય બુદ્ધિસાગરજીનો પૌષધ બાબતમાં સાધુકીર્તિજી સાથે શાસ્ત્રાર્થ થયો હતો; અને પંડિત અનિરુદ્ધજી તેમજ પંડિત મહાદેવ મિશ્ર આદિ હજારો વિદ્વાનો સમક્ષ ખરતરગચ્છવાળાઓની જીત થએલી સાધુકીર્તિજી સંબંધી વિશેષ જ્ઞાતવ્ય હવે પછી લખવામાં આવશે.

સંવત્ ૧૬૩૯ માં તપાગચ્છના આચાર્ય શ્રીહીરવિજયસૂરિજી

---

एकत्र करताथा और उनसे सब बातोंका पता लगाया करताथा"

(અકબરી દરબાર, પૃ. ૭૬)

"अकबर......जैनीयों और बौद्धों के ग्रन्थभी सुना करताथा, हिन्दुओं केभी सेंकडों सम्प्रदाय और हजारों धर्मग्रन्थ हैं, वह सब कुछ सुनताथा. सबके सम्बन्धमें वाद विवाद किया करताथा"

(અકબરી દરબાર, પૃ, ૧૩૨)

"जब उसने देशका शासन अपने हाथमें लिया, तब ऐसा ढंग निकाला जिससे साधारण भारतवासी यह न समझे कि विजातीय तुर्क और विधर्मी मुसलमान कहींसे आकर हमारा शासक बन गया है। इस लिये देशके लाभ और हित पर उसने किसी प्रकारका कोई बन्धन नहीं लगाया"

(અકબરી દરબાર પૃ. ૧૧૮)

પણ સમ્રાટને મળેલા, એ પછી તો, જૈનોનો સમાગમ એને કાયમી રહેલો—ને આમ, જૈન દર્શન પરત્વેનો એનો અનુરાગ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો રહેલો.*

એક દિવસ લાહોરની રાજસભામાં બેઠાબેઠા સમ્રાટ અકબરે ઉપસ્થિત વિદ્વાનો દ્વારા આપણા ચરિત્રનાયક શ્રીજિનચન્દ્રસૂરિજીની ભારે પ્રશંસા સાંભળી. એ વિદ્વજ્જનો એમની અત્યધિક શ્લાઘા કરતા હતા, તેથી સમ્રાટને એમનાં દર્શનની અને જૈનધર્મના વિશેષ બોધપ્રાપ્તિની ઉત્કટ ઈચ્છા થઈ. એણે પૂછયું, "અહીં એમનું કોઈ ભક્ત શિષ્ય છે? કે જેના દ્વારા એમનો પત્તો લગાવાય" એનાં ઉત્તરમાં પંડિતોએ "મંત્રીશ્વર કર્મચન્દ્ર"નું નામ આપ્યું. ત્યારે સમ્રાટે મંત્રીશ્વરને બોલાવી માનભરી રીતે પૂછયું કે "હે મંત્રીશ્વર! તમારા ગુરુ શ્રીજિનચંદ્રસૂરિજી હાલમાં કયાં બિરાજે છે? કોઈ એવો ઉપાય યોજો કે જેથી તેઓ શ્રી જેમ બને તેમ જલ્દી અહીં પધારે" ત્યારે મંત્રીશ્વરે વિનયપૂર્વક જણાવ્યું કે "તેઓ તો અત્યારે ખંભાતમાં બિરાજે છે, પરંતુ ગ્રીષ્મ ઋતુમાં દૂર દેશથી અત્રે આવવું ખૂબ કઠણ છે, કેમ કે તેઓ કોઈ સવારી તો કરતા નથી, અને આવા આકરા તાપમાં વૃદ્ધાવસ્થામાં આવવું પણ વધારે કષ્ટદાયી નીવડે." ત્યારે સમ્રાટે કહ્યું, કે "જો તેઓ ખુદ જલ્દી ન આવી શકે તો એમના શિષ્યોને બોલાવવા માટે તો બે શાહી પુરુષોને અવશ્ય મોકલી આપો" ત્યારે મંત્રીશ્વરે વાચક માનસિંહજી (મહિમરાજ જી)ને બોલાવવા શાહી દૂતને વિનતિ પત્ર સહિત સૂરિજી પાસે મોકલી આપ્યો.

*તપગચ્છના પ્રભાવક આચાર્ય શ્રીમાન્ હીરવિજયસૂરિજીના સમાગમથી અકબર પર સારો પ્રભાવ પડયો હતો; જેના પરિણામે એણે જજિયાકર વિગેરે છોડી દીધેલ, કેટલાય દિવસો સુધી 'અમારિ' ઉદ્ઘોષણાનાં ફરમાન પત્રો દ્વારા અનેક જીવોને અભયદાન પ્રાપ્ત થએલ.

વિનંતીપત્ર મળતાંજ સૂરિજીએ વાચક શ્રીમહિમરાજજીને શ્રીસમયસુંદરજી અને અન્ય ૭ સાધુઓ સાથે લાહોર મોકલ્યા નિરંતર વિહાર કરતા કરતા થોડાં દિવસોમાં તેઓ લાહોર પહોંચી ગયા, વાચકજીના દર્શનથી સમ્રાટ ખૂબ ખુશ થયા, ને ઉત્સુકતાપૂર્વક એમણે મંત્રીશ્વરને પૂછયું કે એ જગદ્દગુરુ શ્રીજિનચન્દ્રસૂરિજી કયારે

---

એમના પછી શાંતિચંદ્રજી, વિજયસેનસૂરિજી, ભાનુચન્દ્રજી આદિએ જૈન ધર્મનો ઉપદેશ આપેલો, આ બધી વાતો જાણવા માટે " સૂરીશ્વર ઔર સમ્રાટ " આદિ ગ્રન્થો જોવા.

ખરતરગચ્છના ઉપાધ્યાય શ્રીશિવનિધાનજીના ગુરૂ શ્રીહર્ષસારજી પણ સમ્રાટને મળેલ. જેનો ઉલ્લેખ શિવનિધાનજી વિરચિત "સંગ્રહણી બાળબોધ"ની પ્રશસ્તિમાં આ પ્રમાણે છે:—

" श्रीमदकबरसाहे–र्मिलनाद्विस्तीर्णवण कीर्तिभरः ।
वाक्पतिवद् गुरुरिह, सक्रियमुख्यो हर्षसारगणिः " ॥ १ ॥

[ બીકાનેર બૃહત્ જ્ઞાનભંડાર ]

મહોપાધ્યાય શ્રીજયસોમજી પણ સમ્રાટ અકબરને મળેલા. અને એમણે શાહી સભામાં કોઈ વિદ્વાનને પરાસ્ત કરી વિજય પ્રાપ્ત કરેલ, જેનું વર્ણન " જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ " પૃષ્ઠ નં. ૫૮૮ માં આ પ્રમાણે છે:—

" જયસોમે અકબરશાહની સભામાં જય મેળવ્યો હતો એમ તેમના શિષ્ય ગુણવિનય, પોતાના ખંડપ્રશસ્તિ કાવ્યની પ્રશસ્તિમાં જણાવે છે "

આમ જો ખંડપ્રશસ્તિ કાવ્યની પ્રશસ્તિમાં આનો ઉલ્લેખ હોય તો સં. ૧૬૪૧ પહેલાંજ અકબરની સભામાં એમનો વિજય થયો હોય એમ સિધ્ધ થાય છે; કેમ કે એ વૃત્તિ સં. ૧૬૪૧ માં રચાયાનો ઉલ્લેખ એજ ગ્રન્થના પૃ. ૫૮૯ પર છે. આ ઘટનાનો ઉલ્લેખ કર્મચન્દ્ર મંત્રી વંશ પ્રબંધ વૃત્તિ, કે જે સં. ૧૬૫૬ માં એમના શિષ્ય ઉપાધ્યાય ગુણવિનયજીએ રચી છે, એમાં પણ આ પ્રમાણે છે:—

" श्रीजयसोमगुरूणां, शाहिसभालब्धविजयकमलानाम् "

આવશે, કે જેના દર્શનથી ચિત્ત પ્રસન્ન થાય ને જેમના ચરણની અનેક લોકો સેવા કરે છે? ત્યારે મંત્રીશ્વરે જણાવ્યું કે "હવે ચોમાસું નજીક આવે છે, એટલે એમનાથી વિહાર થઈ ન શકે" ત્યારે સમ્રાટે કહ્યું કે "જલ્દી પધારે તો એમના દર્શન અને ઉપદેશથી મારૂં જીવન સફળ થાય, અને અનેક જીવોને અભયદાન આપી એમને પણ સંતુષ્ટ કરી શકાય, એટલે એવો કોઇ ઉપાય કરો કે જેમ તેઓ અત્રે જલ્દીથી અવશ્ય પધારે." અને તેજ વખતે એક વિનતિપત્ર પણ લખાવીને સમ્રાટે મંત્રીશ્વરને આપ્યો. મંત્રીશ્વરે પણ સરિજીને ખૂબખૂબ આગ્રહપૂર્વક લાહોર આવવાનો વિનંતિપત્ર લખી શીઘ્રગામી મેવડા દૂતોની સાથે ખંભાત પાઠવી આપ્યો.

એક વેળા સમ્રાટ અકબરના પુત્ર સલીમ સુરતાણને ત્યાં મૂળ નક્ષત્રના પ્રથમ પાદમાં કન્યાનો જન્મ થયો જ્યોતિષી લોકોએ કહ્યું કે આનો જન્મ યોગ એના પિતાને માટે અનિષ્ટકારક છે. એનું મોઢુંય જોયા વિના એનો પરિત્યાગ કરવો જોઈએ સમ્રાટે શેખ અબુલફઝલ આદિ વિદ્વાનોને બોલાવી મૂલનક્ષત્રના જન્મદોષનો પ્રતિકાર પૂછ્યો એમની સાથે મંત્રણા કરી મંત્રીશ્વર કર્મચન્દ્રને પૂછી, સમ્રાટે આજ્ઞા કરી કે જૈનધર્મ પ્રમાણે આ દોષની ઉપશાંતિ કરવા અર્થે શાંતિ-વિધિ આદિનો ઉચિત પ્રબંધ કરો.

સમ્રાટની આજ્ઞા મળતાં મંત્રીશ્વર કર્મચન્દ્રે વિશેષવિધિથી સોનાચાંદીના ઘડાઓ દ્વારા મહાન ઉત્સવથી ચૈત્ર શુદિ ૧૫ ના રોજ* (શ્રીસુપાર્શ્વનાથજીની) અષ્ટોત્તરી સ્નાત્ર કરાવી, જેમાં લગભગ

---

* दस चैत्री पूनम दिवस शान्तिक, शादि हुकम मुंहते कीयउ ।
जिनराज जिनचंद्रसूरि वन्दी, दान याचकनइं दीयउ ॥ १२ ॥
[ યુ. પ્ર. જિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ ]

पछो शेखजी सुरनी पेटी, तेहनइं आवी मूलमां बेटी ॥
तेड्या पंडित जोशी तेहा, बोल्या ज्यमा सही [illegible] ॥ १८ ॥

એક લાખ રૂપિયાનો ખર્ચ થયો. જે વિધિવિધાન વા. શ્રીમાનસિંહજી (મહિમરાજજી)એ સંપૂર્ણ શાસ્ત્રોક્ત વિધિથી કરાવેલ, આના ઉપલક્ષમાં શ્રીજિનચન્દ્રસૂરિજીના આદેશથી ઉપાધ્યાય શ્રીજયસોમજીએ અષ્ટોત્તરી સ્નાત્રની વિધિ ગદ્ય ભાષામાં બનાવી. ×

પૂજન પરિસમાપ્ત થતાં મંગલ દીપક અને આરતીને સમયે સમ્રાટ અને એમના પુત્ર શેખુજી (સલીમ શાહજાદા) અનેક મુસાહિબો સાથે ત્યાં આવ્યા, અને રૂપિયા દસહજાર જિનેન્દ્ર ભગવાન સન્મુખ ભેટ ધરી પ્રભુભક્તિ તેમજ જૈનશાસનનું ગૌરવ વધાર્યું.

મંત્રીશ્વરના કથનાનુસાર શાંતિનિમિત્તે પ્રભુના સ્નાત્રજલને

---

मुनि कहे हत्या नवि लीजै, स्नात्र अष्टोत्तरी कीजै।
पातस्या हरख्यो तेणिवार, कुट्टण वामण वडे गंवार ॥ ४० ॥

* * *

झूठे बामण ऋषि भली वात, करो अष्टोत्तरी सनात।
हुकुम करमचन्दनई दीधो, मानसिंहे अष्टोत्तरी कीधो ॥ ४२ ॥
थानसिंह मानु कल्याणकरि, स्नात्र उपासरइ जाण।
पातस्या शेखजी आवई, लाख रुपइया खरचावइ ॥ ४३ ॥
स्नात्र सुपासनु करतां, श्राद्ध श्राविका आंबिल धरता।
जिनशासननीं उन्नति थाय, विघ्न पातशाह केरू जाय ॥ ४४ ॥

[ इति ઋષભદાસકૃત હીરવિજયસૂરિ રાસ ]

આ વિષયમાં વધુ જાણવા "સૂરીશ્વર અને સમ્રાટ" પૃ. ૧૫૪; કર્મચન્દ્રમન્ત્રિ-વંશ પ્રબંધવૃત્તિ અને ભાનુચંદ્ર ચરિત્ર જુઓ.

× "श्रीजिनचन्द्रगुरुणा-मादेशाल्लाभपुरे लिखिता।
जयसोमोपाध्यायैः,स्नात्रविधिपुण्यवृद्धिकृता ॥ १ ॥

આની હસ્તલિખિત પ્રતિ બીકાનેરના જ્ઞાનભંડાર અને યતિવર્ય ઉ. જયચન્દ્રજીના ભંડારમાં છે.

સમ્રાટે મંગાવ્યું અને પોતાનાં ઉભયનેત્રો પર લગાવ્યું, અને પછી એને અંતઃપુરમાં ભક્તિપૂર્વક લગાવવા માટે મોકલી આપ્યું. આ અષ્ટોત્તરી સ્નાત્રના પવિત્ર દિવસે તમામ શ્રાવક શ્રાવિકાઓએ આંબિલની તપશ્ચર્યા કરી. આ અષ્ટોત્તરી સ્નાત્રના અનુષ્ઠાનથી સર્વ દોષ ઉપશમી ગયા, ને આથી સમ્રાટને અત્યંત આનંદ થયો.

મુસલમાન હોવા છતાં સમ્રાટ અકબરે જૈનવિધિથી શાન્તિસ્નાત્ર કરાવ્યું, એ જૈનધર્મ પ્રત્યેની એની વિશેષ શ્રદ્ધાભક્તિ અને અનુપમ આદરના પ્રતીકરૂપે છે.

થોડાંજ દિવસોમાં એ દૂતો ખંભાત પહોંચ્યા. અને પ્રસન્ન ચિત્તે સૂરિજીના દર્શન કરી એમણે વિનંતિપત્ર રજૂ કર્યો, ને લાહોર પધારવા વિનયપૂર્વક પ્રાર્થના કરી.

વિનંતિપત્ર વાંચી સૂરિજીને લાગ્યું કે મારે પોતાને લાહોર અવશ્ય જવું જોઈએ, કેમકે સમ્રાટ અકબર ધર્મજિજ્ઞાસુ છે, અને જો એ જૈનધર્મનું અનુકરણ કરવા લાગી જાય તો "**यथा राजा तथा प्रजा**" ના નિયમાનુસાર જૈનધર્મની ભારે ઉન્નતિ થાય, જ્યારે ભારત વર્ષના રાજાઓ જૈનધર્માવલંબી હતા ત્યારે જૈનોની સંખ્યા પણ બહુ વધારે હતી, અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. હજીય જો ગુરુદેવની કૃપાથી અકબરના હૃદયમાં જૈનધર્મના ઉંચા સિદ્ધાન્તો ઉતરી જાય, તો વર્તમાન સમયમાં આર્યપ્રજા પર થનારા અત્યાચારોનો સર્વથા નાશ થઇ જાય, આથી ત્યાં જઈ સમ્રાટને જૈનધર્મના સૂક્ષ્મ તત્ત્વોનું દિગ્દર્શન કરાવવું અતિ ઉપયોગી નીવડવાનું.

ખંભાતથી વિહાર કરવાનો સૂરિજીનો દૃઢ નિશ્ચય જોઇ સમસ્ત સંઘે એકત્ર થઇ એમને પ્રાર્થના કરી કે "હે ગુરુદેવ! ચાતુર્માસ તો નજીક છે, આપ દૂર દેશ કેવી રીતે પહોંચશો, માટે અહીંજ બિરાજો." ત્યારે સૂરિજીએ સંઘને સમજ આપી, અને મહાન લાભને ખાતર અષાઢ સુદિ ૮ ને રોજ ત્યાંથી

પ્રસ્થાન કરી નવમીના રોજ વિહાર કર્યો. માર્ગમાં મળેલા શુભ શકુનથી સમસ્ત સંઘને ભારે આનંદ થયો. સૂરિજી અષાઢ સુદિ ૧૩ ના રોજ અમદાવાદ પધાર્યા. શ્રીસંઘે ઉત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો, ઉપાશ્રયમાં આવ્યા બાદ સૂરિજીમહારાજ શ્રીસંઘ સાથે પરામર્શ કરવા લાગ્યા કે ચતુર્માસમાં સાધુ વિહાર કેમ થશે? એ સમયે વળી બે શાહી ફરમાન આવ્યા, જેમાં મંત્રીશ્વરે આગ્રહપૂર્વક લખેલું કે "આપ વર્ષાકાળ * કે લોકાપવાદની તરફ નજર ન રાખતાં સત્વર લાહોર પધારો, આપની પધરામણીથી અત્રે ધર્મની બહુ મોટી પ્રભાવના થશે" ત્યારે સૂરિજીએ સંઘની સંમતિ થતાં ત્યાંથી લાહોર જવા વિહાર કર્યો. મેસાણા થઈ સિદ્ધપુર પધાર્યા, ત્યાં વન્નાશાહે નગરપ્રવેશ કરાવ્યો. અને ખૂબ દ્રવ્ય ખરચી પૂજા પ્રભાવનાદિ કાર્યો કર્યાં. પાટણનો સંઘ પણ ત્યાં સૂરિજીના દર્શને આવ્યો. ત્યાંથી વિહાર કરી પાલણપુર પધાર્યા. પાટણનો સંઘ લ્હાણિ આદિ કરી ત્યાંથી પાછો ફર્યો. ત્યાંથી વિહાર કરી સૂરિજી શિવપુરી ગયા. એમના આગમનથી મહુર તેમજ શિવપુરીના સંઘને ઘણો હર્ષ થયો. સૂરિજીની પાલણપુરમાં પધરામણી થયાના સમાચાર જ્યારે સીરોહીના રાવ સુરતાને × સાંભળ્યા, ત્યારે

---

* ચાતુર્માસમાં સાધુઓને નિષ્પ્રયોજન વિહાર ન કરતાં એકજ સ્થળે રહેવાની જિનાજ્ઞા છે, કિન્તુ વિશેષ ધર્મપ્રભાવના કે અનિષ્ટકારક સંયોગોમાં આચાર્ય, ગીતાર્થાદિ મહાનુભાવોને માટે દેશ, કાળ, ભાવનો વિચાર કરી વિહાર કરવાનો અપવાદ માર્ગ પણ જિનાજ્ઞામાં છે. પૂર્વકાળમાં પણ આવા સંયોગોમાં વિહાર થયાના કેટલાક પ્રમાણો ઉપલબ્ધ થાય છે.

× એ રાવ સં. ૧૬૨૮ માં ફક્ત બાર વર્ષની અવસ્થામાં સીરોહીની રાજગાદી પર બેઠો હતો. એ મોટો વીર, ઉદાર અને મહારાણા પ્રતાપની

તેણે જૈન સંઘને એકત્રિત કરી આજ્ઞા દીધી કે "સૂરિજીને પાલણપુરથી અત્રે આવવાના આમંત્રણ આપવા હું મારા પ્રધાન પુરુષોને તમારી સાથે મોકલું છું; તમે સહુ જલ્દી જઈ એમને અહીં પધારવા વિનંતી કરો." ત્યારે શ્રીસંઘ અને સીરોહીપતિના પ્રેષિતપુરુષો પાલણપુર જઈ સૂરિજીને આમંત્રણ દઈ આવ્યા. સૂરિજી પણ ગ્રામાનુગ્રામ વિહરતા સીરોહી પધાર્યા. એમનું સ્વાગત કરવા મોટી સંખ્યામાં લોકો એકઠા થયા; પંચશબ્દ નિશાન, નેજા, માદલ, શંખ, ઝાલર, ભેરી આદિ નાના પ્રકારના વાજિંત્રો વાગતા હતા; સધવા સ્ત્રીઓ ગુરૂગુણ ગાતી ગાતી પાછળ પાછળ ચાલતી હતી. ભક્તિમાન કુલવંતી સ્ત્રીઓ મુક્તાફળથી વધાવી રહી હતી. જય જય શબ્દના જયનાદો વડે મેઘગર્જના જેવી પ્રતીતિ થઈ રહી હતી, આ પ્રમાણે ઠાઠથી સૂરિજી સીરોહી નગરના રાજમાર્ગ પર થઈ શ્રી ઋષભદેવ સ્વામીના મંદિરમાં પધાર્યા, ત્યાં પ્રભુના દર્શન સ્તુતિ આદિ કરી ઉપાશ્રયમાં પધાર્યા, જ્યાં સ્વર્ણગિરિ (જાલોર) નો સંઘ સૂરિજીના દર્શને આવ્યો રાવ સુરતાને ઠાઠમાઠથી આવી સૂરિજીને વંદના નમસ્કારપૂર્વક પર્યુષણપર્વ સીરોહીમાં કરવાની વિનંતિ કરી. સૂરિજીએ સંઘ તેમજ નૃપતિના આગ્રહથી પર્યુષણપર્વના આઠ દિવસો સીરોહીમાંજ વીતાવ્યા. સૂરિજીના બિરાજવાથી સીરોહીમાં ધર્મધ્યાન ખૂબ થયાં. જિનપૂજન, તપશ્ચર્યા આદિ અનેક ધર્મકાર્યો થયા. આઠ દિવસ સુધી અમારિ ઉદ્‌ઘોષણા કરી અનેક જીવોને અભયદાન અપાયું.

---

માફક સ્વતન્ત્રતાનો ઉપાસક હતો. એણે એના જીવનમાં ૫૧ યુધ્ધો કર્યાં હતાં. એની વીરતાની સામે મોટી મોટી મેનાઓ પણ ભય પામતી. વિશેષ જીજ્ઞાસુને સિરોહી રાજ્યનો ઇતિહાસ પૃ ૨૧૭ થી ૨૪૪ જૂઓ.

સમસ્ત સીરોહી રાજ્યમાં જીવહિંસા બંધ કરવા માટે સૂરિજીએ રાજાને ઉપદેશ દીધો, ત્યારે રાજાએ દરેક પૂર્ણિમાને રોજ જીવહિંસા દૂર કરવા માટે ઉદ્‌ઘોષણા કરી, અને બીજી રીતે પણ રાજાએ સૂરિજીની ખૂબ ભક્તિ કરી. પર્યુષણ પછી ત્યાંથી વિહાર કરી સૂરિજી જાવાલિપુર (જાલોર) પધાર્યા. વન્નાશાહે ઉત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો.

એ સમયે લાહોરથી સમ્રાટે બે વ્યક્તિઓ સાથે સૂરિજીને ફરમાન પત્ર મોકલ્યો, જેમાં લખ્યું હતું કે "હમણાં ચાતુર્માસમાં વિહાર કરતાં આપને ભારે કષ્ટ થતું હશે, માટે અત્યંત ઉતાવળ ન કરતાં ચાતુર્માસ પૂરો કરી તરતજ પધારશો, કિન્તુ પાછળથી વિલંબ ન કરશો." તેથી સૂરિજી કાર્તિક ચૌમાસી સુધી જાલોરમાંજ બિરાજ્યા. ચાતુર્માસ પૂર્ણ થતાં માગસર માસમાં પુષ્ય નક્ષત્રના શુભ મુહૂર્તમાં અનેક સાધુઓના પરિવાર સહિત વિહાર કર્યો; એમની સાથે ચતુર્વિધ સંઘ તેમજ શાહી પુરૂષો પણ હતા. વિમલ યશોગાન કરવાવાળા ભોજક, ભાટ, ચારણ અને દક્ષ એવા ગાંધર્વ લોકો સૂરિજીના પ્રસ્તાવોચિત ગુણગાન કરી શ્રીમંત શ્રાવકો પાસેથી સમુચિત પુરસ્કાર પામતા. ગ્રામાનુગ્રામ વિહરતા સૂરિજી દેછર, સરાણઉ, ભમરાણી, ખાંડપ અને રંગી વગેરે ગામોમાં આવ્યાં. વિક્રમપુરના સંઘે દર્શને આવી લ્હાણી કરી. ત્યાંથી દુણાડા (સંભવતઃ વર્તમાનમાં ધુનાડા) નગર પધાર્યા, ત્યાં જેસલમેરનો સંઘ દર્શનાર્થે આવ્યો. ત્યાંથી વિહાર કરી રોહીઠ નગર પધાર્યા. ત્યાંના શાહ થિરા અને મેરાએ ભારે ઉત્સાહપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો, અને ઇચ્છિતદાન દઈ યાચકોને સંતુષ્ટ કર્યા. અહીં જોધપુરનો વિશાલ સંઘ દર્શનાર્થે આવ્યો; સૂરિજીના દર્શન કરીને લ્હાણી

આદિ દ્વારા સ્વધર્મી ભક્તિ પ્રદર્શિત કરી પાછો ફર્યો. ચાર વ્યક્તિઓએ નન્દીમહોત્સવ આદિ રચના કરી સૂરિજી પાસે ચોથું વ્રત અર્થાત્ બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર કર્યું. બીજા પણ અનેક શ્રાવકોએ યથાશક્તિ વ્રત પચ્ચક્ખાણ આદિ લીધા. ત્યાંના ઠાકુરે પોતાના રાજ્યમાં સૂરિજીનાં ઉપદેશથી બારસ તિથિને રોજ બધા જીવોને અભયદાન આપ્યું. ત્યાંથી વિહાર કરી પાલી નગર પધાર્યા; નંદી મંડાવી અનેકો શ્રાવક શ્રાવિકાઓને વ્રતાદિ આપ્યાં. ત્યાંના સંઘે ભારે હર્ષસહ ચારે પ્રકારના ધર્મની વિશેષ રૂપે આરાધના કરી. ત્યાંથી લાંબિયા ગામ થઈ સોજત પધાર્યા, પ્રભુમંદિરમાં દર્શન કર્યા. ત્યાંથી બીલાડા પધાર્યા, જ્યાંના સુપ્રસિદ્ધ કટારિયા જાતિના ( સંભવતઃ જૂઠા શાહ ) શ્રાવકે નગર પ્રવેશોત્સવ કરાવ્યો. ત્યાંથી જયતારણ નગર થઇ મેડતા નગર પધાર્યા.

આ સમયે મેડતા નગર અનેક સમૃદ્ધિશાલી શ્રાવકોનું લીલાસ્થાન હતું. અનેક સૌધશિખરી ગગનચુંબી જૈનમંદિરો નગરની શોભામાં અભિવૃદ્ધિ કરતા હતા. મંત્રીશ્વર કર્મચન્દ્રના પરાક્રમી અને બુદ્ધિશાલી પુત્ર ભાગ્યચન્દ્ર, લક્ષ્મીચન્દ્રનો વસવાટ અહીં હતો; એમણે હાથી, ઘોડા, રથ અને પાયદળ પુરુષોની સાથે પંચ શબ્દ, ઢાલ, નગારા, નિશાનની મધુરધ્વનિ વડે મોટા સમારોહથી સૂરિજીને નગરમાં પ્રવેશાવ્યા. મંત્રીશ્વરપુત્રોએ મહાજનોને એકત્ર કરી શ્રીફળની પ્રભાવના કરી. સમગ્ર શહેરમાં લ્હાણી કરી, યાચકોને ઇચ્છિત દાન આપ્યાં. જિનમંદિરોની મોટી પૂજાઓ અને નંદીમહોત્સવાદિ કરાવ્યાં. અનેક ભવ્ય શ્રાવકોએ વ્રત પચક્ખાણ લીધાં, ત્યાં ફરી શાહી ફરમાન આવ્યાં. ત્યાંથી

## પ્રકરણ સાતમું

### અકબર પ્રતિબોધ :—

સૂરિજી હાપાણુઈ પધાર્યાના શુભ સમાચાર સાંભળી લાહોરના સંઘને અપાર હર્ષ થયો અને સૌ લોકો મંત્રીશ્વરની સાથે એમના દર્શન કરવા ત્યાં ગયા. ત્યાંથી સૂરિમહારાજને વિનંતિ કરી ભક્તિપૂર્વક અને સમારોહ સહિત લાહોર લઈ આવ્યા. નગરની સમીપ પહોંચતાં મંત્રીશ્વરે સમ્રાટને નિવેદન કર્યું કે "આપે આમંત્રેલ સૂરિ–મહારાજ પધાર્યા છે". જે સાંભળી બાદશાહ અકબર ખૂબ ખુશ થયા અને ઉત્સુકતાપૂર્વક એમને બોલાવવાનું કહ્યું. આ આશયને મુનિ ઋષિકલ્લોલ કવિએ આ પ્રમાણે વ્યક્ત કરેલ છે :—

પૂજ્ય પધાર્યા જાણિ, કરિ, મેલી સબ સં(ઘસાથ)ઘાત। ॥ ૮૨॥
સુંતા શ્રીગુરુ
...

સમસ્ત સંઘ સહિત ફલોધી પધાર્યા. ત્યાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના પ્રાચીન મંદિરમાં પ્રભુદર્શન કર્યા.

ત્યાંથી વિહાર કરી સૂરિજી નાગોર પધાર્યા, મંત્રીશ્વર મેહાએ પ્રસન્નચિત્તે વિપુલ ધન ખરચી સ્વાગતપૂર્વક નગર પ્રવેશોત્સવ કર્યો. ત્યાં બિકાનેરનો સંઘ સૂરિજીને વાંદવા આવ્યો. આ સંઘની સાથે ૩૦૦ સિજવાલા (પાલખી) અને ૪૦૦ વાહનો હતાં. તેઓ સ્વધર્મી–વાત્સલ્યાદિ કરી પાછા ફર્યા. ત્યાંથી વિહાર કરી સૂરિજી બાપેઉ, પડિહારા, માલાસર આદિ ગામોમાં થઈ રિણી × (બિકાનેરથી ૧૪૪ માઈલ) પધાર્યા; ત્યાંના લોકો ઉત્સાહપૂર્વક સૂરિજીનું સ્વાગત કરવા આવ્યા. સમસ્ત સંઘની સાથે મંત્રીશ્વર શ્રીઠાકુરસિંહના પુત્ર મંત્રી શ્રીજયસિંહે પ્રવેશોત્સવ આદિ કરી ગુરુભક્તિ દર્શાવી. ત્યાં મહિમનો સંઘ ગુરુવંદનાર્થે આવ્યો, ને શ્રીશિતલનાથ પ્રભુના પ્રાચીન ભવ્ય જિનાલયનાં દર્શન પૂજન કરી, સૂરિજીને વાંદી, સંઘ પાછો ફર્યો. સૂરિજીએ ત્યાંથી વિહાર કર્યો. લાહોર સુધી ભકિત કરવા શાહ શાંકર સુત વીરદાસ સાથે થઈ ગયા. ક્રમશઃ સૂરિજી સરસ્વતી પત્તન (સરસા) અને કસૂર થઈ હાપાણઈ પધાર્યા. ત્યાંથી લાહોર માત્ર ચાલીસ કોસ રહ્યું. સૂરિજીના શુભાગમનનો સંદેશ લઈ જે માણસ લાહોર ગયો તેનું મંત્રીશ્વરે ખૂબ સન્માન કર્યું અને એને સોનાની જિહ્વા તેમજ કરકંકણાદિ ભારે મૂલ્યવાન વસ્તુઓની ભેટ આપીને સંતુષ્ટ કર્યો.

×આ રિણી શહેર ખૂબ પ્રાચીન છે. અહીં અગાઉ ડહાલિયા રાજાનું રાજ્ય હતું. અહીં સં. ૯૪૬ આસપાસ બનાવેલું શ્રીશિતળનાથ સ્વામીનું મંદિર હજુય વિદ્યમાન છે, કે જે એટલું સંગીન અને મજબૂત છે કે જાણે આજેજ બન્યું હોય એવું લાગે છે. કેટલીક જગ્યાએ એનો નિર્માણકાળ સંવત ૯૯૯ લખાએલ છે.




ખંભાતથી લાહોર સુધી સૂરિજી મ૦નો વિહારમાર્ગ

સમસ્ત સંઘ સહિત ફલોધી પધાર્યા. ત્યાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના પ્રાચીન મંદિરમાં પ્રભુદર્શન કર્યા.

ત્યાંથી વિહાર કરી સૂરિજી નાગોર પધાર્યા, મંત્રીશ્વર મેહાએ પ્રસન્નચિત્તે વિપુલ ધન ખરચી સ્વાગતપૂર્વક નગર પ્રવેશોત્સવ કર્યો. ત્યાં બિકાનેરનો સંઘ સૂરિજીને વાંદવા આવ્યો. આ સંઘની સાથે ૩૦૦ સિજવાલા (પાલખી) અને ૪૦૦ વાહનો હતાં. તેઓ સ્વધર્મી-વાત્સલ્યાદિ કરી પાછા ફર્યા. ત્યાંથી વિહાર કરી સૂરિજી બાપેઉ, પડિહારા, માલાસર આદિ ગામોમાં થઇ રિણી × (બિકાનેરથી ૧૪૪ માઇલ) પધાર્યા; ત્યાંના લોકો ઉત્સાહપૂર્વક સૂરિજીનું સ્વાગત કરવા આવ્યા. સમસ્ત સંઘની સાથે મંત્રીશ્વર શ્રીઠાકુરસિંહના પુત્ર મંત્રી શ્રીરાયસિંહે પ્રવેશોત્સવ આદિ કરી ગુરુભક્તિ દર્શાવી. ત્યાં મહિમનો સંઘ ગુરુવંદનાર્થે આવ્યો, ને શ્રીશિતલનાથ પ્રભુના પ્રાચીન ભવ્ય જિનાલયનાં દર્શન પૂજન કરી, સૂરિજીને વાંદી, સંઘ પાછો ફર્યો. સૂરિજીએ ત્યાંથી વિહાર કર્યો. લાહોર સુધી ભકિત કરવા શાહ શાંકર સુત વીરદાસ સાથે થઈ ગયા. ક્રમશઃ સૂરિજી સરસ્વતી પત્તન (સરસા) અને કસૂર થઇ હાપાણઈ પધાર્યા. ત્યાંથી લાહોર માત્ર ચાલીસ કોસ રહ્યું. સૂરિજીના શુભાગમનનો સંદેશ લઈ જે માણસ લાહોર ગયો તેનું મંત્રીશ્વરે ખૂબ સન્માન કર્યું અને એને સોનાની જિહ્વા તેમજ કરકંકણાદિ ભારે મૂલ્યવાન વસ્તુઓની ભેટ આપીને સંતુષ્ટ કર્યો.

---

×આ રિણી શહેર ખૂબ પ્રાચીન છે. અહીં અગાઉ ડહાલિયા રાજાનું રાજ્ય હતું. અહીં સં. ૯૪૬ આસપાસ બનાવેલું શ્રીશિતળનાથ સ્વામીનું મંદિર હજુય વિદ્યમાન છે, કે જે એટલું સંગીન અને મજબૂત છે કે જાણે આજેજ બન્યું હોય એવું લાગે છે. કેટલીક જગ્યાએ એનો નિર્માણકાળ સંવત્ ૯૯૯ લખાએલ છે.

## પ્રકરણ સાતમું

**અકબર પ્રતિબોધ :—**

સૂરિજી હાપાણઈ પધાર્યાના શુભ સમાચાર સાંભળી લાહોરના સંઘને અપાર હર્ષ થયો અને સૌ લોકો મંત્રીશ્વરની સાથે એમના દર્શન કરવા ત્યાં ગયા. ત્યાંથી સૂરિમહારાજને વિનંતિ કરી ભક્તિપૂર્વક અને સમારોહ સહિત લાહોર લઈ આવ્યા. નગરની સમીપ પહોંચતાં મંત્રીશ્વરે સમ્રાટને નિવેદન કર્યું કે "આપે આમંત્રેલ સૂરિ–મહારાજ પધાર્યા છે". જ સાંભળી બાદશાહ અકબર ખૂબ ખુશ થયા અને ઉત્સુકતાપૂર્વક એમને બોલાવવાનું કહ્યું આ આશયને મુનિ લબ્ધિકલ્લોલ કવિએ આ પ્રમાણે વ્યક્ત કરેલ છે:—

पूज्य पधार्या जाणि करि, मेली सब स(घसाथ)घात।
ता [illegible] .आ, सफल करइ निज आथ ॥ ८३ ॥
[illegible] रि, कहइ शाहनइ मन्त्रीश।
[illegible] सूरीश ॥ ८४ ॥
[illegible] गणधार। [illegible]
[illegible] अपार ॥ ८५ ॥

સૂરિજીની સાથે વા૦જયસોમ, કનકસોમ, વા૦મહિમરાજ, વા૦રત્નનિધાન, વિદ્વદ્વર ગુણવિનય અને સમયસુંદર આદિ મોટા મોટા પ્રકાંડ વિદ્વાન યશસ્વી અને નિર્મળ ચારિત્રનું પાલન કરવાવાળા ૩૧ સાધુઓ હતા. સં. ૧૬૪૮ના ફાગણ શુદિ ૧૨ ને રોજ પુણ્યયોગમાં સૂરિજીએ લાહોરમાં પ્રવેશ કર્યો. એ દિવસે મુસલમાનોને ઈદનું પર્વ હતું.

મંત્રીશ્વરે સૂરિજીના સ્વાગતોપલક્ષમાં ખૂબ ખર્ચ કરી મહોત્સવ કર્યો, જેનું વર્ણન કોઈ કવિએ આ પ્રમાણે કર્યું છે.

घडी पन्नो मद गयन शीश सिन्दूर संवारै।
चंवर अमोलख चार चाचरा चांचरा सुधारै॥
घणीनाद वीर-घंट इणि उपरि अंबारि।
गूघर पाखर पेखतां जु थरहराए भारी।
परतिख धजा फरानिजा इम सामेले संचरे।
जिनचन्द्रसूरि आयां जुगति इम कर्मचंद उच्छव करै ॥ २ ॥
श्रीमहाराज पधारे लाहौर, अकबरशाह मतंगज जूथ समेला।
चढे है नवाब वडे उमराव, नगारांकी धूंससुं होत सभेला॥
वजे हें आरब्बि थटे हें झिंडा,
फर्राट निशान घुरे हैं नौबत अराबा सचे(जे)ला।
पातिशाह अकबर देख प्रताप, कहे जिनचंद्रका सूर्य उजेला ॥१॥

સૂરિજીનું સ્વાગત કરવા રાજા, મહારાજા, મલ્લિક, ખાન, શેખ, સુબેદાર, અમીર, ઉમરાવ આદિ તમામ પ્રતિષ્ઠિત શાહી પુરુષો અને અગણિત નાગરિકો હાજર હતાં. સમ્રાટ અકબર પોતે રાજમહેલના ગોખમાં બેસી સૂરિમહારાજની રાહ જોતા હતા. દૂરથીજ સૂરિજીને આવતા જોઈ અત્યંત પ્રસન્નતાપૂર્વક નીચે ઉતરી આવી ખૂબ ભક્તિ અને વિનયપૂર્વક સૂરિજીને વંદન કરી સમ્રાટ એમના વિહારની સુખસાતા પૂછી કહેવા લાગ્યા.

## પ્રકરણ સાતમું

### અકબર પ્રતિબોધ:—

સૂરિજી હાપાણાઈ પધાર્યાના શુભ સમાચાર સાંભળી લાહોરના સંઘને અપાર હર્ષ થયો. અને સૌ લોકો મંત્રીશ્વરની સાથે એમના દર્શન કરવા ત્યાં ગયા. ત્યાંથી સૂરિમહારાજને વિનંતિ કરી ભક્તિપૂર્વક અને સમારોહ સહિત લાહોર લઈ આવ્યા. નગરની સમીપ પહોંચતાં મંત્રીશ્વરે સમ્રાટને નિવેદન કર્યું કે "આપે આમંત્રેલ સૂરિ–મહારાજ પધાર્યા છે". જે સાંભળી બાદશાહ અકબર ખૂબ ખુશ થયો અને ઉત્સુકતાપૂર્વક એમને બોલાવવાનું કહ્યું. આ આશયને મુનિ લબ્ધિકલ્લોલ કવિએ આ પ્રમાણે વ્યક્ત કરેલ છે:—

पूज्य पधार्या जाणि करि, मेली सब सं(घसाथ)घात।
पहुंता श्रीगुरु वांदवा, सफल करइ निज आथ॥ ८३॥
तेडी डेरइ आणि करि, कहइ शाहनइ मंत्रीश।
जे तुम सुगुरु बोलाविया, ते आव्या सूरीश॥ ८४॥
अकब्बर धलतो इम भणइ, तेडउ ते गणधार।
दर्शन तसु कउ चाहियइ, जिम हुइ हर्ष अपार॥ ८५॥

સૂરિજીની સાથે વા૦જયસોમ, કનકસોમ, વા૦મહિમરાજ, વા૦રત્નનિધાન, વિદ્વદ્વર ગુણવિનય અને સમયસુંદર આદિ મોટા મોટા પ્રકાંડ વિદ્વાન યશસ્વી અને નિર્મળ ચારિત્રનું પાલન કરવાવાળા ૩૧ સાધુઓ હતા. સં. ૧૬૪૮ના ફાગણ શુદિ ૧૨ ને રોજ પુણ્યયોગમાં સૂરિજીએ લાહોરમાં પ્રવેશ કર્યો. એ દિવસે મુસલમાનોને ઈદનું પર્વ હતું.

મંત્રીશ્વરે સૂરિજીના સ્વાગતોપલક્ષમાં ખૂબ ખર્ચ કરી મહોત્સવ કર્યો, જેનું વર્ણન કોઈ કવિએ આ પ્રમાણે કર્યું છે.

घडी पन्नो मद गयन शीश सिन्दूर संवारे।
चंवर अमोलख चार चाचरा चांचरा सुधारै॥
घणीनाद वीर-घंट झणि उपरि अंवारि।
गूघर पाखर पेखतां जु थरहराए भारी।
परतिख धजा फरनिजा इम सामेले संचरे।
जिनचन्द्रसूरि आयां जुगति इम कर्मचंद उच्छव करै ॥२॥
श्रीमहाराज पधारे लाहौर, अकबरशाह मतंगज जूथ समेला।
चढे है नवाव बडे उमराव, नगारांकी धूंससुं होत समेला॥
चजे हैं आरब्बि थटे हैं झिंडा,
फर्राट निशान घुरे हैं नौवत अराबा सचे(जे)ला।
पातिशाह अकबर देख प्रताप, कहे जिनचंद्रका सूर्य उजेला ॥१॥

સૂરિજીનું સ્વાગત કરવા રાજા, મહારાજા, મલ્લિક, ખાન, શેખ, સુબેદાર, અમીર, ઉમરાવ આદિ તમામ પ્રતિષ્ઠિત શાહી પુરુષો અને અગણિત નાગરિકો હાજર હતાં. સમ્રાટ અકબર પોતે રાજમહેલના ગોખમાં બેસી સૂરિમહારાજની રાહ જોતા હતા. દૂરથીજ સૂરિજીને આવતા જોઈ અત્યંત પ્રસન્નતાપૂર્વક નીચે ઉતરી આવી ખૂબ ભક્તિ અને વિનયપૂર્વક સૂરિજીને વંદન કરી સમ્રાટ એમના વિહારની સુખસાતા પૂછી કહેવા લાગ્યા.

# પ્રકરણ સાતમું

## અકબર પ્રતિબોધ :—

સૂરિજી હાપાણઈ પધાર્યાના શુભ સમાચાર સાંભળી લાહોરના સંઘને અપાર હર્ષ થયો. અને સૌ લોકો મંત્રીશ્વરની સાથે એમના દર્શન કરવા ત્યાં ગયા. ત્યાંથી સૂરિમહારાજને વિનંતિ કરી ભક્તિપૂર્વક અને સમારોહ સહિત લાહોર લઈ આવ્યા. નગરની સમીપ પહોંચતાં મંત્રીશ્વરે સમ્રાટને નિવેદન કર્યું કે "આપે આમંત્રેલ સૂરિ-મહારાજ પધાર્યા છે". જે સાંભળી બાદશાહ અકબર ખૂબ ખુશ થયા અને ઉત્સુકતાપૂર્વક એમને બોલાવવાનું કહ્યું. આ આશયને મુનિ લબ્ધિકલ્લોલ કવિએ આ પ્રમાણે વ્યક્ત કરેલ છે :—

पूज्य पधार्या जाणि करि, मेली सब सं(घसाथ)घात।
पहुंता श्रीगुरु वांदवा, सफल करइ निज आथ॥ ८३॥
तेडी डेरइ आणि करि, कहइ शाहनइ मंत्रीश।
जे तुम सुगुरु बोलाविया, ते आव्या सूरीश॥ ८४॥
अकबर चलतो इम भणइ, तेडउ ते गणधार।
दर्शन तसु कउ चाहियइ, जिम हुइ हर्ष अपार॥ ८५॥

સૂરિજીની સાથે વા૦જયસોમ, કનકસોમ, વા૦મહિમરાજ, વા૦રત્નનિધાન, વિદ્વદ્વર ગુણવિનય અને સમયસુંદર આદિ મોટા મોટા પ્રકાંડ વિદ્વાન યશસ્વી અને નિર્મળ ચારિત્રનું પાલન કરવાવાળા ૩૧ સાધુઓ હતા. સં. ૧૬૪૮ના ફાગણ શુદિ ૧૨ ને રોજ પુણ્યયોગમાં સૂરિજીએ લાહોરમાં પ્રવેશ કર્યો. એ દિવસે મુસલમાનોને ઈદનું પર્વ હતું.

મંત્રીશ્વરે સૂરિજીના સ્વાગતોપલક્ષમાં ખૂબ ખર્ચ કરી મહોત્સવ કર્યો, જેનું વર્ણન કોઈ કવિએ આ પ્રમાણે કર્યું છે.

घडी पन्नो मद गयन शीश सिन्दूर संवारै।
चंवर अमोलख चार चाचरा चांचरा सुधारै॥
घणीनाद वीर-घंट इणि उपरि अंबारि।
गूघर पाखर पेखतां जु थरहराए भारी।
परतिख धजा फरनिजा इम सामेले संचरे।
जिनचन्द्रसूरि आयां जुगति इम कर्मचंद उच्छव करै ॥२॥
श्रीमहाराज पधारे लाहौर, अकबरशाह मतंगज जूथ समेला।
चढे है नवाव वडे उमराव, नगारांकी धूंससुं होत समेला॥
वजे हैं आरब्बि थटे हैं झिंडा,
फरहि निशान घुरे है नौवत अरावा सचे(जे)ला।
पातिशाह अकवर देख प्रताप, कहे जिनचंद्रका सूर्य उजेला ॥१॥

સૂરિજીનું સ્વાગત કરવા રાજા, મહારાજા, મલ્લિક, ખાન, શેખ, સુબેદાર, અમીર, ઉમરાવ આદિ તમામ પ્રતિષ્ઠિત શાહી પુરુષો અને અગણિત નાગરિકો હાજર હતાં. સમ્રાટ અકબર પોતે રાજમહેલના ગોખમાં બેસી સૂરિમહારાજની રાહ જોતા હતા. દૂરથીજ સૂરિજીને આવતા જોઈ અત્યંત પ્રસન્નતાપૂર્વક નીચે ઉતરી આવી ખૂબ ભક્તિ અને વિનયપૂર્વક સૂરિજીને વંદન કરી સમ્રાટ એમના વિહારની સુખસાતા પૂછી કહેવા લાગ્યા.

"હે ભગવન્! ખંભાતથી અહીં આવતાં માર્ગમાં આપને શ્રમ તો પડયોજ હશે, કિન્તુ મેં તો ભવિષ્યમાં જીવદયાના પ્રચારના હેતુથીજ આપને બોલાવ્યા છે. આપે અત્રે પધારી મારા પર મોટી કૃપા કરી છે. હું આપ પાસેથી જૈનધર્મનો વિશેષ બોધ પ્રાપ્ત કરી જીવોને અભયદાન અર્પી આપનો ખેદ ( માર્ગ-શ્રમ ) દૂર કરીશ."

સમ્રાટના આ વિનીત વચનો સાંભળી સૂરિમહારાજે મૃદુ વચનો વડે કહ્યું, "સમ્રાટ્! સદ્ધર્મનો પ્રચાર કરવો એજ અમારૂં ધ્યેયમાત્ર છે, અને સર્વત્ર વિચરતાજ રહેવું, એ અમારો ખાસ આચાર છે. એટલે માર્ગશ્રમનો અમને જરાય ખેદ નથી. કર્તવ્યપાલન કરવાજ અમે અહીં આવ્યા છીએ. આપની ધર્મજિજ્ઞાસુતા દેખી અમને પરમ આનંદ થયો છે." આ વાર્તાલાપથી સમ્રાટને ખૂબ હર્ષ થયો. સૂરિજીને હાથ મિલાવી ભારે સન્માન સહિત એ સૂરિજીને ડયોઢી-મહેલમાં લઈ ગયા. આનું વર્ણન એક કવિએ આ પ્રમાણે કર્યું છે.

पहुंता गुरुदीवाण देखी अकबर, आवइ साम्हा उमहीए।
वदी गुरुना पाय मांहि पधारिया, सइ हत्थि गुरुनौ कर गहीए॥
पहुंता ड्यौढी मांहि सहगुरु शाहजी, धर्मवात रंगे करईए।
चिन्ते श्रीजी देखी(ए) गुरु होय सेवतां पापताप दूरई हरइए॥८९॥

( યુ. શ્રીજિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ )

મહેલમાં યથા-સ્થાન બેઠક લગાવ્યા બાદ પરસ્પર ધર્મગોષ્ઠી ચાલી. સૂરિજીએ પોતાની ઓજસ્વી વાણી વડે પ્રભાવશાળી શબ્દો દ્વારા આ પ્રમાણે ઉપદેશ દેવો આરંભ કર્યો :–

સમ્રાટ ! આત્મા એ એક સનાતન સત્ય પદાર્થ છે, જેનું અસ્તિત્વ અનુભવ આદિથી સિદ્ધ છે. એ જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ સદ્ગુણોનો સમૂહ છે, અને ચૈતન્ય એનું લક્ષણ છે.

જ્યારે એ પોતાના સદ્‌ગુણોમાં સ્થિર બની જ્યાં સુધી એમાં લીન રહે છે ત્યાં સુધી એમાં ભારે શુદ્ધિ રહે છે. કામ, ક્રોધ, મોહ, અજ્ઞાન આદિ દુર્ગુણો સાથે સંબંધ થતાં સાથોસાથ કર્મોનું બંધન થઈ જાય છે. આ કર્મોને કારણેજ વિવિધ જીવા-યોનિમાં નાના પ્રકારના રૂપ ધારણ કરી જીવ ક્યારેક મનુષ્ય ક્યારેક પશુ પક્ષી તો ક્યારેક દેવરૂપમાં અવતરે છે. પોતાના પુણ્ય પાપને કારણે કોઈવાર રંક, કોઈવાર સબળ, કોઈવાર દુર્બળ, તો કોઇવાર સત્તાધીશ કે કોઈવાર ભિક્ષુક આદિ સ્થિતિથી જગતમાં પોતાનો પરિચય આપી પોતે અનેક જાતના સુખદુઃખો અનુભવે છે.

પ્રત્યેક આત્માએ આવા અનેક પર્યાયો ધારણ કર્યા છે, અને જ્યાં સુધી એની સાથે કર્મોનો સંબંધ છે, ત્યાં સુધી એ પર્યાયો ધારણ કર્યાજ કરશે. કર્મોનો સર્વથા વિનાશ થતાં, આત્માનો શુધ્ધ સ્વભાવ પ્રકટ થાય છે. આત્માની આ અવસ્થાને જ જૈન–દર્શનમાં પરમાત્મા કે ઇશ્વર કહે છે. આ પરથી એ સ્પષ્ટ થાય છે કે પ્રત્યેક જીવ પરમાત્મા બની શકે છે. આથી પ્રત્યેક પ્રાણીનું એ કર્તવ્ય છે કે એ પરમાત્મા બનવાના કારણોને સમજે, અને એને અનુકૂળ પોતાનું વર્તન રાખે.

જે માર્ગનો આશ્રય લઈ આત્મા પરમાત્મા બને છે, એ માર્ગને ધર્મ અથવા સાધક અવસ્થાને નામે ઓળખવામાં આવે છે; અને દુર્ભાવોને પેદા કરી કર્મ બાંધનાર જેટલાં કારણો છે, એને પાપ કે બાધક અવસ્થા કહે છે. પ્રત્યેક પ્રાણીને સાધક અને બાધક માર્ગનું જ્ઞાન હોતું નથી. આથી જેઓ તત્ત્વજ્ઞાનના ઉંડા અધ્યયન દ્વારા એને યથાવત્ જાણી સાધક માર્ગનો આશ્રય લે છે, અને બીજાઓને સન્માર્ગ

બતાવે છે, એમને જૈનદર્શનમાં ગુરુ નામથી સંબોધવામાં આવે છે. વસ્તુતઃ આત્મા નથી પુરુષ કે નથી સ્ત્રી, નથી નિર્બલ કે નથી સબળ, નથી ધનિક કે નથી રંક, કેમ કે આ સઘળી અવસ્થાઓ તો કર્મજનિત છે, જ્યારે આત્મા તો શુધ્ધ સચ્ચિદાનંદ છે, તમામ આત્માઓ, સત્તા, દ્રવ્ય, ગુણ અને શકિતની અપેક્ષાથી સમાન છે, એથી સર્વ જીવો મિત્રવત્ હોવાથી પરસ્પર પ્રેમને પાત્ર છે. જેમ આપણને આપણો જીવ વહાલો છે, તેમજ તમામ જીવોને પોતપોતાનું જીવન પ્યારૂં છે, ને મૃત્યુ ભયાવહ છે. એટલે એ તમામ જીવોને સુખપૂર્વક જીવવા દેવા એ આત્માનું પ્રથમ કર્તવ્ય છે. પરમાત્મ અવસ્થા પ્રાપ્તિના સાધનોમાં સમસ્ત જીવોની સાથે મૈત્રિ અને પ્રેમ-ભાવનો વ્યવહાર રાખવો એ સર્વોત્તમ અને પ્રધાન સાધન કે ધર્મ છે. આ ધર્મ "અહિંસા"ના નામથી પણ ઓળખાય છે.

જ્યારે એક સત્તાપ્રાપ્ત પ્રાણી એક નિર્બળ કે શુધ્ધ જીવને સતાવે છે, ત્યારે તે પોતેજ ,સ્વયં, પોતાને સતાવવાનું આહવાન બીજા કોઇને કરે છે, અને એના મનની કઠોર [illegible] જ્યાં સમસ્ત આત્માઓને મૈત્રિભાવરૂપ સમાન સ્થાન અર્પવામાં આવે છે, ત્યાં વિશ્વપ્રેમ, સહિષ્ણુતા, ઉદારતા આદિ સદ્ગુણોનો સ્રોત વહેવા લાગે છે પોતાનું આધિપત્ય જમાવવા મનુષ્યે વિશ્વપ્રેમ દ્વારા સર્વ જંતુઓના કલ્યાણનુ ધ્યાન ધરવું જોઈએ, કેમ કે અન્યને સતાવીને કોઈ પોતે સુખી રહી શકતુ નથી. મનમાંયે કોઈ પણ પ્રાણીનુ અહિત ચિંતવવું, એને જૈનદર્શનમાં "હિંસા" કહેલ છે, જ્યાં "હિંસા"નું આટલું સૂક્ષ્મ વિવેચન છે, ત્યાં એ બતાવવું આવશ્યક નથી કે કોઈપણ જીવને મારવામાં અધર્મ કે પાપ છે,

મતલબ કે કોઇપણ જીવને દુઃખ પહોંચાડવામાં પાપજ છે.

જે દેશ કે ગામનો શાસક પોતાની પ્રજાને સુખી નથી રાખતો, એના પ્રત્યે પ્રેમ નથી રાખતો, અને રાજ્યમાં અનેક પ્રકારના કર લગાવે છે, એ રાજ્યમાં શાંતિ અને સુખ–સામ્રાજ્યની આશાજ ન રાખી શકાય, એ દીવા જેવું સ્પષ્ટ છે.

આથી પોતાના આધિપત્ય નીચેના પ્રાણીઓ જે રીતે શાંતિપૂર્વક જીવનનિર્વાહ કરી શકે એ વાતનું નિરંતર ધ્યાન રાખવું જોઈએ. જગત આખાનું કલ્યાણ હો, સૌ સુખી થાઓ, કોઈ દુઃખી ન રહે, આ પ્રકારની હિતેચ્છુ વૃત્તિને અહિંસા કહેવાય છે. જ્યાં અહિંસા છે, અર્થાત્ કોઈ પ્રાણીને દુઃખ ન પહોંચાડવું એ જ્યાંનું પ્રધાન લક્ષ્ય છે, ત્યાં અન્ય કેટલાંય ગુણો સ્વતઃ આવી નિવાસ કરે છે. દયાળુ આત્માની સમીપ છળ, પ્રપંચ, ચિંતા આદિ વાસનાઓ અને અસદ્ વ્યવહાર કદી ફરકી શકતો નથી. એ તો સારા સંસારને અપનાવી લે છે, એ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં અન્ય જીવોને અભયકારક બની પોતે દરેક પ્રાણીને પૂજ્ય રૂપે દેખાય છે. અહિંસા તત્ત્વમાં રમણ કરવાવાળા યોગિયોની પાસે સિંહ અને બકરી વૈર ભાવ ત્યજી દેઈ એક સાથે બેસે છે. એવાઓના દર્શન માત્રથી પ્રાણીઓ પર અદ્ભુત પ્રભાવ પડે છે, ને નહીં કહેવા છતાંય હજારો નર નારીઓ એમની સેવામાં હાજર રહે છે. પોતાના હૃદયની પવિત્રતા અન્યના પાપ ભાવોને ભૂલાવી હિત ચિંતન તરફ ઝુકાવે છે. જે બીજાઓને અભયકારક હોય છે, તે સ્વયં હંમેશને માટે અભય બની જાય છે. સંસારમાં જ્યાં જ્યાં બીજાઓને કષ્ટ પહોંચાડવાની નીતિ છે, ત્યાં બધે અશાન્તિ અને કલહ સદાને માટે નિવાસ કરે છે, એટલા માટે પ્રજા પર

પોતાનો પ્રભાવ પાડવાના હેતુથી પ્રજાના કલ્યાણમાર્ગ અને સુખ શાંતિના ઉપાયો તરફજ લક્ષ્ય રાખવું જોઈએ. જ્યાં સ્વાર્થ માત્રના સાધન માટે માનવી અંધ બની બેસે છે, ત્યાં અસત્ય ભાષણ, ચોરી, પરસ્ત્રી સંસર્ગ આદિ વિકૃત ભાવોની લહેરીઓ લહેરાયા કરે છે. કિન્તુ જ્યાં અહિંસા રૂપી સદ્ગુણનો વાસ છે, ત્યાં એ દુર્ગુણ નથી આવી શકતો; કેમકે કોઈની ચોરી કરવી, પરસ્ત્રી પ્રત્યે અનુચિત ભાવ રાખવો એ બધું હિંસાભાવ વિના બની શકતું નથી. આમ જો સર્વ મનુષ્યો પર હિંસાભાવની અશુભ ભાવના આરૂઢ થઈ જાય તો જગતના વ્યવહારમાં અનેક અડચણો ઉભી થઈ જાય, એટલે સ્વકલ્યાણના ચાહક મનુષ્યોએ હિંસા ભાવનો સર્વદા ત્યાગ કરવો જોઇએ. રાજનીતિમાં પ્રજાપર વાત્સલ્ય ભાવ રાખવું, અને એને સુખશાંતિમાં રાખવી એ પ્રજાપાલકનો ધર્મ ગણાયો છે. માણસ તો શું ? પણ જે પશુ પક્ષીયો પણ પોતાના રાજ્યમાં રહેતાં હોય એ પણ સ્વપ્રજાજ છે, માટે તેને પ્રાણરહિત કરવા એને રાજનીતિ કદાપિ નહીં કહેવાય, એટલે એને પણ નિર્ભય રાખવાં જોઇએ. ધર્મની સાથે આત્માનો પૂરેપૂરો સંબંધ છે. કોઈને પણ એના પોતાના ધર્મથી જૂદો કરવો, કે ધર્મપાલનમાં વિઘ્ન નાંખી ધાર્મિક આઘાત પહોંચાડવો એ પણ એક વિદ્રોહ છે, માટે શાસકે મતસહિષ્ણુતાનો ગુણ અવશ્ય ધારણ કરવો જોઇએ. એક માત્ર પ્રજાવાત્સલ્યજ શાસકને પ્રજાના હૃદયનો સમ્રાટ બનાવે છે. હંમેશા આવી ઉદાર વૃત્તિ અને નિર્મલ પવિત્ર હૃદય રાખવાની પૂરેપૂરી જરૂરત છે. હૃદયની નિર્મલતા માટે સાત વ્યસનોનો ત્યાગ કરવો પરમાવશ્યક છેઃ જુગાર ખેલવો ૧, માંસ ભક્ષણ ૨, મદિરા પાન ૩, શિકાર ૪, પ્રાણી હિંસા ૫, ચોરી કરવી ૬, અને

પરસ્ત્રીગમન ૭. આ બધાનો ત્યાગ કરનારનો સદા જય થાય છે, અને એની કીર્તિ ચોતરફ પ્રસરી જાય છે. અહિંસારૂપી સદ્ગુણની ધારણા વડે લક્ષ્મીની સતત વૃદ્ધિ થાય છે, અને લાખો પ્રાણીઓનાં આશીર્વાદ મળે છે. પ્રાચીન ઇતિહાસથી એ સ્પષ્ટ થાય છે કે જ્યારે જૈન અને બૌદ્ધોનો અહિંસા પ્રચાર અતિ પ્રબળ હતો, ત્યારે રાજ્યોમાં કલહ, વિગ્રહ ને અશાંતિ લાંબા સમય માટે અલોપ થઈ ગયાં હતાં.

સૂરિજીની આ અમૃતમય વાણી સાંભળી સમ્રાટના ચિત્ત પર ભારે પ્રભાવ પડયો, અને એના દિલમાં કરુણાનાં બીજ પ્રકટયાં. એમનાં પ્રત્યે પૂજ્યભાવ અને ભક્તિ પ્રાદુર્ભવ્યા. તેમણે વસ્ત્રો તેમજ સુવર્ણમુદ્રાઓ લાવી સૂરિજી સન્મુખ ભક્તિપૂર્વક ધર્યાં, અને કહ્યું, "હે ગુરુવર્ય ! આમાંથી આપની જરૂરિયાત પૂરતું કાંઈપણ સ્વીકારી મને આભારી કરો." ઉત્તરમાં સૂરિજીએ કહ્યું, "નરાધીશ ! જ્યાં સાધુઓથી કોડી માત્રનો પણ પરિગ્રહ ધારણ કરાયજ નહીં, ત્યાં આ બધાંને અમે શું કરીએ ? સૂરિજીની આ નિર્લોભિતા જોઈ સમ્રાટ મનમાં ને મનમાં ખૂબ પ્રસન્ન થયો, અને પોતાના હૃદય મંદિરમાં સૂરિજીને આરાધ્ય ગુરુના સ્થાને સ્થાપિત કર્યા. ત્યારબાદ સમ્રાટ સૂરિજીની સાથે મહેલથી બહાર આવ્યા, અને સમસ્ત સભાજન, દિવાનો અને કાજીઓને સંબોધી કહેવા લાગ્યા કે "આ જૈનાચાર્ય ધૈર્યવાન, ધર્મધુરંધર અને વિશિષ્ટ ગુણોના સમુદ્ર છે. આજે અમારાં અહોભાગ્ય છે, અમારી ઋદ્ધિ, ધન, અને રાજ્યસંપદા આજે સફલ થઈ છે, કે એમનાં દર્શન થયાં."

સમ્રાટે સૂરિજીને નિવેદન કર્યું કે "પૂજ્યવર્ય ! આપે

અહીં પધારી અમારા પર ભારે કૃપા કરી છે, અને હવે હંમેશ એકવાર ધર્મોપદેશ સંભળાવવા અને દર્શન દેવા મહેલમાં અવશ્ય પધારજો.× દયા ધર્મ પર જેમ મારી મતિ સ્થિર છે, એમ મારા અન્તઃપુર અને સંતાનની પણ થાય, એવી મારી અભિલાષા છે. હવે આપ ખુશીથી ઉપાશ્રય પધારો, અને સંઘની આશાઓ પૂર્ણ કરો."

સમ્રાટે મંત્રીશ્વર કર્મચન્દ્રને આજ્ઞા કરી કે હાથી, ઘોડા અને વાજિંત્ર પરિવાર લઈ ઉત્સવ સહિત ગુરુમહારાજને ઉપાશ્રયે પહોંચાડો. ત્યારે સૂરિમહારાજે કહ્યું કે ના ના રાજનૂ! અમારે માટે ઉત્સવ આડંબરની કોઈ જરૂરત નથી, કેમ કે દયામય જૈનધર્મનો પ્રચારજ અમારે મન પરમ ઉત્સવરૂપ છે. તો પણ સમ્રાટ અકબરે અત્યંત આગ્રહ કરી મહાન ઉત્સવપૂર્વક સૂરિમહારાજને પહોંચાડવાની મંત્રીશ્વરને ફરીથી આજ્ઞા કરી.

લાહોરના પરમ ધર્મિષ્ઠ ઝવેરી "પરબત શાહ" મંત્રીશ્વર કર્મચન્દ્રને વિનંતી કરી કે "અહીંથી ઉપાશ્રય સુધીના પ્રવેશોત્સવનો લાભ મને લેવા દો" મંત્રીશ્વરની આજ્ઞા મેળવી એમણે હાથી, ઘોડા, પાયદળ સિપાહી અને શાહી વાજિંત્રો સહિત સૂરિજીને ઉપાશ્રયમાં પહોંચાડયા. અન્ય શ્રાવકોએ પણ ચિત્ત અને વિત્ત બન્ને થકી શાસન પ્રભાવના કરી. સધવા સ્ત્રીઓએ મુક્તાફળોથી વધાવ્યા, અને ભક્તિભાવપૂર્વક ગુરુ-ગુણ ગર્ભિત ગીત ગાયાં. ભાટ, ભોજક આદિ યાચકોએ સૂરિજીની પ્રશસ્ત કીર્તિના ગુણાનુવાદ કરી શ્રાવકો પાસેથી

×"एकशो दर्शनं देयं, युष्माभिः प्रतिवासरम्।
अस्माकं धर्मवृद्ध्यर्थ-मनिवारितगतागतैः ॥ ९०॥
(ઉ. જયસોમકૃત કર્મચંદ્ર મંત્રિવંશ પ્રબંધ)

મનોવાંછિત દ્રવ્ય મેળવ્યા.

સૂરિ મહારાજે ઉપાશ્રયે પધારી મધુર ધ્વનિ વડે મંગલમય ધર્મ દેશના આપી, સંઘપર એનો અનુપમ પ્રભાવ પડ્યો. સર્વત્ર "ધન્ય, ધન્ય" અને "જય-જય" નો શબ્દ ઘોષ થવા લાગ્યો, ને સૌ અતિપ્રસન્ન ચિત્તે પોતપોતાને ઘેર ગયા.

સૂરીજીની પધરામણી લાહોરમાં થતાં પ્રતિદિન અધિકાધિક ધર્મધ્યાન થવા લાગ્યા. આ બધાંનું શ્રેય સમ્રાટ અકબર અને મંત્રીશ્વર કર્મચન્દ્રજીનેજ હતું, કેમકે તેઓએજ સૂરિજીને આમંત્રણ કરી દૂર દેશથી અત્રે બોલાવેલા.

સમ્રાટના વિનીત આગ્રહથી સૂરિજી મહારાજ દર રોજ શાહી મહેલમાં જઈ ધર્મોપદેશ દેવા લાગ્યા. જૈન ધર્મની સર્વોત્તમ વિશેષતાઓ અને અહિંસાનું સ્વરૂપ સમ્રાટને બરાબર બતાવી આપ્યું, કે જેથી તેઓ અત્યંત ધર્મપરાયણ અને દયાળુ બની રહ્યા.

સમ્રાટ પોતાના દરબારમાં સૂરિજીની હરહંમેશ પ્રશંસા*

---

* दिनप्रति श्रीजीसु वलि मिलतां, वधिउ अधिक सनेह ।
गुरुनी सूरति देखी अकबर, कहइ जगि धन धन एह ॥ ७ ॥
केई कोधी केई लोभ [illegible]डे, केई मनि धरइ गुमान ।
षड्दर्शन मइं नयण निहाले, नहीं कोइ एह समान ॥ ८ ॥
(યુ. પ્ર. જિનચંદ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ)

जिनचन्द्र सूरि सम को नहीं रे, गच्छ चौरासी मांहि ।
खान प्रधान सवइ सुणो रे, कहइ अकबर पातिशाहि ॥ ३ ॥

× × ×

श्वेतांबर हम बहु मिले रे, इन सम और न कोइ ।
अंबर तारागण घणा रे, दिनकर सम कुण होइ ? ॥ ५ ॥
(વિમલ વિનય કૃત ગીત ગા. ૭)

કર્યા કરતા હતા કે-શ્વેતામ્બરાદિ યતિ સાધુ મેં ઘણા જોયા છે, અનેક ધર્મના ગુરુઓનો સત્સંગ મેં સેવ્યો છે, પરન્તુ આમના જેવો શાંત, ત્યાગી, વિદ્વાન અને નિરભિમાની મેં બીજો કોઈજ નહીં જોયો. એમના દર્શન અને સમાગમથી મારૂં જીવન સફલ થયું છે.

સૂરિજીને સમ્રાટ હંમેશાં "બડે ગુરૂ"ના નામથી સંબોધતા.× એથી આપણા ચરિત્ર નાયક શ્રીજિનચન્દ્રસૂરિજી 'બડે ગુરૂ'ના નામથી સર્વત્ર પ્રસિધ્ધ થયા. રાજા મહારાજા, સૂબેદાર, મુસાહિબ અને સમ્રાટનો સારો પરિવાર એમનાં પરમ ભક્ત બની ગયા.

એક દિવસ સમ્રાટે સૂરિજી સાથે ધર્મચર્ચાઓ કરતાં કરતાં ભકિતના ઉલ્લાસમાં આવી જઈ એક સો સુવર્ણ મુદ્રાઓ સૂરિજી સન્મુખ રાખી. તે સમયે સમ્રાટને સાધ્વાચારનું સ્વરૂપ દર્શાવતા સૂરિજી કહેવા લાગ્યા કે "સમ્રાટ! આ દ્રવ્યને ગ્રહણ કરવું તો શું પણ એને સ્પર્શવું પણ સાધ્વાચારથી વિપરીત છે, કેમકે, દ્રવ્યથી મમત્વ આદિ અનેક દુર્ગુણોની ઉત્પત્તિ થાય છે; જૈન સાધુઓને તો એમના વસ્ત્ર, પાત્ર, અરે પોતાના શરીર પરનીય મૂર્છા-આસકિત-મોહ કરવો નિષિધ્ધ છે, ત્યાજ્ય છે, વર્જ્ય છે. માતા, પિતા, કુટુંબ, પરિવાર અને ધન-દોલતનો ત્યાગ કરવાથીજ જૈન દીક્ષા લઈ શકાય છે, અને એને આજીવનને માટે પાંચ કઠણ વ્રતો લેવાં પડે છે, જેનું સંક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે છે:-

(૧) તમામ પ્રકારની હિંસા, મન વચન કે કાયાથી કરવા,

× बृहद्गुरुतया पूज्या, ख्यातिमाप्ता पुरेऽखिले ।
शाहिसम्माननो यस्मा-द्भगा गुरुयानुगामिनः ॥ ९४ ॥
(કર્મચંદ્ર મંત્રિ વંશ પ્રબંધ)

કરાવવા કે અનુમોદવાનો સર્વથા ત્યાગ.

(૨) તમામ પ્રકારના મિથ્યા ભાષણનો ઉપરોકત ત્રણ કરણ અને ત્રણ યોગથી ત્યાગ.

(૩) કોઈએ ન દીધી હોય એવી નાનાથી નાની પણ વસ્તુના ગ્રહણનો ત્રિકરણ ત્રિયોગથી ત્યાગ.

(૪) સમસ્ત પ્રકારની કામવાસનાઓનો ઉપરોક્ત ત્રિકરણ, ત્રિયોગથી ત્યાગ.

(૫) સમસ્ત પ્રકારના દ્રવ્યોના મોહનો ત્રિકરણ, ત્રિયોગથી ત્યાગ.

આ કારણે જૈન સાધુ નિર્ગ્રન્થ કહેવાય છે. તેથી અમારા માટે આ દ્રવ્ય સર્વથા અગ્રાહ્ય છે.

સૂરિજીના આ નિર્લોભી વચનો સાંભળી સમ્રાટને અત્યંત હર્ષ અને આશ્ચર્ય થયાં. એ દ્રવ્યને ધર્મકાર્યમાં ખર્ચવા માટે સમ્રાટે મંત્રીશ્વર કર્મચન્દ્રને સોંપી દીધો. એમણે એનો ઉપયોગ ધર્મસ્થાનમાં કર્યો.

ધર્મગોષ્ઠી પરાયણ સમ્રાટ અકબરના આગ્રહથી સૂરિજીએ ભવિષ્યમાં જૈન ધર્મની વિશેષ પ્રભાવનાના હેતુથી સં. ૧૬૪૯નો ચાતુર્માસ લાહોરમાં કરવાનો નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૮ મું

### યુગપ્રધાન પદ પ્રાપ્તિ—

આર્ય લોકોના દેવમંદિરોનો નાશ કરવો એ મુસલમાનોનો સ્વાભાવિક દોષ હતો. જો કે સમ્રાટ અકબરના સુખ-સામ્રાજ્યમાં આવું દુષ્કૃત્ય સર્વથા વર્જ્ય અને નિષિદ્ધ હતું, છતાંય "જાતિ સ્વભાવ જતો નથી" એ ઉક્તિ અનુસાર સમયે સમયે એવી ઘટનાઓ બહુધા બન્યાજ કરતી, એ હકીકત તે કાળના ઇતિહાસ પરથી સિદ્ધ થાય છે.× સં. ૧૬૩૩ માં તુરસમખાને સીરોહી પર ચઢાઈ કરી હતી, ત્યારે

---

× સમ્રાટના સમયમાં જિનપ્રતિમાની આશાતના થવાનો ઉલ્લેખ "હીરવિજયસૂરિ રાસ" માં કવિ ઋષભદાસે પણ આ પ્રમાણે કર્યો છે.

"पाटणथी पछइ करइ विहार, त्र्म्बावतीमां आवणहार ।
सोजितरै रह्या कारणवती, आशातना हुइ प्रतिमा अती ॥ १८ ॥
अहम्मदावाद अकबरशाह जिसै, पासे आजमखान सही तिसैं ।
खंडी प्रतिमा पासनी त्यांहि, लइयुं आव्युं त्र्म्बावती मांहि ॥ १९ ॥
हाकिम हसनखान कर करी, आसातना प्रतिमाकी करी ।
सुणी हीर सोजितरै रह्या, बोरसदे पछे गुरुजी गया ॥ २० ॥

(આનન્દ કાવ્ય મહોદધિ મૌ. ૫, પૃ. ૪૮)

૧૦૫૦ ધાતુની જૈન પ્રતિમાઓ ત્યાંથી લૂંટી ફતેહપુર સિકરીમાં સમ્રાટ પાસે લાવ્યો. આ પ્રતિમાઓને ગાળી સોનું કાઢવાનો એનો ઇરાદો હતો, પરન્તુ નીતિ પરાયણ સમ્રાટ અકબરે એમ ન થવા દેતાં પ્રતિમાઓને સુરક્ષિત રાખી. એ પછી સં. ૧૬૩૯ માં અષાઢ શુદિ ૧૧ ને દિન બીકાનેરના મંત્રીશ્વર કર્મચન્દ્રે સમ્રાટને પ્રસન્ન કરી પ્રતિમાઓને બિકાનેરમાં બિરાજમાન કરી, જે આજ સુધી ત્યાંના શ્રીચિંતામણિજીના મંદિરમાં વિદ્યમાન છે, આ બાબતમાં વધુ આગળના પ્રકરણમાં લખવામાં આવશે.

જ્યારે આપણા ચરિત્ર નાયક શ્રીજિનચંદ્રસૂરિજી લાહોરમાં બિરાજતા હતા, ત્યારે પણ આવી એક દુઃખદ ઘટનાના સમાચાર મંત્રીશ્વર કર્મચન્દ્રને મળ્યા કે નૌરંગખાન નામના કોઈ મુસલમાન અધિકારીએ દ્વારિકાના જૈનમંદિરનો નાશ કર્યો છે. આ સમાચાર મળતાં મંત્રીશ્વરે સૂરિમહારાજને નિવેદન કર્યું કે જો સમ્રાટને ઉપદેશ આપી તીર્થરક્ષાને માટે કાંઈ ઉપાય નહીં લેવામાં આવે તો દ્વારિકાની માફક અન્ય તીર્થોનો પણ નાશ કરવામાં યવન લોકો પાછું વાળીને નહીં જૂએ."

સૂરિમહારાજને આ કાર્યની આવશ્યકતા જણાઈ, ને તેથી સમ્રાટને શત્રુંજય પ્રભૃતિ તીર્થોનું મહાત્મ્ય સમજાવ્યું, અને સાથોસાથ એમની રક્ષાનો ઉચિત પ્રબંધ કરવાની સૂચના પણ કરી. સૂરિજીની આ પવિત્ર આજ્ઞાઓ સમ્રાટે શિરોધાર્ય કરી અને પ્રસન્નતાપૂર્વક તમામ જૈનતીર્થોની રક્ષા માટેનું એક ફરમાનપત્ર લખાવી એના પર પોતાની મુદ્રિકા-મહોર લગાવી મંત્રીશ્વરને સોંપી દીધું. એમાં લખ્યું હતું કે આજથી તમામ

જૈન તીર્થો મંત્રીશ્વરને આધીન × કરી દેવામાં આવ્યા છે.

સમ્રાટે અમદાવાદના તત્કાલીન સૂબેદાર આજમખાનને × શત્રુંજય, ગિરનાર આદિ તીર્થોની રક્ષાનો સખ્ત હુકમ દઈ ફરમાન મોકલ્યું, જેથી મહાતીર્થ શ્રીશત્રુંજય પરથી મ્લેચ્છોના ઉપદ્રવનું નિવારણ થયું.

આ ફરમાનપત્ર ઈલાહી સન્ ૩૬ ના સહરયુર મહીનામાં લખાયું હતું. જેનો ઉલ્લેખ આવાજ આશયના એક ફરમાનના ભાષાનુવાદમાં છે, જેની બે જાતની નકલ બીકાનેર "જ્ઞાન ભંડાર" માંથી લઈ આ પુસ્તકના પરિશિષ્ટ (ગ) માં પ્રકટ કરેલ છે.

એકવાર સમ્રાટ અકબરને કાશ્મીર પર વિજય પ્રાપ્ત કરવા જવાની ઈચ્છા થઈ, ને તદનુસાર પ્રસ્થાન કરી નાવમાં આરૂઢ થયા, ત્યારે એણે મંત્રીશ્વર કર્મચન્દ્રને કહ્યું "બડે ગુરૂ" શ્રીજિનચન્દ્ર સૂરિજીને બોલાવો. એમના દર્શન કરી ધર્મ-

× अन्यदा द्वारिकासत्क-चैत्यध्वंसेऽमुना श्रुते।
श्रीजैनचैत्यरक्षायै, विज्ञप्तः श्रीजलालदीः ॥ ३९६ ॥
नाथेनाथ प्रसन्नेन, जैनास्तीर्थाः समेऽपि हि।
मंत्रिसा(च्चक्रिरे)द्विहिता नूनं, पुण्डरीकाचलादयः ॥ ३९७ ॥
आजमखानमुद्दिश्य, मुद्रितं निजमुद्रया।
फुरमाणमदात् साहि-र्यस्मै प्रीणितमानसः ॥ ३९८ ॥
उद्धारान् सप्त चैत्यानां, कारणाद्विदधुः पुरा।
महान्तः पुण्डरीकाद्रौ, रक्षणात्सः कृतोऽमुना ॥ ३९९ ॥
(कर्मचन्द्र मंत्रि वंशप्रबंध)

× આ આજમખાન સન્ ૧૫૮૭થી૧૫૯૨ સુધી અમદાવાદનો સૂબો હતો. 'ખાને આજમ' અથવા 'મિર્ઝાઅઝીઝ કોકા' ના નામથીપણ એ ઓળખાય છે વિશેષ જાણવાને 'મીરાતે સિકંદરી'નો ગુજરાતી અનુવાદ જૂઓ.

લાભરૂપી આશીર્વાદ પ્રાપ્ત કરવાની મારી અભિલાષા છે, કે જેથી મારી મનોકામના પૂર્ણ થાય.” સમ્રાટની આજ્ઞાથી મંત્રીશ્વરે સૂરિમહારાજને બોલાવ્યા.× સૂરિજીના દર્શનથી સમ્રાટને અત્યંત હર્ષ થયો. એના હૃદયમાં નિશ્ચય થઈ ગયો કે હવે મારો વિજય ચોક્કસ છે; કેમકે સૂરિજી પર સમ્રાટની અસીમ શ્રદ્ધા અને ભક્તિ હતાં.

સૂરિજીની અમૃતમય વાણી અને અહિંસાત્મક ઉપદેશ સાંભળી સમ્રાટનું હૃદય દયાથી ઓતપ્રોત થઈ ગયું, અને દરવર્ષે અષાઢ શુદિ ૯ થી પૂર્ણિમા પર્યંત સમસ્ત જીવોને અભયદાન , પોતાના બાર × સૂબાઓ પર ૧૨ શાહી ફરમાનો (અમારી ઘોષણાના) લખી મોકલ્યા.

× काश्मीरान् गन्तुकामेना–न्यदा नौमध्यवर्त्तिना ।
शाहिना मुदितेनैव–मुदितो मंत्रिनायकः ॥ ४०० ॥
जिनचन्द्रास्त्वया तूर्ण–माह्वया वचसा मम ।
धर्मलाभो महाँस्तेषां, ममादेयोऽस्ति वांछितः ॥ ४०१ ॥
पूज्या अपि तथाऽऽहूता, नायकश्रीशाहिसन्निधौ ।
श्रीगुरोर्दर्शनादेवा–नन्दितोऽभून्नराधिपः ॥ ४०२ ॥
शुचिमासे शुचौ पक्षे, प्रसन्नो दिनसप्तकम् ।
नवमीतो ददौ शाहि–रमारिगुणपावनम् ॥ ४०३ ॥
(મહોપા૦ જયસોમજી કૃત કર્મચન્દ્ર મંત્રિ વંશ પ્રબંધ)

× કોઈ જગ્યાએ ૧૧ સૂબાઓનોજ ઉલ્લેખ છે, કિન્તુ વાચનાચાર્ય શ્રીસમયસુન્દરજી પોતાની ‘કલ્પલતાવૃત્તિ’ની પ્રશસ્તિમાં આ પ્રમાણે લખે છે.

अकबररञ्जनपूर्वं, द्वादशसूबेषु सर्वदेशेषु ।
स्फुटतरममारिपटहः, प्रवादितो यैश्च सूरिवरैः ॥ ७ ॥

આ ફરમાનોમાંના મુલ્તાનના સૂબાનું ફરમાન ખોવાઈ જવાથી સં. ૧૬૯૦-૯૧ (તા. ૩૧ ખુરદાદ ઈલાહી સન્ ૪૯)માં એની પુનરાવૃત્તિ કરી ફરીથી એક ફરમાન સમ્રાટે શ્રીજિન સિંહસૂરિજીને આપેલ, જેની નકલ પરિશિષ્ટ(ગ)માં આપેલ, છે.

સમ્રાટે અમારિ ફરમાન પ્રકટ કર્યા. એથી અન્ય રાજાઓ પર ઘણો સારો પ્રભાવ પડયો. એટલે તેઓએ પણ સમ્રાટનું અનુકરણ કર્યું અને પોતપોતાના રાજ્યમાં કોઈએ ૧૦ દિવસ, તો કોઈએ ૧૫ દિવસ, કોઈએ ૨૦ દિવસ, કોઈએ ૨૫ દિવસ અને કોઈએ માસ–તો કોઈએ બે માસ સુધી તમામ જીવોને

---

सद्गुरु वाणी सुणी साहि, अकबर परमानंद मनि पाए ।
हफ्तह रोज अमारि पालणकुं, तिणि फुरमाण पठाए ॥ २ ॥
(સમયસુન્દરજી કૃત જિનચન્દ્રસૂરિગીત)

सात दिवस जिणि सब जीवनकी, हिंसा दूर निवारी ।
देश देशि फुरमाण पठाए, सब जनकुं उपगारी ॥ ३ ॥
(ગુણવિનય કૃત જિન ચં. સ. ગીત)

आठ दिवस आषाढके, अट्ठाहि निरधारि ।
सब दुनियामांहि शाश्वती, पलावी अमारि ॥ ८ ॥
(શ્રીસુન્દર કૃત શ્રીજિન ચં. સ ગીત)

गुर्जर मंडल ते बोलाए, संतन मुख सुणी जसु गुणगान ।
बहुत पडूर सुगुरु पंउधारइ, वखत योग लाहोर सुथान ॥ २ ॥
अर्थ विचार पूछि सहु विधविध, रीझे अकबर शाहि सुजान ।
बहुत बहुत दर्शन मई देखे, को न कहुं या सुगुरु समान ॥ ३ ॥
भाग सोभाग अधिक या गुरुकौ, सूरति पाक अमृत समवान ।
पेश करइ अकबर अणमांग्ये, सब दुनियामांहि अभयदान ॥ ४ ॥
(ગુણવિનય કૃત જિ. ચં. સૂ. ગીત બીજું)

અભયદાન દીધાની ઉદ્‌ઘોષણા કરી. × સમ્રાટ પણ આથી ખૂબ ખુશ થયા, અને જૈન ધર્મની પ્રભાવના પણ વધી. આ રીતે સૂરિજીના આ ઉપદેશથી અસંખ્ય જીવોને સુખશાન્તિ મલી.

પોતાના કાશ્મીરના પ્રવાસ દરમ્યાન પણ ધર્મગોષ્ઠી અને ધર્મચર્ચા ચાલુ રહે અને ત્યાં પણ દયા ધર્મનો પ્રચાર થાય એ હેતુથી સામ્રાટે મંત્રીશ્વરને નિર્દેશ કરી સૂરિજીને નિવેદન કર્યું કે "સૂરિમહારાજ લાહોરમાંજ સુખ શાંતિએ બીરાજે અને અમારી સાથે ધર્મચર્ચા કરવા અને દયાનો ઉપદેશ દઈ અનાર્ય દેશને પણ આર્યરૂપ બક્ષવા વાચક માનસિંહને અવશ્ય મોકલે" ત્યારે મંત્રીશ્વરે સમ્રાટના કથનનું સમર્થન કરી વાચકજીને મોકલવામાં જે એક મુશ્કેલી (આહારાદિ પ્રાપ્તિની) હતી પણ તેનો પ્રતિકાર કરતાં સૂરિમહારાજને વિનય પૂર્વક કહ્યું કે "એ અનાર્ય દેશ હોવાથી મુનિયોના આહાર-પાણીમાં અસુવિધા થવી સંભવ છે, તો પણ અમે અનેક શ્રાવક લોકો પ્રવાસમાં સમ્રાટની સાથે રહેવાના છીએ; એટલે સાધુધર્મના પાલનમાં કોઈજ પ્રકારની હરકત રહેશે નહિ. અને એ દેશમાં વિહાર કરવાથી દયાધર્મના પ્રચાર સાથે જૈનધર્મની પ્રભાવના થવાની, માટે એમને અવશ્ય મોકલો." સૂરિજીએ લાભ જોઈ એ વાતનો સ્વીકાર કર્યો.

કાશ્મીરની યાત્રાની તૈયારીઓ થવા લાગી. સમ્રાટે સારૂંય

---

× पातिशाहिमनोल्हाद-हेतवे निखिलैरपि ।
देशाधीशैः स्वदेशेषु, दशपंचाधिकान्दिनान् ॥ ४०५ ॥
दिनानां विंशतिं कैश्चि-दन्यैस्तु पञ्चविंशतिम् ।
मासं मासद्वयं याव-दपररभयं ददे ॥ ४०६ ॥
(કર્મચન્દ્ર મંત્રિ વંશ પ્રબંધ)

સૈન્ય સુસજ્જિત કરી સં. ૧૬૪૯ ના શ્રાવણ શુદિ ૧૩ (તા. ૨૨ જુલાઇ ૧૫૯૨ +) ના રોજ પ્રથમ પ્રયાણ રાજા **શ્રી** રામદાસની × વાટિકામાં કર્યું એ દિવસે સંધ્યાકાળે ત્યાં એક સભા ⁕ એકત્ર થઈ, જેમાં સમ્રાટ અકબર, શાહજાદા સલીમ, મોટા મોટા સામંતો, મંડળિક રાજાઓ, મહારાજાઓ અને અનેક વૈય્યાકરણ તાર્કિકાદિ ઉદ્ભટ વિદ્વાનો પણ સામેલ થયા. આ સભામાં આ૦ શ્રીજિનચન્દ્રસૂરિજીને એમના શિષ્ય મંડળ સહિત અતિશય સન્માન તેમજ બહુમાનપૂર્વક નિમન્ત્રવામાં આવ્યા.

આ પ્રયાણથી થોડા સમય પહેલાં સમ્રાટની સભામાં વિદ્વદ્-ગોષ્ઠી દરમ્યાન કોઈ વિદ્વાને જૈનધર્મના "**एगस्स सुत्तस्स अणंतो अत्थो**" આ વાક્ય પર ઉપહાસ કર્યો હતો ×, આ વાત સૂરિજીના પ્રશિષ્ય વિદ્વત્શિરોમણિ શ્રીસમયસુંદરજીને બહુ ખટકી. એટલે એમણે જૈન દર્શનના આ આગમ વાક્યની સાર્થકતા દર્શાવવા નિમિત્તે "**राजानो ददते सौख्यं**" આ વાક્ય

---

+ જુઓ અકબર નામા.

× તેઓ ૫૦૦ સેનાના સ્વામી હતા, "સૂરીશ્વર અને સમ્રાટ" માં એમનુ પ્રસિદ્ધ નામ કરણરાજ કછવાહા પણ લખેલ છે, એમને 'રાજા'નું બિરૂદ હતું. વિશેષ જાણવા આઈન. ઈ. અકબરીનો અંગ્રેજી અનુવાદ જુઓ.

⁕ શ્રીયુત મોહનલાલ દ દેસાઈ, બી. એ; એલ એલ. બી. મહોદયે આ સભા યદ્યપિ કાશ્મીર દેશ પર વિજય કર્યો તે નિમિત્તે લખેલ છે, કિન્તુ (કવિચક્રશક્ર વાચનાચાર્ય શ્રીમાન્ સમય સુંદરજીએ સ્વરચિત) અષ્ટલક્ષીની પ્રશસ્તિમાં "**काश्मीरदेशविजयमुद्दिश्य श्रीराजा-श्रीरामदासवाटिकायां कृतप्रथमप्रयाणेन**" લખેલ છે, આ વાકયથી કાશ્મીર પર વિજય કરવાના ઉદ્દેશથી પ્રથમ પ્રયાણ કર્યું ત્યારે સભા મળ્યાની વાત સિદ્ધ થાય છે.

× શ્રીવિજય ધર્મ સૂરિજી કૃત "ધર્મદેશના" પૃ. ૨ જુઓ.

પર વ્યાકરણ સિદ્ધ દશ લાખ બાવીસ હજાર ચારસો સાત (૧૦૨૨૪૦૭) અર્થ કર્યા. એમાં ક્યાંય કોઈ અર્થ સંભવપરક ન રહે કે અર્થ યોજનામાં કદાચિત્ યુક્તિ યુક્ત ન રહે એ માટે ૨૨૨૪૦૭ અર્થોને એમની પૂર્તિને માટે છોડી દઈને એ ગ્રંથનું નામ "અષ્ટલક્ષી" રાખ્યું. સમ્રાટને આ ગ્રંથ-નિર્માણની સૂચના મળતાં અત્યંત હર્ષ થયો, અને એ ગ્રન્થ જોવા અને શ્રવણ કરવાની ઉત્કટ ઈચ્છા પ્રદર્શિત કરી.

આ સભામાં એ ગ્રંથને શ્રવણ કરવાનો સુઅવસર પ્રાપ્ત થતાં સમ્રાટે કવિવર સમયસુંદરજીને એ ગ્રંથ વાંચી સંભળાવવાને ખાસ આગ્રહ કર્યો. સૂરિમહારાજની આજ્ઞા મેળવી સમયસુંદરજીએ વિદ્વાનોની આ સભામાં સાહિત્ય સૃષ્ટિમાં અપૂર્વ અને અનુપમ ગ્રંથરત્ન "અષ્ટ લક્ષી" વાંચી સંભળાવ્યો. આ ચમત્કારી અદ્‌ભુત ગ્રંથને એકાગ્ર મનોયોગથી સાંભળી સમ્રાટ તેમજ હાજર રહેલા વિદ્વાનોના દિલમાં ભારે આશ્ચર્ય અને કુતુહલ ઉત્પન્ન થયાં. ઉપસ્થિત વિદ્વત્સમાજમાં સમયસુન્દરજીની વિદ્વત્તાની ખૂબ ખૂબ પ્રશંસા થવા લાગી. સમ્રાટે આ ગ્રન્થરત્નની ભારે તારીફ કરી, અને એને પોતાના હાથમાં લઇ સૌભાગ્યશાળી નિર્માતા શ્રી સમયસુંદરજીના કરકમલોમાં સમર્પણ કર્યો તથા એ ગ્રંથને પ્રમાણિક જાહેર કર્યો. ઉપરાંત સમ્રાટે એ ઇચ્છા પણ દર્શાવી કે આ અલૌકિક ગ્રંથનો અભ્યાસ થાય, અને એની અનેક નકલો બનાવી સર્વત્ર પ્રચાર કરાવાય *

* જુઓ "અષ્ટ લક્ષી" ગ્રંથની પ્રશસ્તિ—આ ગ્રંથનું બીજું નામ "અર્થ રત્નાવલી" પણ છે. આ ગ્રંથ અન્ય અનેકાર્થ સાહિત્યની સાથે "અનેકાર્થ રત્નમંજૂષા" ના નામથી "દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ" ગોપીપુરા, સુરતથી પ્રકટ થયેલ છે. "અષ્ટ લક્ષી" ...ન સાહિત્યનો એક મહાન ગૌરવપૂર્ણ ગ્રંથ છે. એની બરોબરી કરી એવો સમસ્ત વિશ્વના અનેકાર્થ સાહિત્યમાં અન્ય કોઈજ ગ્રન્થ નથી—

સૂરિમહારાજે સમ્રાટની સાથે કાશ્મીરના પ્રવાસમાં વા૦ માનસિંહજી શ્રીહર્ષવિશાલજી + આદિને મોકલ્યા અને સમ્રાટે નિર્દેશેલ સાવદ્ય વ્યાપાર કે જે સાધ્વાચારથી વિરૂદ્ધ હોય એનો પરિશીલન કરવા મંત્ર તંત્રાદિમાં નિપુણ અને મેઘમાલી ગુરુના વિનયી શિષ્ય મહાત્મા પંચાનનને પણ સાથે મોકલ્યા.

મંત્રીશ્વરે સાધુઓ નિર્વદ્ય અન્ન-પાન આદિ મેળવી શકે, અને સાધુધર્મનું સુખપૂર્વક પાલન કરવામાં સુવિધા રહે, એ માટે પોતાની સાથે બીજા પણ ઘણા શ્રાવકોને લીધાં હતાં. લાહોરથી ક્રમશઃ કાશ્મીર તરફ પ્રયાણ કરતા રોહિતાસપુર પહોંચ્યા. સમ્રાટે પોતાના અંતપુરની રક્ષા કરવા માટે પોતાના પરમ વિશ્વસનીય મંત્રીશ્વર કર્મચંદ્રને અહીં રહેવાની આજ્ઞા કરી. આથી મંત્રીશ્વરને અહીંજ રહેવું પડ્યું ×

સૈન્ય સહિત સમ્રાટ ક્રમશઃ પ્રયાણ કરતા કરતા કાશ્મીર પહોંચ્યા. રસ્તામાં જ્યાં જ્યાં પડાવ નાંખતા હતા, ત્યાં ત્યાં વાચકજીની સાથે ધર્મગોષ્ઠિ કર્યા કરતા. એમના ઉપદેશથી સમ્રાટે કેટલાય સ્થળે તળાવોના જળચર જીવોની હિંસા બંધ

---

+ કર્મચન્દ્ર મંત્રી વંશ પ્રબંધમા એમનું નામ 'ડુંગરજી' લખ્યું છે, પરન્તુ એના કૃતિમા દીક્ષા નામ 'હર્ષવિશાલ' હોવાથી અમે એજ લખ્યું છે.

तथेत्युक्त्वा समं मंत्री, शाहिनां चालयत्तराम् ।
मानसिंहान् निराबाध-संयमान् डुंगरान्वितान् ॥ ४०९ ॥
शाहिनिर्दिष्टसावद्य व्यापारपरिशीलनात् ।
मुनिनां मा व्रताचार-विलोपो भवतादिति ॥ ४१० ॥
विमाऽय मंत्रतंत्रादि-निपुण दत्तवान् समम् ।
पचानन महात्मान, विनेयं मेघमालिनः ॥ ४११ ॥
×स्वय तु शाहिवाक्येन, रोहितासपुरे स्थितः ।
अवरोधस्य रक्षार्थं, विश्वासास्पदमीशितुः ॥ ४१४ ॥

કરાવી. માર્ગ ઘણો વિષમ હતો, અને પત્થરવાળા માર્ગ પ
વાચકજીને અળવાણા અને પગપાળા વિહાર કરતા જોઈ સમ્રાટન
ચિત્ત પર વાચકજીની સાધુ ધર્મ પર નિશ્ચલતા અને ક્રિયાન
કઠિનતાનો ઉંડો પ્રભાવ પડયો.

કાશ્મીર દેશ પર વિજય પ્રાપ્ત કરી સમ્રાટ "શ્રીનગર
આવ્યા. ત્યાં પોતાના વિજયના ઉપલક્ષમાં વાચકજીના કહેવાથ
આઠ દિવસ સુધીની અમારી ઉદ્દઘોષણા કરી.*

કાશ્મીર દિગ્વિજય કરી ક્રમશઃ પ્રયાણ કરતા કરતા સ
૧૫૯૨ ના ડિસેમ્બરની ૨૯ તારીખે ( સં. ૧૬૪૯ ના મા
માસમાં ) સમ્રાટ લાહોર પાછા આવ્યા. આ વિજયના નિમિત્ત
પ્રજાએ મોટો ઉત્સવ કર્યો, નગરમાં સ્થળે સ્થળે વાજિંત્રો વાગ
લાગ્યા. સૂરિજી મહારાજ પણ વા. જયસોમ, વા. રત્નનિધાન
પં-ગુણવિનય, સમય સુંદર આદિ વિદ્વાન મુનિ મંડળી સા
સમ્રાટને આવી મળ્યા અને ધર્મલાભરૂપી આશીર્વાદ આપ્યો
સૂરિમહારાજના દર્શન કરીને સમ્રાટ અત્યંત પ્રમુદિત થયા.

એક દિવસ ધર્મગોષ્ઠિ કરતાં સમ્રાટે સૂરિ મહારાજને કહ્યું
કે "આપના જૈન દર્શન જેવું મેં બીજું કોઈ દર્શન ન જોયું
આપના જેવા નિર્મલ ચારિત્ર્યવાન્ અન્ય કોઈ સાધુ નહીં જોયા
કાશ્મીર યાત્રામાં મને શ્રીમાનસિંહજીના સદ્ગુણોનો પણ સારે
એવો અનુભવ થયો છે. એવો પથરાળ માર્ગ કે જ્યાં રથ વગેરે
જવાનું પણ મુશ્કેલ હતું ત્યાં અળવાણા અને પગપાળા મુસાફરી

*श्री गुरुवाणी श्रीजी नित्त सुणई, धर्ममूरति घन सहु भणई।
शुभ दिनइ रिपुबल हेलि भंजी, नयर श्रीपुरि उतरि।
अमारि तिहां दिन आठ पाली, देश साधी जय वरी ॥
( જિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ )

કરી એમણે પોતાના આચારનું જે દૃઢતાથી પાલન કર્યું છે, તેનું વર્ણન થઈ શકે તેમ નથી. અનેક કષ્ટો સહન કરવાના હોવા છતાં અને અમોએ ઘણું ઘણું કહ્યું હોવા છતાંય તેઓ પોતાની પ્રતિજ્ઞાઓથી ચલિત નજ થયા. એમની કર્તવ્યનિષ્ઠા તેમજ નિરીહતા હંમેશાં મારા હૃદયમાં આનંદ અને આશ્ચર્ય પેદા કરે છે. એમના ઉપદેશથી મેં કાશ્મીરમાં તળાવોના માછલી આદિ જળચર પ્રાણીઓને અભયદાન બક્ષ્યું હતું. તો હવે આપ કૃપા કરી એમને (માનસિંહજીને) આપની પાટ પર સ્થાપિત કરી જૈન શાસનનું સર્વોત્કૃષ્ટ આચાર્ય પદ આપો, કેમકે એઓ તે પદને સર્વથા યોગ્ય છે અને અત્યંત કઠોર સંયમ પાળવામાં નિશ્ચલ છે.

અકબરના આ આગ્રહ અને વાચકજીની યોગ્યતાનો વિચાર કરી સૂરિજીએ એમને આચાર્ય પદ અર્પવાનું સ્વીકાર્યું. ત્યારબાદ સમ્રાટે મંત્રીશ્વર કર્મચન્દ્રને પૂછ્યું કે જૈન શાસનમાં એવું વિશિષ્ટ મહત્ત્વનું પદ કયું છે? કે જે વડે સૂરિજીને અલંકૃત કરી શકાય ત્યારે મંત્રીશ્વરે કહ્યું કે જૈન શાસનમાં સુપ્રસિદ્ધ અને અમારા ખરતરગચ્છમાં જે પહેલાંય શ્રીજિનદત્તસૂરિજીને દેવતાઓએ આપેલ હતું તે "યુગ-પ્રધાન" પદ છે. આ સાંભળી સમ્રાટે ઉત્સુકતા પૂર્વક પૂછ્યું કે એ પદ દેવતાઓએ કેમ અને કઈ રીતે આપ્યું? એ અમને સમજાવો. મંત્રીશ્વરે શ્રીજિનદત્તસૂરિજીનું જીવન આદ્યોપાન્ત કહી સંભળાવ્યું, અને "યુગપ્રધાન" પદ બાબતમાં વિશેષ સ્પષ્ટીકરણ કરતાં આ પ્રમાણે કહ્યું:-

"એક વાર નાગદેવ નામના શ્રાવકે એ વર્તમાન કાળના યુગપ્રધાન સદ્‌ગુરુની શોધ કરવા શ્રીગિરનારજી પર અષ્ટમ (ત્રણ ઉપવાસ) નું તપ કરીને અંબિકા દેવીની આરાધના કરી. દેવીએ પ્રકટ થઈ એના હાથ પર સ્વર્ણાક્ષરો વડે એક શ્લોક અંકિત × કર્યો ને

× એ શ્લોક આ હતો.

दासानुदासा इव सर्वदेवा, यदीयपादाब्जतले लुठन्ति ।

કહ્યું કે જે આ અક્ષરો વાંચી શકશે, તેને 'યુગ-પ્રધાન, જાણજો. એ શ્રાવકે ચારે બાજુ પરિભ્રમણ કર્યું પરન્તુ એ શ્લોક વાંચી બતાવનાર કોઈ ન મળ્યું, છેવટે એણે શ્રીજિનદત્તસૂરિજીની પાસે આવી હાથ બતાવ્યો. શ્રીજિનદત્તસૂરિજીએ એના હાથ પર વાસક્ષેપ નાંખ્યો, અને આદેશ મળવાથી શિષ્યોએ તે વાંચી સંભળાવ્યું ત્યારે નાગદેવને જણાયું કે અમાં તો શ્રીસૂરિમહારાજનીજ સ્તુતિ છે, અને દેવતાઓએ એમને "યુગ પ્રધાન" પદ વડે અલંકૃત કર્યા છે."

સંત્રીશ્વર કર્મચંદ્રના મોંઢેથી દાદા શ્રીજિનદત્ત સૂરિજીનું આ પ્રકારનું પ્રશસ્ય જીવન ચરિત્ર સાંભળી સમ્રાટ અકબર આશ્ચર્ય-ચકિત થઈ ગયા. અને એ 'યુગ પ્રધાન' પદને માટે અત્યારે આપણા ચરિત્રનાયક શ્રીજિનચન્દ્રસૂરિ જ સર્વથા યોગ્ય છે એ વાતની એને બરાબર ખાતરી થઈ ચૂકી. એટલે સમ્રાટે સૂરિજીને "યુગ-પ્રધાન' પદ પ્રદાન કર્યું× અને વાચક માનસિંહજી (મહિ મરાજજી)

---

मरुस्थलीकल्पतरुः स जीयात्, युगप्रधानो जिनदत्तसूरिः ॥१॥

આનો અર્થ છે કે "જેના ચરણ કમળમાં બધા દેવો દાસના દાસની પેઠે આલોટી રહ્યા છે, એવા તે મરૂસ્થલીમાં કલ્પવૃક્ષ જેવા યુગપ્રધાનાચાર્ય શ્રીજિનદત્તસૂરિજી જયવંતા રહો."

× अकबर शाहि हरखभरि कीनौ, युगप्रधान पदधारी।
खंभातमें शाहि हुकुमतइं, जलचर जीव उवारी ॥ २ ॥
(ગુણવિનય કૃત જિનચંદ્રસૂરિ ગીત).

उत्तम काम अचलि ए कीधो, युगप्रधान पद दीधो।
तिणि अवसर सांगासुत भावइ, सवाकोडि वित्त वावइ ॥
[રત્ન નિધાન કૃત ગહૂંલી]

युगप्रधान पदवी भली, आपइ अकबरराज।
संईमुख हरखे इम कहईए, ए गुरु सब सिरताज ॥
[સં. ૧૬૪૯ ચૈ. કૃ. ૯ દિન સમય પ્રમોદ કૃત જિનચન્દ્ર સૂ. ગીત]

ને આચાર્ય પદ અર્પણ કર્યું, સાથેસાથ સુવિહિત-સાધ્વાચારના પાલનમાં સિંહ જેવા સાહસિક હોવાને કારણે સમ્રાટે "શ્રીજિનસિંહસૂરિ" નામ આપવાનો પણ નિર્દેશ કર્યો. અને મંત્રીશ્વરને આજ્ઞા આપી કે જૈન-દર્શનની વિધિ અનુસાર સંઘની સાક્ષીએ ઉત્સવ-મહોત્સવપૂર્વક શુભ દિવસે અદ્વિતીય સમારોહ સાથે હર્ષ ઉત્કર્ષથી આ ઉત્સવ યોજવાની તૈયારી કરો

સમ્રાટની આજ્ઞા મળતાં મંત્રીશ્વર કર્મચન્દ્રે બિકાનેર નરેશ રાયસિંહજીને આખો વૃત્તાન્ત કહી બતાવ્યો. એમણે પણ આ શુભ કાર્યમાં પોતાની સમ્મતિ આપી. તે પછી પૌષધશાળામાં જૈનસંઘને એકત્ર કરી વિનીત વચનો વડે મંત્રીશ્વરે નિવેદન કર્યું કે "જો કે સંઘ તમામ કાર્ય કરવાને સમર્થ છે, તો પણ આ મહાન ઉત્સવનો લાભ કૃપા કરી મને જ લેવા દો' શ્રીસંઘે મંત્રીશ્વરના આ પ્રસ્તાવને સહર્ષ સ્વીકારી આજ્ઞા આપી.

સંઘની આજ્ઞા મળ્યે મંત્રીશ્વરે મહોત્સવની તૈયારીઓ આરંભી દીધી સારો દિવસ જોઈ ફાગણ વદી ૧૦થી × "અષ્ટાન્હિકા મહોત્સવ" મનાવા લાગ્યો સંઘમાં સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો રાત્રિ જાગરણમાં શ્રાવિકાઓ ભક્તિપૂર્વ એકત્ર થઈ દેવ, ગુરુ અને ધર્મના માંગલિક ગીતો ગાવા લાગી. મંત્રીશ્વરે પ્રત્યેક સાધર્મીના ઘરે શ્રીફળ સોપારીઓ અને એકેક સેર પ્રમાણ સાકર અને સુરંગી ચુંનડીઓની લ્હાણી કરી.

---

× આને લગતું એક કવિનું કથન છે કે :—

संवन्न दसमुद्रषटशशिमिते (१६५९) श्रीफाल्गुने मासि ये
न(?च) प्राक् श्रीदशमीतिथौ (द्वि विल)सत्पुण्या सतां नन्दिनः।
शाहिदत्तयुगप्रधानबिरुदा आनन्दकन्दान्विते, ।
श्रीमच्छ्रीजिनचन्द्रसूरिगुरवो जीवन्तु विश्वे चिरम् ॥ ४ ॥

આ શ્લોક અમને અશુદ્ધ જ મળ્યો છે. તેનો યથાશક્ય સુધારો કર્યો છે.

'અષ્ટાન્હિકા' મહોત્સવ ખૂબ આનંદથી ઉજવાયો. ફાગણ શુદિ ૨ ભદ્રા-તિથિના મધ્યાહ્ન સમયે શુભ મુહુર્તમાં આગમોક્ત વિધિથી શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજે વાચક શ્રીમહિમરાજજીને "સૂરિમંત્ર" આપી આચાર્ય પદથી અલંકૃત કર્યા અને સમ્રાટના કહેવા મુજબ એમનું નામ "શ્રીજિનસિંહસૂરિજી" રાખવામાં આવ્યું. આજ સમયે વા૦ જયસોમજી અને રત્નનિધાનજીને× "ઉપાધ્યાય પદ" પં. ગુણવિનયજી અને સમયસુંદરજીને "વાચનાચાર્ય" પદ પ્રદાન કરવામાં આવ્યા

એ સમયનું દૃશ્ય અત્યંત મનોહર અને દર્શનીય હતું. જે સંખવાલ ગોત્રીય શ્રાવક સાધુદેવે બનાવેલા ઉપાશ્રયમાં એમને આચાર્ય પદ આપવામાં આવેલ, એને ધજાપતાકાથી ખૂબ સજાવવામાં આવેલ. કિંમતી મોતી જડેલા ચંદરવા પૂઠીયા ચારે તરફ લગાવવામાં આવ્યા, ભગવાનના ચતુર્મુખ બિંબો સમવસરણ (નાંદ)માં બિરાજમાન કરી એની સન્મુખ સર્વવિધિ સંપન્ન થઈ. આ મહોત્સવમાં

---

×एवं सूरिपरम्परागत इह श्रेष्ठे गणे दीपिते,
स श्रीमज्जिनचन्द्रसूरिसुगुरुश्चारित्रपाविऽयभृत् ।
तेजःश्रीमदकब्बराधिनृपतिः श्रीपातिसाहिर्मुदा-
ऽवादीद्यत्सुयुगप्रधान इति सन्नाम्ना यथार्थेन वै ॥ ४ ॥
श्रीमन्त्रीश्वरकर्मचन्द्रविहितोद्यत्कोटिटङ्कव्ययं,
श्रीनन्द्युत्सवपूर्वकं युगवरा यस्मै ददौ स्वं पदम् ।
श्रीमल्लाभपुरे दयादृढमतिश्रीपातिसाह्याग्रहा-
न्नन्द्याच्छीजिनचन्द्रसूरिसुगुरुः सस्फीततेजोयशा ॥ ५ ॥
[શ્રીવલ્લભોપાધ્યાય રચિત અભિધાન ચિન્તામણિ નામ માલા ટીકા પ્રશસ્તિ]
श्रीसाहिर्गुणयोगतो युगवरेत्याख्यं पदं दत्तवान्,
येभ्यः श्रीजिनचन्द्रसूरय इलाविख्यातसत्कीर्त्तयः ।
[ઉપાધ્યાય સહજ કીર્ત્તિ રચિત શતદલકમળ પાર્શ્વનાથ જિનસ્તવઃ]

સ્વગચ્છ, પર ગચ્છ, સ્વધર્મ કે પારકો ધર્મ એવા બધાં ભેદભાવોને ત્યાગી અગણિત નાગરિકો અને રાજ્યના મોટામોટા લગભગ બધાંજ અધિકારીઓ હાજર રહ્યા હતા. શાહી વાજિંત્રોના ધ્વનિથી સારૂંય નગર ખરેખર એક આનંદનિકેતન બની રહ્યું હતું.

સમ્રાટ અકબરે આ આનંદોત્સવના ઉપલક્ષમાં સૂરિજીના ઉપદેશથી સ્તંભતીર્થીય સમુદ્રના અસંખ્ય જલચરજીવોને વર્ષાવધિ અભયદાન દેતું એક ફરમાન પત્ર પ્રકટ કર્યું × અને લાહોરમાં પણ એ દિવસે શાહી નોબત ગજાવી અમારિ ઉદ્‌ઘોષણા કરી.

આ ધાર્મિક હર્ષોત્સવમાં મંત્રીશ્વર કર્મચન્દ્ર વચ્છાવતે પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવામાં કશીજ કચાશ ન રાખી જેણે જે માંગ્યુ, તે તેને આપી પોતાની પ્રશસ્ત કીર્તિને ચિરસ્થાયી અને દિગંતવ્યાપી કરી, "યુગપ્રધાન" નામ સ્થાપનાપર યાચકોને નવ હાથી, પાંચસો ઘોડા, નવ ગામ અને સવા કરોડ રૂપિયાનું અભૂતપૂર્વ દાન દીધું, જેનો ઉલ્લેખ તત્કાલીન ગ્રંથ કર્મચન્દ્ર મંત્રિવંશ પ્રબંધ વૃત્તિ (સં. ૧૬૫૦) +, જયસોમજી કૃત પ્રશ્નોત્તર ગ્રંથ * (પ્રશ્ન નં. ૧૩૪ નો ઉત્તર) આદિમાં મળે છે.

---

× जग सगले जस पामीयउ, प्रतिबोधी पातशाह
खंभायत दधि माछली, राखी अधिक उच्छाह ॥ १ ॥

× × ×

खंभायत दरियावके जीरे जी, पूजजो छोडाया सहु जाल ।
(કવિ શ્રીસુંદર કૃત ગીતદ્વયે)

+ આ ગ્રંથમાં આ પ્રકરણમાં ઉલ્લેખિત તમામ વાતોનું વિસ્તૃત વર્ણન છે. પરંતુ ગ્રંથ વિસ્તારના ભયને કારણે એનાં શ્લોકો અહીં નથી આપ્યા.

* આ ગ્રંથમાં કેટલીક જાણવા જેવી વાતોની સાથે આ પ્રમાણે વર્ણન છે.

"દિવ્યા શ્રીલાહોરમાંદિ શ્રીઅકબર જલાલુદી પાતશ્યા શ્રી બૃહત ખરતર ગચ્છનાયક શ્રીજિનમાણિક્યસૂરિ પટ્ટાલંકાર શ્રીજિનચન્દ્ર

આ વિષયમાં એક પ્રાચીન કવિત્ત હીરકલશશિષ્ય હેમાણંદ-કૃત "ભોજ ચરિત્ર ચૌપાઈ" કે જે સં. ૧૬૫૪ ના દિવાળીના દિવસે 'ભદ્દાણુઈ' ગામમાં બનાવેલ, એની પ્રશસ્તિમાં આ પ્રમાણે લખેલું છે:—

"नव हाथी दिन्है नरेश, मदस्यौं मतवालइ ॥
पै राखो पचसइ लोकत, पावइ नित हालइ ॥
नवइ गांव बगसीस, सइ तु सहू को जाणइ ॥
सवा कोडिका दान, "मल्लवि" साच वखाणइ ॥
को राइ न राणा करि सकइ, संग्राम नंदन जो किया ।
युगप्रधानके नामकुं, कर्मचन्द इतना दिया । "

આ દાન ખરેખર અભૂતપૂર્વ હતું. પદસ્થાપનાને સમયે આટલું વિશાળ દાન અગાઉ કોઇએ દીધું નહોતું. આવા દાની મહાનુભાવોથીજ જૈનશાસન ગૌરવાન્વિત છે

લાહોરના સંઘે એકત્ર થઇ મંત્રીશ્વરને ઘેર જઈ તેમને યશતિલક કરી સન્માન્યા.

સમ્રાટ અકબરને પણ આ મહોત્સવના ઉપલક્ષમાં મંત્રીશ્વરે શેખ અબુલફજલને સાથે લઈ ૧૦૦૦૦) રૂપિયા, ૧૦ હાથી, ૧૨ ઘોડા અને ૨૭ તુક્કસ ભેટ ધર્યા. સમ્રાટે મંગલ નિમિત્તે રૂા. ૧) રાખી બાકી બધું મંત્રીશ્વરને પાછું

---

સૂરિજીને યોગ્યતા જાણી ખુસી થઇને યુગપ્રધાન નામે બોલાવ્યા, શ્રીકર્મ-ચન્દ્ર મંત્રીશ્વરે યાચકોને ૯ હાથી, ૫૦૦ ઘોડા, ૯ ગામ અને સવા કોડીનું દાન આપ્યા, મહામહોત્છવ કીધા ! લાહોરમાંહિ અમારિ ઘોષાઈ પાતિશાહિ નૌબતિ બજાઈ વલી મુંહતે. પાતિસાહજીને ૧૨૦૦૦ રૂપઈયા ૧૨ હાથી ૧૨ ઘોડા ૨૭ તુકકસ પેસ કીધા. શ્રીજીયે ૧૨ (૧) રુપઈયા રાખ્યા બીજા સર્વ મુંહતાનેજ બક્સ્યા. એવં મહામહોત્સવ પૂર્વક સર્વલોક સમક્ષ યુગપ્રધાન થાપ્યા તઉ તેહના શિષ્ય તથા શ્રાવક યુગપ્રધાન કહઈ તિહાં સ્યૌ દૂષણ થાઈ

આપ્યું. આ પ્રમાણે શાહજાદા મરીમ તેમજ શેખ અબુલફજલ આદિ સમ્રાટના આત્મીયજનોનો પણ ભેટપૂર્વક સત્કાર કર્યો. મંત્રીશ્વર સમ્રાટના સામાજિકાધ્યક્ષ પદ પર નિયુક્ત હતા. આથી એ વિભાગના તમામ કર્મચારીઓ અને અન્ય અધિકારિઓનું પણ ઉચિત સન્માન કરવામાં આવ્યું.

આમ આ મહાન મહોત્સવ અવર્ણનીય આનંદ, અનુપમ ઉત્સાહ અને અસાધારણ ભક્તિથી સંપૂર્ણ થયો. એ સમયના ભાવુક લોકોના ઉલ્લાસ, શુભભાવ અને હર્ષનો અનુભવ તો જેઓ એ ઉત્સવમાં હાજર હતા. તેઓજ કરી શકે. આ જડ લેખિનીદ્વારા એ આનંદનું વર્ણન કરવું શક્ય નથી. તો પણ સંક્ષિપ્તમાં એટલું તો અવશ્ય કહેવું પડશે કે એ ઉત્સવ અદૃષ્ટપૂર્વ, પરમગૌરવસંપન્ન અને જૈનશાસનની ભારે ઉન્નતિ અને ઉત્કર્ષ સાધવામાં અદ્વિતીય હતો.

સૂરિમહારાજે પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પર્વોને દિવસે "જય તિહુઅણ" પઢ(બોલ)વાનો શાશ્વતો (હંમેશાંને માટે કાયમ) આદેશ બોહિત્થ (બોથરા) વંશની સંતતિને આપ્યો અને આજ ત્રણે પર્વોના પ્રતિક્રમણમાં સ્તુતિ બોલવાનો આદેશ શ્રીમાલોને (સદાને માટે) આપ્યો.×

× वोहित्थ संतति नइ दियइ, युगप्रधान गणधारो रे।
पक्ष चउमास पजूसणइ, श्रीजयतिहुअण सारो रे॥ ७८॥
तिम चौमासइ, पाखीयई सवत्सरियइ थुइ रे।
पडिकमणइ संध्यातणै, श्रीमालांनइ हुइ रे॥ ७९॥
[કર્મચન્દ્ર વંશાવલી પ્રબંધ ચૌ.]

બીકાનેરમાં હજીયે ખરતરગચ્છમાં વચ્છાવતોનું ધાર્મિક કાર્યોમાં સારું સન્માન છે.

બીકાનેરના મહારાજા રાયસિંહજી × સૂરિજી મહારાજના પરમ ભક્ત હતા. અમો પહેલાં લખી ચૂકયા છીએ કે તેઓ પણ આ મહોત્સવમાં સામેલ હતા, એમણે દશ દિવસ બાદ એટલે કે ફાગણ શુદિ ૧૨ ના રોજ કેટલાંક ગ્રંથો સૂરિજી-મહારાજને આગ્રહપૂર્વક સમર્પણ કર્યા હતાં. સૂરિજીએ આ બધા ગ્રંથો બીકાનેરમાં સ્થપાએલ જ્ઞાનભંડારમાં રાખ્યા હતા +, એમાંથી બે ગ્રંથો અમને મળી શકયા છે, જેનો 'પુષ્પિકા' લેખ આ પ્રમાણે છે:—

"सं. १६४९ वर्षे फाल्गुनशुक्लद्वादश्यां श्रीलाभपुर-नगरे पातशाहश्रीअकबरप्रदत्तयुगप्रधानपदसमलंकृत खर(तर)-गच्छेश भट्टारक युगप्रधान श्रीजिनचन्द्रसूरिराजानां। श्रीजिनसिंहसूरियुतानां भूशक्रचक्रचर्चितचरणारविन्द महा-राजाधिराज श्रीरायसिंघैः कुवरश्रीदलपतिप्रभृतिपरिवारयुतैः पुस्तकमिदं विहारितं। तैश्च ज्ञानवृद्ध्यर्थं श्रीविक्रमनगरे चित्कोषे स्थापितम्। शिष्यादिभिर्वाच्यमानं चन्द्रार्कं चिरनंद्यात्।

[બન્ધસ્વામિત્વ ષડ્શીતિવૃત્તિ પત્ર ૫૦ શ્રીપૂજ્યજીના સંગ્રહમાંથી]

× એમનો જન્મ સં. ૧૫૯૮ ના શ્રા. વ. ૧૨ ના થએલ સં. ૧૬૨૮ વૈશાખ સુદિ ૧ ના દિને બીકાનેરની રાજગાદીએ બેઠા. તેઓ શૂર, વીર, અને દાની હતા. બાદશાહે ખુશ થઈ એમને "રાજા" ની પદવી, પાંચ હજારીનું મનસબ અને બાવન પરગણા જાગીરમાં દીધા, સં ૧૬૬૮ માં એમનો સ્વર્ગવાસ થયો. વધુ જાણવા માટે "બીકાનેર રાજ્યકા ઇતિહાસ", "ભારતકે પ્રાચીન રાજવંશ" અને "કર્મચન્દ્રવંશ પ્રબંધ" આદિ જુઓ.

+ સાહિત્યની રક્ષા અને અભિવૃદ્ધિ કરવા સારૂ સૂરિમહારાજે કેટલીય જગ્યાએ જ્ઞાનભંડાર સ્થાપ્યાં હતાં. આ પુસ્તકો બીકાનેર જ્ઞાનભંડારમાં રખાવ્યા હોવાનું બીજાંય કેટલાંય પુસ્તકોની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે, જેમાં અનેક ભક્ત શ્રાવકોએ ગ્રન્થો લખાવી રખાવ્યાં હતાં. કેટલાંય પુસ્તકોની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે કે એમણે ખંભાતના જ્ઞાનભંડારમાં પણ કેટલાંય ગ્રન્થો સ્થાપિત કર્યાં હતાં.

सं. १६४९ वर्षे फाल्गुनशुक्लद्वादश्यां गुरौ पुण्ययोगे श्रीलाभपुरे जंतुजाता..............हि शाहि श्रीअकबरप्रदत्त युगप्रधानपदसमलंकृत—श्रीमत्खरतरगच्छाधिप—भट्टारक........ श्रीजिनसिंहसूरिसंयुतानां। सदा सुप्रसन्नवदनारविन्द महाराजाधिराज श्री.........विहारित पुस्तकमिदं ज्ञानवृद्धयर्थं च श्रीविक्रमपुरवरे तैश्च भांडागारे स्थापितम्। शिष्य......

[ અમારા સંગ્રહમાં, મૂષકોએ કાપી નાંખેલ પન્નવણા સૂત્રમાંથી]

કહેવાય છે કે કોઇક સમયે સૂરિજી મહારાજે જ્યારે શાહી દરબારમાં પ્રવેશ કર્યો. અને બાદશાહ સ્વાગત કરવા સામે આવ્યા, ત્યારે માર્ગના કોઈ નાળામાં એક બકરી રાખેલ હતી. જ્યારે સમ્રાટે સૂરિજીને આગળ પધારવા વિજ્ઞપ્તિ કરી, ત્યારે સૂરિજીએ પોતાના યોગબળ વડે ભૂગર્ભમાં રહેલ બકરીનું સ્વરૂપ જાણી લીધું, એટલે ત્યાંજ અટકી જઈ કહ્યું કે "નાળામાં જીવ છે, એને ઉલંઘીને ન આવી શકાય" સમ્રાટે પૂછ્યું કે "કેટલા જીવ છે?" સૂરિજીએ કહ્યું "ત્રણ જીવ છે" સમ્રાટ ચકિત થઈ વિચારવા લાગ્યા કે નાળામાં તો એકજ બકરી રાખી છે. ને સૂરિજી ત્રણ જીવ હોવાની વાત કરે છે, એ કેમ બની શકે ? પણ જ્યારે નાળું ખોલી જોયું તો બરાબર ત્રણ જીવ નીકળ્યાં, કેમકે બકરી સગર્ભા હતી અને એણે ભૂગર્ભમાંજ બે બચ્ચાંને જન્મ આપ્યો હતો. આ આશ્ચર્યજનક ઘટનાથી સમ્રાટના દિલમાં સૂરિજી પરત્વે અત્યંત શ્રદ્ધાભકિત ઉત્પન્ન થયાં ×

---

× સં. ૧૭૧૨ આસપાસની લખાયેલ બીકાનેર જ્ઞાનભંડારની એક પટ્ટાવલીમાં આ ઘટનાનો ઉલ્લેખ આ પ્રમાણે છે:-

"જિવારંઉ અતિશય દેખીનઈ પાતિશાહઈ યુગપ્રધાન પદવી દીધી તે અતિશય કહઇ છઇ. એકદા કિયઈ એકે શાહી નઘ કહ્યઉ એહ ગુરૂ જ્ઞાની

એજ પ્રમાણે એક વખતે સમ્રાટને સૂરિમહારાજના ભકત બની ગયેલા જોઈ ઈર્ષાવશ કાજીએ સમ્રાટની નજરે સૂરિજીને નીચા દેખાડવાના હેતુથી મંત્રબળ વડે પોતાની ટોપી ઉડાડી આકાશમાં અધર રાખી. સૂરિજી પોતાના બુદ્ધિ-વૈભવથી કાજીનો ઉદ્દેશ સમજી ગયા, અને જૈનશાસનની અવહેલના ન થતાં પ્રભાવના થાય એ હેતુથી કાજીએ ઉડાવેલ ટોપીને પાછી લાવવા મંત્રશક્તિ દ્વારા રજોહરણને એની પાછળ મોકલ્યું. સૂરિમહારાજે મોકલેલ રજોહરણે કાજીની ટોપીને દાંડીથી મારતાં મારતાં પાછી લાવી કાજીના મસ્તક પર ગોઠવી દીધી! આમ નિષ્ફળ થતાં, કાજીએ પોતાના ઈર્ષ - અભિમાનનો ત્યાગ કર્યો.+

એક ત્રીજી ચમત્કારિક ઘટના પણ આ પ્રમાણે કહેવાય છે. કે—આહાર માટે પરિભ્રમણ કરતા સૂરિજીના એક શિષ્યને રસ્તામાં સામે મળેલ મૌલવીએ જ્યારે તિથિ પૂછી ત્યારે તેણે ભૂલથી અમાવાસ્યાને બદલે પૂર્ણિમા કહી દીધી. આ વાતનો ઉપહાસ કરી મૌલવીએ કહ્યું કે 'વાહ મહારાજ! મેં સાંભળ્યું છે કે જૈન સાધુઓ

---

છઇ કાં એક જ્ઞાન (?) પૂછઉ? તરઈ પાતશાહઈ પોતારઇ સિંઘાસણ નીચે પરવર્તી ગર્ભવતી એક છાલી ઘાલિનઇ આપ ઉપરિ બઇઠા, તરઈ ગુરાંનઇ પૂછ્યઉ "મેરે નીચે ક્યા હૈ?" ગુરે લગ્ન લેઇનઇ કહ્યો એક નર બિ માદી છઇ, શાહિ કાઢી જોયઉ છાલી બ્યાઇ, જ્ઞાન મિલ્યો તરઈ યુગપ્રધાન પદની દીધી" આ ઉપરાંત અન્ય કેટલાંએ કવિતોમાં પણ બકરીઓના ભેદનો ઉલ્લેખ છે.

+બીકાનેર સ્ટેટ લાયબ્રેરીમાં જિનસાગરસૂરિ શાખાની એક ૧૮ મા શતાબ્દીમાં લખેલ પટ્ટાવલીમાં લખ્યું છે કે જિનસિંહ સૂરિજીને બાદશાહે કરામાત બતાવવાનું કહ્યું ત્યારે એમણે કહ્યું કે અમે ભિક્ષુઓ કરામાત શું જાણીએ? એટલામાં કાજીએ મંત્રશક્તિથી પોતાની ટોપી આસમાનમાં ઉડાડી, ત્યારે જિનસિંહસૂરિજીએ ઓઘા વડે એ ટોપીને પાછી આકર્ષિત કરી. ઈત્યાદિ

જૂઠું નથી બોલતા, પરન્તુ આ તો સગસર જૂઠું જ છે, હવે જોઈએ કે આજે પૂર્ણિમાનો ચંદ્ર કઈ રીતે પ્રકાશમાન થાય છે. તે સાધુજીને પણ પોતાની ભૂલ સમજાઈ ગઈ, પરન્તુ મોંઢામાંથી નીકળી ગએલું વચન હવે પાછું લઈ શકાય તેમ હતું નહીં, આથી એમણે ઉપાશ્રયમાં આવી સૂરિમહારાજને તમામ હકીકતથી વાકેફ કર્યા.

આ તરફ મૌલવી સાહેબે ચારે બાજુ, ને ઠેઠ સમ્રાટના દરબાર સુધી એ વાત ફેલાવી દીધી કે જૈન સાધુઓનાં કહેવા પ્રમાણે આજે ચાંદ ઉગવાનો! જૈન શાસનની અવહેલના ન થાય એટલા માટે સૂરિજીએ કોઈ શ્રાવકને ત્યાંથી સુવર્ણથાળ મંગાવ્યો, ને એને મંત્રબળે આકાશમાં ઉડાડી મૂકયો, આ થાળ સૂરિજીના પ્રતાપથી પૂર્ણિમાના ચન્દ્રની માફક સર્વત્ર પ્રકાશવા લાગ્યો આ વસ્તુની ખોજ કરવા સમ્રાટે ઘોડેસ્વારોને બાર બાર કોશ સુધી મોકલી આપ્યા, પરન્તુ જ્યાં જુઓ ત્યાં પ્રકાશ હતો. એમ જાણી સમ્રાટ ભારે વિસ્મય પામી રહ્યા.[૯]

---

[૯] આ ઘટનાનું કોઈ પ્રાચીન પ્રમાણ અમને નથી મળ્યું. આધુનિક વીસમી સદીમાં પ્રકટ થએલ ગ્રંથોમાં મહો. રામલાલજી ગણિકૃત "દાદાજીની પૂજા" અને આચાર્ય શ્રીજયસાગરસૂરિજી સંપાદિત "ગણધર સાર્ધ શતક ભાષાં.ર" શ્રીજિનદત્તસૂરિ જ્ઞાન-ભંડાર, મુંબઈથી પ્રકટ થએલ "શ્રી જિનચન્દ્રસૂરિ ચરિત્ર" વિગેરેમાં એવો ઉલ્લેખ મળી આવે છે. અને ચિત્રામાંય આ ચમત્કારિક ઘટનાનો ભાવ ચિત્રિત જોવા મળે છે. ખરતર ગચ્છની એક પટ્ટાવલીમાં શ્રીજિનપ્રભસૂરિજીના સંબંધમાં **"अमावास्या पूर्णिमा कृता येन, द्वादशयोजनं यावच्चन्द्रोद्योतो जातः।"** લખેલ છે.

ઉપરોક્ત ત્રણે ઘટનાઓ સહિત સૂરિજીના અકબર મિલનનું પ્રાચીન ચિત્ર, બીકાનેર જ્ઞાનભંડાર, શ્રીપૂજ્યજીનો સંગ્રહ, ઉ. જયચન્દ્રજીનો જ્ઞાન ભંડાર, અને યતિ મુકુન્દચન્દ્રજી પાસે, એવં બાબૂ પૂરણચન્દ્રજી નાહરના સંગ્રહમાં, અને બીકાનેર દુર્ગાન્તર્ગત 'ગજ મન્દિર' માં મળે છે. આ ચિત્રો "શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ જ્ઞાન ભંડાર" ઇંદોર તરફથી છપાઈ ચૂકેલ પણ છે.

સૂરિજી લાહોરમાં બિરાજ્યા એથી ત્યાંના સંઘમાં શાસનોન્નતિનાં અનેક ધર્મકૃત્યો થયાં. લોકોનાં હ્રદયમાં સદ્ભાવનાના શ્રોત વહેવા લાગ્યા. જૈન ધર્મની અતિશય પ્રભાવના થવા લાગી.

ત્યાંથી વિહાર કરી સૂરિ મહારાજ હાપાણાઈ પધાર્યા, સંવત ૧૬૫૦ નો ચાતુર્માસ ત્યાં કર્યો, એક દિવસે રાત્રિના સમયે ઉપાશ્રયમાં ચોર આવી પહોંચ્યા. પરન્તુ એને માટે અહીં કયાં ધનમાલ સંચિત હતાં? અને જે કાંઈ હતું તે તો સાધુઓનાં ભણવા ગણવાના ગ્રંથો કે ભિક્ષા માટેના કાષ્ઠપાત્રો. પણ ચોરોએ તો એ પણ ન છોડયા, પુસ્તકો ઉપાડી રવાના થવા લાગ્યા. પરન્તુ સૂરિજીના યોગબળથી ચોર લોકો આંધળાભીંત બની ગયા, અને પુસ્તકો પાછા મળ્યા. ×

આ ચમત્કારપૂર્ણ ઘટનાથી સૂરિમહારાજના તપોબળની સર્વત્ર ખૂબ ખૂબ પ્રશંસા થવા લાગી, સૂરિજી "હાપાણાઈ" ચોમાસું બિરાજ્યા, એથી ત્યાં અધિકાધિક ધર્મ-ધ્યાન થવા લાગ્યાં

---

બાબૂ પૂરણચન્દ્રજી નાહર એમ. એ; બી. એલ, ને ત્યાં અકબર મિલન સમયનું પ્રાચીન ચિત્ર છે, એમાં ઉપરોક્ત ત્રીજી ચમત્કારિક ઘટન નો ભાવ નથી, ને એને બદલે એ ચિત્રમાં એક પાડો ચિત્રેલ છે, કે જે શ્રી જિનપ્રભસૂરિજીના વિષયમાં " **कियो महिप मुखि वाद नयर पिक्खई नरनारी** " આ ચમત્કારનો સ્મૃતિસૂચક ભાવ જણાય છે. અમારી સમજ પ્રમાણે ,"અમાસનો ચન્દ્ર" અને "મહિષ મુખવાણી" નો ચમત્કાર જિનપ્રભસૂરિજી સાથેજ સંબંધ ધરાવે છે. આ ચમત્કારો વધુ પડતા પ્રસિદ્ધ થઈ ગયાને કારણે સંભવતઃ સૂરિજીના ચિત્રની સાથે લગાવી દેવાયા છે. ઉપા૦ જયચન્દ્રજી ગણિની પાસે જે ચિત્ર છે એમાં તો ચારેય ચમત્કારો સૂરિજીના ચિત્રમાં ચિતરેલાં છે.

× વિહાર પત્ર નં. ૧ માં લખ્યું છે કે "**रातइ चोर पइठा पुस्तक सर्व लेइ गया परं अंधा थया, पुस्तक आया पाछा.**"

શ્રી બીકાનેરના જ્ઞાન ભંડારની એક પટ્ટાવલીમાં લખ્યું છે કે:—

"**हापाणि ग्रामे ध्यान बलइ जियई चोर निस्तेज कीधा.**"

## પ્રકરણ ૯ મું

### સમ્રાટ પર પ્રભાવ

સમ્રાટ અકબર સૂરિમહારાજના પરમ ભક્ત બની ચૂકયા હતા. સૂરિમહારાજ હાપાણાઈમાં ચાતુર્માસ રહ્યા. તે સમયે પણ સમ્રાટ એમનું હંમેશાં સ્મરણ કર્યા કરતા. સૂરિજીના આદેશથી પરમગીતાર્થ ઉપાધ્યાય શ્રીજયસોમજી આદિએ સં. ૧૬૫૦ નો ચાતુર્માસ પણ લાહોરમાંજ કર્યો + તેઓ ઘણીવાર શાહી દરબારમાં જાયા કરતા. એમની સાથે ધર્મચર્ચા કરી સમ્રાટ અનેક પ્રકારનું જ્ઞાન મેળવતા. અવારનવાર સમ્રાટ તેમને સૂરિમહારાજની સુખ-શાંતિના (સંવાદ-ખબર) પૂછી સંતોષ મેળવતા.

ચાતુર્માસ પૂરો થતાંજ સમ્રાટે સૂરિમહારાજને લાહોર પધારવાનુ વિનીત આમંત્રણ પાઠવ્યું. સમ્રાટના આગ્રહથી સૂરિમહારાજ લાહોર પધાર્યા સં. ૧૬૫૧ નો ચાતુર્માસ પણ એમણે ત્યાં કર્યો. આ સમાગમથી સમ્રાટ પર અલૌકિક પ્રભાવ

---

+ જયસોમજીએ આજ ચાતુર્માસમાં વિજયાદશમીને દિવસે "કર્મચન્દ્ર મંત્રિ વંશ પ્રબંધ" નામક સંસ્કૃત પદ્ય ગ્રંથ રચી પૂર્ણ કરેલ.

પડ્યો. મેડતાના "નવામન્દિર" ના શિલાલેખોથીx જાણવા મળે છે કે સૂરિજીના ઉપદેશથી સમ્રાટે ગત પ્રકરણમાં દર્શાવેલ પ્રતિવર્ષ આષાઢીય અષ્ટાન્હિકા અમારિ, ખંભાતના દરિયાના જલચર જીવોની રક્ષા અને યુગપ્રધાન પદ પ્રદાન ઉપરાંત પણ કેટલાંક મહત્વનાં કાર્યો કર્યાં હતાં, જે આ પ્રમાણે છે :–

(૧) દરવર્ષે અષાઢ ચોમાસીની અઠાહિ આદિ બધું મળી ૭ માસ સુધી પોતાના સમસ્ત રાજ્યમાં જીવહિંસાનો નિષેધ.

(૨) શત્રુંજયાદિ તીર્થોની કરમુક્તિ.

(૩) ગોરક્ષાનો સર્વત્ર પ્રચાર.

જૈન દર્શનના અહિંસા તત્ત્વનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપ સૂરિમહારાજે સમ્રાટને બહૂજ સારી રીતે સમજાવી દીધું જેના પ્રભાવથી સમ્રાટનું હૃદય એટલું દયાર્દ્ર અને કોમળ બની ગયું + કે 'જીવહિંસા' એ શબ્દ સાંભળવો પણ એમને માટે અસહ્ય

---

x श्रीअकब्बरसाहिप्रदत्तयुगप्रधानपदप्रवरैः प्रतिवर्षाषाढीयाष्टाह्निकादिषाण्मासिकामारिप्रवर्त्तकैः। श्रीपंत (? स्तम्भ)-तीर्थोदधिमीनादिजीवरक्षकैः। श्रीशत्रुंजयादितीर्थकरमोचकैः। सर्वत्र गोरक्षाकारकैः पंचनदीपीरसाधकैः। युगप्रधानश्रीजिनचन्द्रसूरिभिः। आचार्यश्रीजिनसिंहसूरि श्रीसमयराजोपाध्याय वा. हंसप्रमोद वा. समयसुन्दर वा. पुण्यप्रधानादिसाधुयुतैः। [શ્રીજિનવિજયજી સંપાદિત 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' લેખાંક ૪૪૩].

+ સૂરિજીને આપેલ ફરમાન પત્રમાં ખુદ સમ્રાટ પોતાના દયાળુ વિચાર આ પ્રમાણે દર્શાવે છે :–

"અસલ વાત તો એમ છે કે જ્યારે પરમાત્માએ મનુષ્યને માટે ભાંતભાંતના પદાર્થો બનાવ્યા છે, ત્યારે એણે કોઇપણ જાનવરને કદી પણ દુઃખ ન જ દેવું જોઇએ, ને પોતાના પેટને પશુઓની કબર ન બનાવવી જોઇએ"

થઈ પડયો; અને માંસભક્ષણ પરત્વે સારી ઘૃણા પેદા થઈ ગઈ હતી. આ વાતને વિષે સમ્રાટ જહાંગીર તેમની 'આત્મજીવની' માં પોતાના રાજ્યારોહણ પછી પ્રકટ કરેલ ૧૨ આજ્ઞાઓમાંની ૧૧ મી આજ્ઞામાં આ પ્રમાણે લખે છે :-

आमार जन्म मासे समग्र राज्ये मांसाहार निषिद्ध एव वत्सरेर मध्ये एमन एक एक दिन निर्दिष्टे थाकिते, जे दिन सर्व प्रकार पशुहत्या निषिद्ध। आमार, राज्यारोहण दिन बृहस्पतिवार से दिन एवं, रविवार, केह मांसाहार करिते पारिवे ना। केनना से दिनं जगत सृष्टि सम्पूर्ण होईयाछिल, से दिन कोन जीवेर प्रान हरन करा अन्याय। ११ वत्सरेर अधिक काल आमार पिता एई नियम पालन करियाछेन एवं एई समयेर मध्ये रविवार दिन तिनि कखनऊ मांसाहार करेन नाई। सुतरां आमार राज्ये आमिऊ एई दिन मांसाहार निषिद्ध चलिया घोंपण करितेछि"।

[जहांगीरेर आत्मजीवनी]

"મારા જન્મ માસમાં સમસ્ત રાજ્યમાં માંસાહાર નિષિદ્ધ રહેશે વર્ષમાં એક એક દિવસ એવા રહેશે જેમાં સર્વ પ્રકારની પશુહત્યાનો નિષેધ રહેશે. મારો રાજ્યાભિષેકદિન અર્થાત્ બૃહસ્પતિવાર અને રવિવારે પણ કોઈ માંસાહાર નહીં કરી શકશે. કેમકે તે દિવસે સંસારનું સૃષ્ટિસર્જન સંપૂર્ણ થયું હતું, એ દિવસે કોઈપણ પ્રાણીની હત્યા કરવી અન્યાય છે. મારા પિતાએ અગિયારથીયે વધુ વર્ષો સુધી આ નિયમોને પાળ્યા છે, અને તે દરમ્યાન રવિવારના દિવસે એમણે કદીયે માંસાહાર નહીં કરેલ, આથી મારા રાજ્યમાં પણ તે તે દિવસોમાં જીવહિંસા નિષેધ કરવાની હું ઉદ્ઘોષણા કરૂં છું"

સમ્રાટે કરેલ જીવહિંસાનિષેધનું સારૂંય શ્રેય જૈનસાધુઓ-

નાં સમાગમના ફળ સ્વરૂપેજ છે, એ વાત સુપ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસકાર ડો. શ્રીવિન્સેન્ટ એ. સ્મિથ તેમના પુસ્તક "Akbar The Great Mogal" "મહાન મોગલ અકબર" ના સન ૧૯૧૭ના સંસ્કરણમાં પૃ. ૧૬૭ પર લખે છે કે :–

"Akbar's action in abstaining almost wholly from eating meat and in issuing stringent prohibitions, resembling those of Ashoka, restricting to the narrowest possible limits the destruction of animal life, certainly was taken in obedience to the doctrines of his Jain Teachers. The infliction of capital penalty on a human being for causing the death of an animal, was in accordance with the practice of several famous ancient and Buddhist and Jain Kings. The regulations must have inflicted much hardship on many of Akbar's subjects and especially on the Mahammadans."

અર્થાત્—અકબરે માંસનો લગભગ સંપૂર્ણ ત્યાગ કર્યો હતો, અને સમ્રાટ અશોકની માફક ક્ષુદ્રમાં ક્ષુદ્ર ( ન્હાનામાં ન્હાની પણ ) જીવહિંસાનો નિષેધ કરવા જે સખત ફરમાનો કાઢયાં, એ બધાં એના જૈન ગુરુઓના સિદ્ધાંતો અનુસારના આચરણનાંજ પરિણામ છે. હિંસા કરનાર માનવીને સખ્ત સજા કરવી, એ પણ પ્રાચીન પ્રસિદ્ધ બૌદ્ધ અને જૈન સમ્રાટોના રિવાજ અનુસારનુંજ કાર્ય હતું. આ આજ્ઞાઓ–ફરમાનોથી અકબરની પ્રજામાનાં ઘણા લોકોને, ખાસ કરીને મુસલમાનોને ઘણી મુશ્કેલી પડી હશે.

વળી પણ પોતાના પુસ્તક " અકબર "ના પૃષ્ઠ નં. ૩૩૫ માં ડો. વિસેન્ટ સ્મિથ એજ બાબત સ્પષ્ટતાપૂર્વક લખે છે કે:—

He cared little for flesh food, and gave up

the use of it almost entirely in later year's, of his life, when he came under Jain influence".

અર્થાત્—માંસાહાર પરત્વે સમ્રાટને બિલ્કુલ રૂચિ નહોતી, અને જીવનના અંતિમ ભાગમાં તો જ્યારથી પોતે જૈનોના સમાગમમાં આવ્યા ત્યારથી તો એનો સર્વથા જ ત્યાગ કરી દીધો.

બાબૂ પૂરણચન્દ્રજી નાહર એમ. એ. બી. એલ એમ આર. એ. એસ. મહોદયનાં સંગ્રહસ્થ એક ગુટકામાં પ્રાચીન કવિત્ત આ પ્રમાણે લખેલ છે:—

आदरियो चडोजती ताई अकबर, लोक हुवा सहु लरै लवे।
गढ जिणी जवे कीजती गायां, जीवनके को तठे जवे ॥ १ ॥
पति असुरां लागो आई, पाप कबे चग्णा दिसि करि।
मंडलि तियांले सुरहे मारता, मुरगा हीटलम तेथ मरि ॥२॥
पहवो घरम आदरे अकबर, जिण धर्म देखी वांवडो जत्त।
भोजन किवला तिके भखता, पर मंस खावा लियां परत्त ॥३॥

ભાવાર્થ—સૂરિજીની વંદનાર્થે સમ્રાટ સામા ગયા, એમની સાથે પ્રજા અને અનુગામી અમીર ઉમરાવ પણ હતા. ગુરુના ચરણમાં સમ્રાટે બન્ને હાથ જોડી પ્રણામ કર્યા, એમના ઉપદેશથી સમ્રાટ જૈન ધર્મનો એટલો આદર કરવા લાગ્યા કે જેના પરિણામે જે કિલ્લામાં ગાયોની કતલ થતી હતી, મરઘાં અને હિટલા આદિ જાનવરો મર્યા જતાં હતા, એ બધી કતલ બંધ થઈ ગઈ, એટલુંજ નહીં પરંતુ સમ્રાટ કે જે પહેલાં માંસ ભક્ષણ કરતા હતા એમણે એનો ત્યાગ કરી દીધો.

સમ્રાટ જહાંગીરના કથનાનુસાર છેવટના અગિઆરથી વધુ વર્ષો, અને ડૉ. વિન્સેન્ટ સ્મિથના 'જીવનના અંતિમ ભાગ' ના કથનથી સ્પષ્ટ થાય છે કે સમ્રાટના હૃદયમાં આટલો ઉંડો દયાભાવ જાગવાનું ખાસ કારણ જિનચન્દ્રસૂરિજી અને એમના શિષ્ય શ્રીજિનસિંહસૂરિજીનો ધર્મોપદેશ જ છે. કેમકે સં.

૧૬૬૨ માં અકબરનો દેહાંત થયો, અને સં. ૧૬૪૯ થી અકબરને સૂરિજીના સત્સમાગમનો લાભ મળ્યો. સૂરિજી સં ૧૬૫૧ માં અકબરની પાસેજ હતા. એથી ઉપરના બન્ને કથનોને પરિપુષ્ટિ મળે છે.

આ કથનને ટેકો આપતા બીજાંય કેટલાંય પ્રમાણો મળે છે. ડો. સ્મિથે આગળ જતાં આ પ્રમાણે લખ્યું છે :–

But the Jain holy men undoubtedly gave Akbar prolonged instruction for years, which–largely influenced his actions and they secured his assent to their doctrines so for that he was reputed to have been converted to Jainism."

–"Jain Teachers of Akbar"

"પણ, જૈન સાધુઓએ વર્ષો સુધી અકબરને ઉપદેશ આપ્યો હતો કે જેનો અકબરના કાર્યો પર મોટો પ્રભાવ પડયો હતો. તેઓએ પોતાના સિદ્ધાન્તોનો સ્વીકાર એટલે સુધી કરાવ્યો હતો કે લોકો સમ્રાટને જૈન સમજતા થઈ ગયા હતા"

–"અકબરના જૈન ગુરુઓમાંથી"

લોકોની આ સમજ કેવળ અનુમાન પ્રેરિત નહોતી, કિન્તુ વાસ્તવિક પણ હતી. કેટલાંય વિદેશી મુસાફરોને પણ અકબરનો વ્યવહાર નિહાળી એમ નિશ્ચય થઈ ગયો હતો કે અકબર જૈન સિદ્ધાન્તોનો અનુયાયી હતો.

આ સંબધમાં ડો. સ્મિથ પોતાના "અકબર" નામક ગ્રન્થમાં એક મહત્વની વાત પ્રકટ કરે છે. એમણે ઉક્ત પુસ્તકના ૨૬૨મા પૃષ્ઠમાં 'પિનહેરો' નામના એક પોર્ટુગીઝ પાદરીના પત્રના એ ભાગને ઉદ્ધૃત કર્યો છે કે જે ઉપર્યુક્ત

ના ડિસેમ્બરની ૩ જી તારીખે લખ્યો હતો; જે આ પ્રમાણે છે.

He follows the sect of the jains (Vertei)

અર્થાત્-"અકબર જૈન સિધ્ધાન્તોનો અનુયાયી છે" (જૈનોના કેટલાંક સિધ્ધાન્તો પણ એણે આ પત્રમાં લખ્યા છે.)

આ પત્ર લખાયાનો સમય સં. ૧૬૫૨ (સન ૧૫૯૫) છે. બરાબર આ સમયે શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજ, શ્રીજિનસિંહ સૂરિજી આદિ લાહોરમાં અકબરની પાસે હતા. આથી અકબરને જૈનધર્માનુરાગી કહેવડાવાનો શ્રેય સૂરિજીનેજ છે. કેમકે આ પ્રભાવ સૂરિજીના સતત ધર્મોપદેશનોજ છે.

પ્રોફેસર ઈશ્વરીપ્રસાદ પોતાના પુસ્તક A short history of Muslim Rule in India "ભારતના મોગલ શાસનનો સંક્ષિપ્ત ઈતિહાસ" નાં પ્રથમ સંસ્કરણમાં પૃષ્ઠ નં. ૪૦૬ પર લખે છે.

"The Jain teachers who are said to have greatly influenced the emperor's religions out look were Hiravijaya suri, Vijayasena suri, Bhanuchandra Upadhyaya and Jinchandra. From 1578 on wards one or two jain teachers always remained at the court of the Emperor. From the first he received instructions in the jain doctrine at Fateh pur and received him with great courtesy and respect. The last (i. e. jinchandra) is reported to have converted the emperor to jainism...............

Yet the jains exercised a far greater influence on his habits and made of life than the jesuits......

The tax on pilgrims to the Satrunjaya hills was abolished and the holy places of the jains were placed under his control. In short, Akbar's giving

એમની આજ્ઞાથી ઘણા વિદ્વાનોએ અનેક ગ્રંથો રચ્યા હતા, જેનો ઉલ્લેખ તે તે વિદ્વાનોના પરિચયમાં કર્યો છે. ગ્રંથ રચના ઉપરાંત એમના આદેશથી ઘણી જગ્યાએ પ્રતિષ્ઠાઓ પણ થઈ હતી. જેમાં સં. ૧૬૫૦ અષાઢ સુદિ ૯ ના રોજ મહોપાધ્યાય શ્રીપુણ્યસાગરજી પ્રતિષ્ઠિત શ્રીજિનકુશલસૂરિજીની પાદુકાનો લેખ જૈન લેખ સંગ્રહ ભા. ૩ ના લેખાંક ૨૪૯૪ માં છપાઈ ચૂકેલ છે. અને સં. ૧૬૬૯ વૈ. સુ. ૧૩ "સમદાનગર" માં પં. રાજપ્રમોદના શિ૦ પં૦ નંદિજયે પ્રતિષ્ઠા કરેલ મહાવીર ચૈત્યનો લેખ "યતીન્દ્ર વિહાર દિગ્દર્શન" ભાગ-૧ માં છપાએલ છે.

સં. ૧૬૬૧ અક્ષય તૃતિયાએ જ્યારે સૂરિમહારાજ, જિનસિંહ સૂરિજી, ઉ. સમયરાજ, ઉ. રત્નનિધાન, પં. પુણ્યપ્રધાન આદિ શિષ્યો સાથે નાગોર પધાર્યા, ત્યારે ત્યાંના નિવાસી કાતેલા ગોત્રીય સં. સહસા, સં. સુરતાન સંકરે પોતાના પુત્ર તેજસી, જોધા, ડુંગરસી, કપૂરચંદ, પૂરણમલ આદિ સપરિવારે સાંગૈકાદશાંગ આગમ પુસ્તકો વહોરાવેલ, તે પુસ્તકો-માંથી સ્થાનાંગ સૂત્ર વૃત્તિ પત્ર ૩૭૧ + શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ × જ્ઞાન ભંડાર, બીકાનેરમાં થોડા સમય પહેલાં વિદ્યમાન હતી.

+ આ પ્રતિ સૂરિજીએ પોતાના વિદ્વાન શિષ્ય વા૦ સુમતિકલ્લોલ ગણિને આપી અને તેમણે પોતાના શિષ્ય વિદ્યાસાગરને માટે સંશોધિત કરી હતી.

× ભારે ખેદ છે કે જિનકૃપાચન્દ્રસૂરિજીનો આ જ્ઞાન ભંડાર-આખોય વેચાઈ ચૂકયો છે.

સં. ૧૬૫૫ કાર્તિક સુદિ ૧૩ ના જ્યારે આપ ઉપરોકત શિષ્યમંડળ સાથે ખંભાતમાં હતા, ત્યારે હાથાણુક ગામના સંઘે "જ્યોતિષ્કરંડ વૃત્તિ" નામે ગ્રંથ વહોરાવ્યો. સૂરિજીએ એ ગ્રંથની સ્થાપના સ્તંભતીર્થના જ્ઞાન ભંડારમાં કરી, આ ગ્રંથ પણ (પત્ર ૧૨૦) ઉપરોકત (કૃપા૦ સૂ૦) જ્ઞાન ભંડારમાં છે.

આ ઉપરાંત પણ સેંકડો ગ્રંથ * ભકત શ્રાવકોએ વહોરાવી જ્ઞાનભક્તિ અને ગુરુભક્તિનો લાભ ઉઠાવેલ. સૂરિજીએ એ બધાને ખંભાત અને બીકાનેરના જ્ઞાનભંડારમાં સુરક્ષિત કર્યાં. જેમાંથી બીકાનેરના જ્ઞાનભંડારોમાં હજૂય બહુ વિસ્તૃત × પ્રશસ્તિયોવાળાં ઘણાં ગ્રન્થો મૌજૂદ છે. વિસ્તાર ભયથી એ સઘળાંનો ઉલ્લેખ અમોએ અહિં નથી કરેલ.

સૂરિમહારાજના કરકમલવડે પ્રતિષ્ઠિત થયેલ ઘણાં ઘણાં

---

* ખંભાતનો ભંડાર જોવાથી, સંભવ છે કે કાંઇ નવું પણ જાણુવા મળે. ખંભાતમાં પ્રાગ્વાટ જ્ઞાતિવાળાઓએ લખાવેલ સં ૧૬૫૬ વૈ. સુ. ૫ મહાનિશીથી સૂત્રની પ્રતિ પત્ર ૨૧ (નં. ૨૧૬૬) બાબૂ પુરણુચન્દ્રજી નાહરના સંગ્રહમાં છે.

સૂરિજીએ લખાવેલ પ્રતિઓ ઠેક ઠેકાણેં વધુ પ્રમાણુમાં મળી આવે છે. 'જેસલમેર ભાંડાગારીય ગ્રંથાનાં સૂચિ' માં સં. ૧૬૩૫ અપાઢ સુદિ — ના લખેલ પ્રતિની પ્રશસ્તિ ઉક્ત ગ્રંથના પરિશિષ્ટ પૃ. ૫ માં જૂઓ.—

બીકાનેર સ્ટેટ લાયબ્રેરી ગ્રંથાંક ૪૮૩૨ ની પ્રશસ્તિ આ પ્રમાણે છે.

"श्रीशाहिप्रतिबोधकारकश्रीजिनचन्द्रसूरि युगप्रधानानां प्रतिरियं लिखिता संवत् १६५६ वर्षे धन्य त्रयोदश्या ।

( સૂરિ મંત્રાદિ સામાન્ય કલ્પ પત્ર ૧૧ )

× એમાંથી એક પ્રશસ્તિ ( યોગશાસ્ત્ર વૃત્તિ ) ની નકલ પરિશિષ્ટ (૫) માં આપેલ છે.

જિનબિંબો પણ અહીં તહીં મળી આવે છે, જેનાં કેટલાંક લેખો અમો આગળ આપી ચૂકયા છીએ. બાકીના સં. ૧૬૧૬ અને ૧૬૬૭ ના લેખોની નકલ નીચે આપીએ છીએ.

(૧) "संवत् १६१६ वर्षे वशाख वदि ६ ने ओसवाल ज्ञातीय राखेचागोत्रे मं॰ हीरा भार्या हांसू भा० हीरादे पुत्र देवदत्त भा० देवलदे सुत उदयसिंघ रायसिंघ कुटुंबयुतेन मं० देवदत्तेन श्रीवासुपूज्य चतुर्विंशति पट्ट कारापितं श्री-खरतरगच्छे श्रीजिनचंद्रसूरिभिः प्रतिष्ठितं ॥श्री॥

(શ્રીગૌડી પાર્શ્વનાથ મંદિર—બીકાનેર)

(૨) सं० १६१६ वर्षे श्रीपार्श्वनाथबिम्बं प्रतिष्ठितं श्री-जिनचन्द्रसूरिभिः ।

(શ્રીમહાવીરનું મંદિર–આસાનિયોનો ચોક, બીકાનેર)

શ્રીશત્રુંજય તીર્થપર પ્રતિષ્ઠિત—

सं. १६६७ वर्षे फाल्गुन सुदि पंचम्यां गुरौ सं० रत्ना पुत्र सं० जुगकेन का० श्रीचंद्रप्रभबिंबं प्र० श्रीबृहत्खरतर-गच्छेशाऽकबर साहि प्रतिबोधक युगप्रधान श्रीजिनचन्द्रसूरिभिः आ० जिनसिंहसूरियुतैः वा० पुण्यप्रधान वा० राजसमुद्र (रम्यां) स्यां (?) व्यलेखि प्रतिष्ठापया(माल) मौलि बिम्बसेत् *

सं. १६६७ वर्षे फाल्गुन शुक्ल पंचमी गुरौ श्रीविक्रम नगर वास्तव्य श्रीओसवालज्ञातीय डसला गोत्रीय सा० हीरा। तत्पुत्र सा० मोकल । तत्पुत्र अज्जा । तत्पुत्र दतुं

---

* આ લેખ અમને આ પ્રકરણ લખતી વખતેજ પાલીતાણાથી પ્રવર્તક મુનિવર્ય શ્રીસુખસાગરજી મહારાજ પાસેથી મળ્યો. એ સંવતના બીજા કેટલાક લેખો અમને મોકલવાની તેઓશ્રીએ કૃપા કરી છે. પરંતુ એ બધાં અપૂર્ણ હોવાથી અત્રે નથી આપેલ.

त्पुत्र सा० अमीपाल भार्या अमोलकदे पुत्ररत्नेन सा० ठाखाकेन । भार्या लखमादे लाछलदे पुत्र सा० चन्द्रसेन तुलसी सा० पदमसी प्रमुख पुत्र पौत्रादि परिवार सहितेन श्री पार्श्व बिम्बं अष्टदल कमल सपुटसहितं कारितं, प्रतिष्ठितं श्रीशत्रुंजयमहातीर्थे श्रीबृहत्खरतरगणाधीश श्रीजिनमाणिक्यसूरि पट्टालंकारक, श्रीपातिसाहप्रतिबोधक युगप्रधान श्रीजिनचन्द्रसूरिभिः ॥ पूज्यमानं चिरं नंदतु । आचन्द्रार्कं ॥

( અષ્ટદલકમલ પર શ્રીમહાવીરજીના (વેદોના) મંદિરમાં, બીકાનેર )

શ્રીશત્રુંજય મહાતીર્થની એમણે કેટલીય વાર યાત્રાઓ કરી હતી, અને ત્યાં એમના ઉપદેશથી ખરતરગચ્છના સંઘે ઘણાં નવા મન્દિરો બંધાવ્યાં હતાં.× ઉપરાંત બીજા પણ સૌરીપુર, હસ્તિનાપુર, ગિરનાર, આબૂ, આરાસન, રાણકપુર, વરકાણા, શંખેશ્વર આદિ ઘણા તીર્થ સ્થળે યાત્રાઓ કરી હતી, જેનો ઉલ્લેખ પા૦ રત્નનિધાનકૃત ગીત અને અપૂર્ણ મોટી ગહુંલીમાં છે.+ સ્વર્ગીય ગુરુદેવ શ્રીજિનદત્ત સૂરિજી અને જિનકુશલ સૂરિજી શાસન સેવામાં આપને પૂરો સાથ આપતાં, ને હંમેશાં હાજરાહજૂર રહેતાં.

સૂરિજીએ રચેલાં કેટલાંક સ્તવનો પણ અમોને મળેલ છે. સૂરિજી અત્યંત ઉચ્ચ ચારિત્રવાળા અને પરમ નિઃસ્પૃહી હતા. એમને કોઈ પ્રકારનો અનુચિત પ્રતિબંધ નહોતો. કહેવાય છે કે એક દિવસ બીકાનેરમાં જ્યારે તેઓ ભગવતીસૂત્ર વાંચતા હતા. ત્યારે એક દિવસ વ્યાખ્યાન સમયે સંજોગવશાત કર્મચંન્દ્રજી હાજર ન થઈ શકયા. સૂરિજીએ વ્યાખ્યાન વાંચવું

× પરિશિષ્ટ (ધ) માંની પ્રશસ્તિ જૂઓ.

+ આ બન્ને ગીતો "ઐ. જૈ. કા. સંગ્રહ"માં છપાયેલ છે.

શરૂ કર્યું. કર્મચન્દ્રની માતુઃશ્રી એ નિવેદન કર્યું કે "ભગવન્! મારો પુત્ર આપનો પરમ ભક્ત અને આગમ શ્રવણનો અભિલાષી છે. એટલે એના આવ્યા પછી વ્યખ્યાન શરૂ કર્યું હોત તો ઠીક થાત" સૂરિજીએ આ ઉપરથી પોતાના ઉચ્ચ ચારિત્રનો આ શબ્દોમાં પરિચય આપ્યો : "એ પ્રમાણે હું કોઈ પણ વ્યક્તિનો પ્રતિબંધ ન રાખી શકું. હું મારા વિચારોમાં કોઇનેચ્ચ કે ઊંનીચ જોતોજ નથી. સભામાં હાજર રહેલાં બધાંજ મારે મન કર્મચંદ્રજ છે; એક વ્યક્તિને કારણે વ્યાખ્યાનનો સમય આગળ પાછળ કરવો સાધુઓને માટે યોગ્ય નથી." સૂરિજીનું આવું સ્પષ્ટવકતવ્ય સાંભળી કર્મચન્દ્રની સાએ રોષની દૃષ્ટિથી ચારે બાજૂ જોયું ! તો એને સર્વત્ર કર્મચંદ્ર કર્મચન્દ્રજ બેઠા દેખાયા. બસ ત્યારથી એને સમજાયું કે અમારી જે ભકિત છે એ આપણા પોતાના આત્મ કલ્યાણ નિમિત્તોજ હોવી જોઇએ, સૂરિજીતો નિઃસ્પૃહ છે. હાજર રહેલી જનતાપર સૂરિજીનો આ સ્પષ્ટ ઉત્તરનો ભારે પ્રભાવ પડયો. ×

"ગણધર સાર્દ્ધશતક ભાષાંતર"+ માં લખ્યું છે કે એક વાર સૂરિજી કોઇ નગરમાં પધાર્યા. ત્યાં એક ધર્મદ્વેષી કાપાલિક યોગી લોકોને ડરાવવા નિમિત્તે કાળા સાપનું રૂપ ધારણ કરી ઉપાશ્રયમાં આવી બેઠો. આ ઉપદ્રવના નિવારણાર્થે

× આ પ્રવાદ સંક્ષેપમાં (મુંબઇથી પ્રકાશિત) જિનચંદ્રસૂરિ ચરિત્રમાં પણ લખેલ છે.

+ આ ગ્રંથ ઈંદોરના "શ્રીજિનકૃપાચદ્રસૂરિજ્ઞાન ભંડાર" તરફથી છપાઈ ગએલ છે.

સઘે સૂરિજીને વિનંતિ કરી, સૂરિજીએ શેષ નાગને આકર્ષી ઉપદ્રવ દૂર કર્યો

કાપાલિકે સૂરિજી માટે ઈર્ષા ધારણ કરીને પોતાની મંત્ર શકિતથી ગર્વાન્વિત બની સૂરિજીને છેતરવાના અનેક પ્રપંચો રચ્યા અને કરામાત (માંત્રિક ચમત્કાર) બતાવવા સૂરિજી સામે પડકાર કર્યો. સૂરિજીએ મૃદુ વચનોથી શાંતિપૂર્વક સમજાવવાની બહુ કોશીષ કરી, અને એમ પણ કહ્યુ, "અહો ! યોગીરાજ! આવા મિથ્યા પ્રયત્નોમાં છે શું ? આ બધું છોડી પરમાત્માનું ભજન કરો કે જેથી આત્માનું કલ્યાણ થાય." પરન્તુ આ યોગીરાજ સીધી વાત માને એવા નહોતા, એમણે તો ઉલ્ટું અધિકાધિક ઉપદ્રવ કરવો શરૂ કર્યો, એટલુંજ નહિ પરંતુ કાંઇક ચમત્કાર બતાવી લોકોને ધાર્મિક શ્રધ્ધાથી ચલિત કરવાનું પણ દુઃસાહસ કર્યું. ઘણાં ઘણાં આડંબર રચ્યા, ત્યારે સૂરિજીએ શાસન પ્રભાવનાના હેતુથી સૂરિમંત્રના પ્રભાવથી એના તમામ ઉપદ્રવોનો વિનાશ કરી એનાથીયે અધિક ચમત્કારિક વસ્તુઓ બતાવી શ્રાવકોને ધર્મમાં દૃઢ કર્યા. આથી કાપાલિક પણ સૂરિજીની અસાધારણ પ્રતિભા જોઈ એમનો ભક્ત બની ગયો.

એકવાર સૂરિજી અને કોઈ યોગીને મંત્રવિદ્ય સંબંધી વાર્તાલાપ થતાં કોઈ અપૂર્વ કાર્ય કરી બતાવવાનું નક્કી થયું, એને પરિણામે સૂરિજીએ વડનગરથી જૈનમંદિરને આકાશ માર્ગે ઉડાવી રતલામથી ૧૦ માઈલ પર આવેલ સેમલિયા નગરમાં સ્થાપિત કર્યું, શાંતિનાથજીનું આ મંદિર આજે પણ માલવદેશનું એક તીર્થસ્થળ મનાય છે, આ મંદિરમાં સૂરિજીની

ચરણપાદુકા પણ છે. ત્યાં દર વરસે ભાદરવાસુદિ ૨ના રોજ મંદિરમાં દૂધની વર્ષા થાય છે, એ પ્રત્યક્ષ ચમત્કાર છે. યોગીએ લાવેલ મહાદેવજીનું મંદિર પણ અરણોદ પાસે વિદ્યમાન હોવાનું સંભળાય છે. ×

એકવાર સૂરિજી ગોઢવાલ (બાડમેર આસપાસના) પ્રદેશમાં પધાર્યા, ત્યાંના શ્રાવકોને ધાર્મિક તત્ત્વોથી અનભિજ્ઞ અને વિવેક હીન જોઈ ધર્મબોધ આપ્યો, અને શૌચ પ્રવૃત્તિથી રહિત એવા તે પ્રદેશના બધા શ્રાવક સમાજને શૌચવૃત્તિમાં યોજિત કર્યા, એટલે આ પ્રસંગની એક કહેવત તે પ્રદેશમાં પ્રસિદ્ધ થઈ ગઈ જે આજેય પ્રસિદ્ધ છેઃ—'જિનચન્દ્રસૂરિ બાબો ભલેજ આવિયો, સાઠે વરસે હાથમેં પાણી લિરાવિયો.'

એકવાર સૂરિજી સેત્રાવા નામના ગામે પધાર્યા, ત્યાંના સંઘે એમનું ભારે સ્વાગત કર્યું, એ નગરમાં મહર્દ્ધિક ચોપડા ગોત્રીય ધન્નાશા નામના શેઠ રહેતા હતા, સંતાન ન હોવાથી તેઓ સદા ઉદાસીન રહેતા હતા. સૂરિજીના સામર્થ્યને જાણી એમણે પોતાનું દુઃખ સૂરિજી મ૦ને કહી બતાવ્યું. સૂરિજીએ કહ્યું કે ધર્મજ ઇચ્છિત વસ્તુને આપવાવાળો છે, માટે નિઃશંક બની અધિકાધિક ધર્મારાધના કરો, કે જેથી આલોક અને પરલોક બન્નેનાં કાર્ય સિદ્ધ થાય. સૂરિજીના ઉપદેશથી તેઓ વિશેષરૂપે એકચિત્તે ધર્મધ્યાન કરવા લાગ્યા. ક્રમશઃ એમને સાત પુત્રો થયા. એક

× આવીજ ચમત્કારિક દંતકથા નાડોલના મંદિર સંબંધે જાણીતી છે, એ બાબતમાં વડવા જૈન મિત્રમંડળના સમેતશિખર સ્પેશ્યલ ટ્રેન 'સ્મરણાંક', અને કોન્ફરંસ–હેરલ્ડના 'ઇતિહાસ સાહિત્ય' અંકમાં યશોભદ્રસૂરિજીનું ચરિત્ર જુઓ.

વાર સૂરિજી વિહારક્રમથી ફરી સેત્રાવા પધાર્યા, ત્યારે એમના પુત્ર ચોલાજી અને ભોલાજીએ સૂરિજી પાસે દીક્ષા લીધી. કેટલાંક વર્ષો બાદ એમણે સૂરિજીની આજ્ઞાથી સેત્રાવામાં ચોમાસું કર્યું. એ સમયે મહામારીનો રોગ ફેલાયો ત્યારે તેમાં ઉપદ્રવ શાંત કરી લોકોને ચમત્કૃત કર્યા. ત્યાર પછી પોતે સમાધિ મરણથી એ બન્ને દેવગત થયા, સંઘે એમના સ્તૂપ બનાવ્યા, એ સ્તૂપે આજે પણ મૌજૂદ છે, અને ચમત્કારી છે.

આ ચમત્કારી વાતો અમે ખૂબ સંક્ષેપમાં કહી છે વિસ્તારથી જાણવા માટે ઉપરોક્ત ગ્રંથ (ગણધર સા૦ શ૦ ભાષાંતર) જોઈ લેવો.

વસ્તુતઃ મહાપુરૂષોના જીવનજ ચમત્કા મય હોય છે, એમના પવિત્ર આચાર અને અમોઘ વાણી જનસમુદાયને મંત્રમુગ્ધ કરી દે છે. અને ભક્તોનાં કાર્યો આપોઆપ સફળ થાય છે. સૂરિજી જ્યાં વિચરતા ત્યાં દુષ્કાળમાં પણ વર્ષા થતી, ને સુકાળ થઈ જતો, મહામારી આદિ રોગ ઉપશમી જતાં આવી આવી અનેક વાતો પટ્ટાવલીમાં છે.

"મહાજન વંશ મુક્તાવલી"માં લખ્યું છે કે સૂરિજીએ ૧૮ ગોત્રોને પ્રતિબોધ આપી જૈન બનાવ્યા, અને એમ પણ લખ્યુ છે કે જેસલમેરના કિશનગઢના રાઠોડ મોહનસિંહ અને પોચીસિંહને પ્રતિબોધ આપી વ્રતધારી શ્રાવક બનાવ્યા, એમનાથી 'મુહણોત' અને 'પીંચા' ગોત્ર પ્રસિધ્ધ થયા.

પટ્ટાવલિમાં લખ્યું છે કે એમણે પ્રતિમોત્થાપક લુમ્પક-મતનો ઉચ્છેદ કરી શ્રાવકોને શુદ્ધ શ્રધ્ધામય બનાવ્યા.

ગણાધીશ્વર શ્રીહરિસાગરજી મહારાજ સં. ૧૯૯૨ વૈ.

વ. ૧૦ ના કાર્ડમાં લખે છે કે "અમદાવાદમાં ઓસવાલ જાતિમાં એક 'કડિયા' નામે ગોત્ર છે આ ગોત્રવાળાઓને શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજે પ્રતિબોધી સુખી બનાવ્યા. શ્રીયુત્ ચિમનલાલજી * કડીઆ. ઠિ. શેખનોપાડો, અમદાવાદ, એ સરનામે પત્ર લખવાથી વિશેષ માહિતી અવશ્ય મળશે. આ લોકોએ બનાવેલ મંદિર અમદાવાદમાં છે. પાલીતાણામાં ધર્મ-શાળા છે, જે મોતી કડિયા ધર્મશાળાના નામથી જાણીતી છે.

સૂરિજીનું આદર્શ અને પુનીત જીવન આપણને સાચે રાહે જવામાં સહાયભૂત થાઓ, એજ એક અભિલાષા સાથે કવિ-વર સમયસુંદરજી રચિત સ્તુત્યષ્ટક તથા સુગુરૂ મહિમા છંદદ્વારા સૂરિજીનાં વિમલ યશોગાન ગાઈ આ ચરિત્ર સમાપ્ત કરીએ છીએ.

---

નોટ:–ચમત્કારી ઘટનાઓ અને ગોત્ર પ્રતિબોધ બાબતમાં પ્રમાણના અભાવે અમે કાંઈ કહી શકતા નથી. ઓસવાલ જાતિના ઇતિહાસમાં 'મુહણોત' ગોત્ર સં. ૧૩૫૧ નાં કાર્તિક સુદિ ૧૩ ના રોજ ખેડનગરમાં મોહનજીના પ્રતિબોધ પામ્યાથી પ્રસિદ્ધ થયાનું લખ્યું છે.

* ગણાધીશજીના લખ્યા પ્રમાણે અમોએ એમને 'રિપ્લાઈ કાર્ડ' લખી મોકલેલ, પરંતુ એનો કશોજ ઉત્તર મળ્યો નથી.:

---

कविवर श्रीमत्समयसुंदरोपाध्याय रचित युगप्रधान श्रीजिनचन्द्रसूरि

स्तुत्यष्टक. (सवैया)

एजी संतनके मुख वाणी सुणी, 'जिणचंद' मुणिंद महंत जति,
तप जप करे गुरु गुज्जरमें, प्रतिबोधतहै भविकुं सुमति ।

तबहीचित चाहन चूंप भई, 'समयसुंदर' के प्रभु[१] ‍
पठइ[२] पातशाहि अज्जब[३] की छाप, बोलाये गुरु गजराज
पजी गुज्जरतैं गुरुराज चले, बिचमें चोमास जा
'मेदिनीतट' मंत्री मंडाण कियो, गुरु 'नागोर' आदरव
मारवाड़ 'रिणी' गुरु वंदनको, तरसे 'सरसे'[४] बिच
हरख्यो संघ 'लाहोर' आये गुरु, पातशाह 'अकबर' पां
पजी शाह 'अकबर' वब्बरके, गुरु सूरति देखत
हम योगी अति सिद्ध साधु व्रती. सबही षटदर्शनं
तप जप्प दया धर्म धारणको, जग कोइ नहीं इन
[५]"समयसुंदर' के प्रभु धन्य गुरु, पातशाह 'अकबर' जो
पजी अमृतवाणी सुणी सुलतान, ऐसा पातिशाह हुक
सब आलममांहि अमारि पलाइ, बोलाय गुरु फरमाण
जग जीवदया धर्म दाखणतैं, जिनशासनमें जु सोभा
"समयसुंदर' कहे गुणवंत गुरु दृग देखी हरषित होत हि
पजी श्रीजी गुरु धर्मगोठ[७] मिले, सुलताण 'सलेम' अर
गुरु जीवदया नित चाहत है, चित अंतर प्रीति प्रती
"कर्मचंद' बुलाय दियो फुरमाण, छुडाइ खंभाइतकी
"समयसुंदर' कहे सब लोकनमें, जु 'खरतर'गच्छकी ख्या
पजी 'श्रीजिनदत्त' चरित्र सुणी, पातशाह भयो गुररा
उमराव सबे करजोडी खडे, पभणे अपणे मुख हाज
युगप्रधान[८] किये गुरुकुं, गिगिडदुं धुंधुं वाज
"समयसुंदर' तूंही जगतगुरु, पातशाह 'अकबर' गाजीय
पजी ज्ञान विज्ञान कला सकला, गुण देख मेरा मन रीझ

પાઠાંતરો અને અમુક શબ્દોના અર્થ

१ गुरु पा० २ મોકલ્યા ३ બાદશાહ અકબરની ४ વચ્ચે

...यु' को नंदन एम अखे, 'मानसिंह' पटोधर कीजीये जी ।
...शाह हजूरी थप्यो 'सिंहसूरी,' मंडाण मंत्रीश्वर वींजीयेजी,
...नचंद' अने 'जिनसिंहसूरि' चन्द-सूरज ज्यूं प्रतपीजीयेजी ॥७॥
... 'रीहड' वंश विभूषण हंस, 'खरतर'गच्छ समुद्र ससी,
...ज्यो 'जिनमाणिकसूरि'के पाट, प्रभाकर ज्यूं प्रणमो उलसी;
सुद्ध 'अकबर' मानते है, जग जागत है परतीति इसी;
...णचंद' सुणिंद चिरं प्रतपो, 'समयसुंदर' देत आशीस इसी ॥८॥

॥ સુગુરૂ મહિમા છંદ ॥

अवलियो अकबर तास अंगज, सबल शाहि सलेम ।
शेख अबुल आजम खानखाना, मानसिंहसुं प्रेम ॥
रायसिंह राजा भीम राउल, सूर नय सुरतान ।
बड़ा बड़ा महिपती वयण मानई, दियइ आदरमान ॥१॥
गच्छपति गाइयै जु, जिनचंदसूरि मुनिमहिराण
अकबर थापियोजी, युगप्रधान गुण जाण ॥आं०॥
काश्मीर, काबुल, सिंध, सोरठ, मारवाड (मेवाड') ।
गुजरात पूरब गौड़ दक्षिण, समुद्रतट पय लाड ॥
पुर नगर देश प्रदेश सगलै, समई जेति आण (भानु)
आषाढ़ मास अमीय वर्षे, सुगुरु पुण्य प्रमाण ॥२॥(गच्छ०)
पंच नंदी पांचे पीर साध्या, खोडिया क्षेत्रपाल ।
जल बहै जेथ अगाध प्रवहण, थांभीया तत्काल ॥
... ... ... ...किता किता कहुं वखाण ।
परसिध्ध अतिशय कला पूरण, रीझवण रायाण ॥३॥(गच्छ)०
गच्छराज गिरुयो गुणे गाढो, गोयमा अवतार ।
वड़ बखतवंत बृहत्खरतर, गच्छको सिणगार ॥
चिरंजीवो चतुर्विध संघ सांनिध, करउ कोडि कल्याण ।
गणि 'समयसुन्दर'सुगुरु भेटया,सफल आज विहाण ।४।(गच्छ०)

॥ ઇતિ પરમપ્રભાવક યુગપ્રધાન સુગુરૂ મહિમા છંદ સંપૂર્ણ ॥

# પરિશિષ્ટ (क)

## વિહાર પત્ર-નં. ૧

॥ યુગપ્રધાન (જિન) ચંદ્રસૂરિકૃત નાંદિ અનુક્રમેણ (લિખ)ઈ છઈ॥

| | |
|---|---|
| ૧ ચંદ્ર | સં. ૧૫૯૫ ચૈત્ર વદિ ૧૨ જન્મ, નામ 'સુરતાણ' સં. ૧૬ (૦૪) દીક્ષા, 'સુમતિધીર' નામ, સં. ૧૬૧૨ ભાદ્રવા સુદિ ૯ ગુરૌ પદસ્થાપના, 'શ્રીજિનચંદ્રસૂરિ' નામ<br>× સૂરિપદથી ચોમાસાઓની સંખ્યા. |
| ૨ મંડણ | |
| ૩ વિલાસ | |
| ૪ મેરૂ | સં. ૧૬૧૨ જેસલમેરૂ ચઉમાસ<br>× ૧, સૂરિપદ રાઉલ 'માલદે' દિવરાવ્યો. |
| ૫ વિમલ | „ ૧૩ બીકાનેર ચઉમાસ ૨ |
| ૬ કમલ | „ ૧૪ બીકાનયરિ ચઉ. ૩, પરિગ્રહ ત્યાગ વિક્રમપુરે |
| ૭ કુશલ | „ ૧૫ મહેવઈ (સંપ્રતિ નાકોડા તીર્થ યા એના નષ્ટકનું અન્ય કોઈ સ્થળ) ચઉમાસ ૪ |
| ૮ વિનય | „ ૧૬ જેસલમેરુ „ ૫ |
| ૯ હેમ | „ ૧૭ પાટણિ „ ૬ ત્ર. ચર્ચાજય, અભયદેવ સૂરિ |
| ૧૦ રાજ | „ ૧૮ ખંભાઈત „ ૭ |
| ૧૧ આનંદ | „ ૧૯ પાટણિ „ ૮ |
| ૧૨ નિધાન | „ ૨૦ વીસલનગરિ „ ૯ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ ચન્દ્ર | સં. ૨૧ બીકાનેર | ચઉમાસ | ૧૦ |
| ૧૪ વિજય | ,, ૨૨ જેસલમેરૂ | ,, | ૧૧ |
| ૧૫ તિલક | ,, ૨૩ બીકાનેરૂ | ,, | ૧૨ |
| ૧૬ સિંહ | ,, ૨૪ નડુલાઈ | ,, | ૧૩ |
| ૧૭ હર્ષ | ,, ૨૫ બાપડાઉ | ,, | ૧૪ |
| ૧૮ પ્રમોદ | ,, ૨૬ બીકાનેરિ | ,, | ૧૫ |
| ૧૯ વિશાલ | ,, ૨૭ મહિમ | ,, | ૧૬, શાં કું. અ. મ. શ્રુ ચં.દ્ર. સુ. સ્થૂ. નેમિચૈત્ય વિચી સૌરીપુર યાત્રા, ચંદ્રવાડિ હથિણાઉરિ આવ્યા. |
| ૨૦ સુંદર | ,, ૨૮ આગરા | ,, | ૧૭ |
| | ,, ૨૯ નારનઉલી | ,, | ૧૮ |
| ૨૧ નન્દિ | ,, ૩૦ રુસ્તકિ | ,, | ૧૯ |
| ૨૨ સિંધુર | ,, ૩૧ બીકાનેર | ,, | ૨૦ |
| ૨૩ મંદિર | ,, ૩૨ બીકાનેર | ,, | ૨૧ બીકાનેરથી જેસલમેરૂ આવતાં ફ્લવર્ધી ચૈત્ય તાલા ઉઘાડયા. |
| ૨૪ કલ્લોલ | ,, ૩૩ જેસલમેરૂ | ,, | ૨૨ |
| ૨૫ ધરમ | ,, ૩૪ દેરાઉરૂ | ,, | ૨૩ |
| ૨૬ વલ્લભ | ,, ૩૫ જેસલમેરુ | ,, | ૨૪ |
| ૨૭ નંદન | ,, ૩૬ બીકાનેર | ,, | ૨૫ |
| ૨૮ પ્રધાન | ,, ૩૭ સેરૂણા | ,, | ૨૬ |
| ૨૯ લાભ | ,, ૩૮ બીકાનેર | ,, | ૨૭ |
| ૩૦ વર્ધન | ,, ૩૯ જેસલમેરૂ | ,, | ૨૮ |

| | | |
|---|---|---|
| ૩૧ જય | સં. | ૪૦ આસણિકોટિ ચઉમાસ ૨૯ |
| ૩૨ પ્રભ | ,, | ૪૧ જાલોર ઋષિમતિ ચરચા જય ,, ૩૦ |
| ૩૩ સાગર | ,, | ૪૨ પાટણિ ,, ૩૧ |
| ૩૪ સમુદ્ર | ,, | ૪૩ અહમદા(વા)દિ ,, ૩૨ |
| ૩૫ કુંજર | ,, | ૪૪ ખંભાઈતિ ,, ૩૩, સંઘ આગ્રહિ અમદાવાદ આવી શ્રીશત્રુંજયયાત્રા. |
| ૩૬ દત્ત | ,, | ૪૫ સૂરતિ (સુરત) ,, ૩૪ |
| ૩૭ પતિ | ,, | ૪૬ અમદાવાદ ,, ૩૫ |
| ૩૮કલ્યાણ | ,, | ૪૭ પાટણિ , ૩૬, તિહાં ચઉમાસ કરી અમદાવાદ આવી સંઘ વંદાવી ખંભાઇતિ આવ્યા, તત્ર શ્રીજીના + તેડા આવ્યા, અસાડ સુદિ ૮ પ્રસ્થાન ૯ ચાલ્યા, ફાગણ સુદિ ૧૨ દિનિ (લાહોર) પહુંતા. |
| ૩૯ શેખર | ,, | ૪૮ જાલોર ,, ૩૭ |
| ૪૦ કીર્તિ | ,, | ૪૯ લાહોરી ,, ૩૮ |
| ૪૧ મેરુ | ,, | ૫૦ હાપાણઈ ,, ૩૯, રાત્રિઇ ચોર પઇઠા, પુસ્તક સર્વ લઈ ગયા પરં અંધ થયા, પુસ્તક આવ્ય ।।૭।। |
| ૪૨ સેન | ,, | ૫૧ લાહોરી ,, ૪૦ |

+ 'શ્રીજી' આ શબ્દ બાદશાહનું સંકેતવાચક છે, સમ્રાટ અકબર અને તે પછી સમ્રાટ જહાંગીરને માટે આ સંકેત લખેલ છે.

૪૩ સિંહ — સં. ૫૨ હાપાણઈ ચઉમાસ ૪૧, ઋષિમતી × કૃત કુમતિકુદ્દાલ ગ્રંથ (ખો)ટઉ શ્રીજી હુજૂર કીધઉ, ફુરમાણ (કાઢયા?)

૪૪ કલશ, ઇતિ નંદી — „ ૫૩ જેસલમેરુ „ ૪૨

„ ૫૪ અહમદાવાદી „ ૪૩, માહ સુદિ ૧૦ બડી પ્રતિષ્ઠા સોમજી

„ ૫૫ ખંભાઇત „ ૪૪, શ્રીરાજાજીના તેડા....

„ ૫૬ અહમદાવાદિ „ ૪૫, તત્ર બુર્‌હાનપુરિ શ્રીજીયે ચિતાર્યા, પ્રહ્લાદ ઈડર પ્રમુખ ગામે થઈ ઘણા લાભ લેઈ રાજનગરિ આવ્યા, અત્ર + શ્રી કર્મચન્દ્ર મંત્રી પરોક્ષ થયા.

„ ૫૭ પાટણિ „ ૪૬

„ ૫૮ ખંભાઈત „ ૪૭

„ ૫૯ અહમદાબાદિ „ ૪૮

„ ૬૦ પાટણિ „ ૪૯

---

× "ઋષિમતી" શબ્દ તપાગચ્છીયોનો સંકેતવાચક છે.

શ્રીમાન્ મોહનલાલ દલીચંદ દેસાઇએ 'યુગ પ્રધાન નિર્વાણ રાસ' ના સારમાં ઋષિમતીથી લુંકા મતનો નિર્દેશ કર્યો છે, પરંતુ ખરતર ગચ્છીય ગ્રંથોમાં અનેક જગાએ "ઋષિમતી" વિશેષણ તપાગચ્છવાળાઓ માટેજ પ્રયુક્ત કર્યો છે.

+ 'અત્ર' એટલે આ સમયે. નહીં કે અહિં અમદાવાદમાં

સં. ૬૧ મહેવઇ ચઉમાસ, ૫૦, કાં. કમ્માઈ
પ્રતિષ્ઠ કરાવી.
„ ૬૨ બીકાનેર „ ૫૧, તત્ર પ્રતિષ્ઠા
„ ૬૩ બીકાનેર „ ૫૨, તત્ર પ્રતિષ્ઠા
„ ૬૪ લવેરઇ „ ૫૩, રાજા + 'સૂરિ'
વાંદિવા આવ્યો જોધપુર થકી.
„ ૬૫ મેડતઇ „ ૫૪, અહમદાણા(દ)
સંઘરઈ તેડઇ રાજનગરિ આવ્યા
„ ૬૬ ખંભાઇત „ ૫૫
„ ૬૭ અહમદાણાદ્રિ „ ૫૬
„ ૬૮ પાટણિ „ ૫૭, જિનશાસનને
કામૈ આગરૈ શ્રીજી કન્હઈ પધાર્યા,
પછે ષટ્દર્શન મુગતા કરાવ્યા.
„ ૬૯ આગરઈ „ ૫૮
„ ૭૦ બીલાડે „ ૫૯, સ્વર્ગ

આ પછી જિનદત્તસૂરિજી સંબંધી કેટલીયે વાતો લખી છે, પરંતુ અપ્રાસંગિક હોવાથી એની નકલ નથી આપી ને એનો બ્લોક પણ નથી બનાવ્યો.
(પત્ર ૧ અમારા સંગ્રહમાં તે કાળનો લખેલ)

---

× જોધપુરના તત્કાલિન નરેશ સૂરસિંહજી (સૂર્યસિંહજી).

સં. ૬૧ મહેવઇ ચઉમાસ, ૫૦, કાં. કમ્મઈ
 પ્રતિષ્ઠ કરાવી.
„ ૬૨ બીકાનેર „ ૫૧, તત્ર પ્રતિષ્ઠા
„ ૬૩ બીકાનેર „ ૫૨, તત્ર પ્રતિષ્ઠા
„ ૬૪ લવેરઇ „ ૫૩, રાજા× 'સૂરિ'
 વાંદિવા આવ્યો જોધપુર થકી.
„ ૬૫ મેડતઇ „ ૫૪, અહમદાણા(દ)
 સંઘરઈ તેડઇ રાજનગરિ આવ્યા
„ ૬૬ ખંભાઈત „ ૫૫
„ ૬૭ અહમદાબાદિ „ ૫૬
„ ૬૮ પાટણિ „ ૫૭, જિનશાસનને
 કામૈ આગરૈ શ્રીજી કન્હઈ પધાર્યા,
 પછૈ ષટ્દર્શન મુગતા કરાવ્યા.
„ ૬૯ આગરઈ „ ૫૮
„ ૭૦ બીલાડૈ „ ૫૯, સ્વર્ગ

આ પછી જિનદત્તસૂરિજી સંબંધી કેટલીયે વાતો લખી છે, પરંતુ અપ્રાસંગિક હોવાથી એની નકલ નથી આપી ને એનો શ્લોક પણ નથી બનાવ્યો.
(પત્ર ૧ અમારા સંગ્રહમાં તે કાળનો લખેલ)

---

× જોધપુરના તત્કાલિન નરેશ સૂરસિંહજી (સૂર્યસિંહજી).

## વિહાર પત્ર નં. ૨

સંવત્ પનરઈ ૯૫ વૈશા(ખ) વદિ ૧૨ જન્મ, જન્મ નામ 'સુરતાણ' દીધા.

સંવત્ ૧૬૦ (૪) ૨ (?) દીક્ષા લીધી "સુમતિધીર" નામ દીધઉ,

સંવત્ સોલઇસઈ બારોતરઇ ભાદવા સુદિ ૯ ગુરૂવારઈ પદ દીધઉ

સંવત્ બારોતરઈ શ્રીજેસલમેરૂ ચઉમાસ સૂરિપદારોહણ

સંવત્ તેરોતરઈ બીકાનેર ચઉમાસ

સંવત્ ૧૪ (ચઉદોત્તરઈ) બીકાનેર ચઉમાસ, પરિગ્રહ ત્યાગ મં૦ સાંગઈ મહોચ્છવ કીધઉ.

સંવત્ પનરઇ મહિવઇ ચઉમાસ; તિહાં છમ્માસી તપ

સંવત્ સોલોતરઇ જેસલમેરૂ ચઉમાસ; વીદા(?)

સંવત્ સત્તરોત્તરઇ પાટણ ચ. ક. ચર્ચા જય; અભયદેવસૂરિઃ

સંવત્ ૧૮ ખંભાઇત ચઉમાસ; સા૦ કમ્મનઈ આગ્રહ ચઉ.

સંવત્ ઉગણીસોત્તરઈ પાટણી ચઉમાસ

વીસોત્તરઈ બીકાનેર

ઇકવીસોત્તરઈ બીકાનેર; સાંગા આગ્રહ

બાવીસોત્તરઇ જેસલમેર; વિચિ નાગોર હસન કુલીખાન જયલાભ પઈસારઉ

તેવીસોત્તરઈ બીકાનેર.

ચઉવીસોત્તરઈ નાકુલાઈ; લશ્કરનઉ ભય કાતિ. સુદિ ૧૦ નિવર્ત્યઉ.

પંચવીસોત્તરઇ બાપડાઉ.

## વિહાર પત્ર નં. ૨

સંવત્ પનરઈ ૯૫ વૈશા(ખ) વદિ ૧૨ જન્મ, જન્મ નામ 'સુરતાણ' દીધા.

સંવત્ ૧૬૦ (૪) ૨ (?) દીક્ષા લીધી "સુમતિધીર" નામ દીધઉ,

સંવત્ સોલઇંસઇ બારોતરઇ ભાદવા સુદિ ૯ ગુરૂવારઈ પદ દીધઉ

સંવત્ બારોતરઈ શ્રીજેસલમેરૂ ચઉમાસ સૂરિપદારોહણ

સંવત્ તેરોતરઈ બીકાનેર ચઉમાસ

સંવત્ ૧૪ (ચઉદોત્તરઈ) બીકાનેર ચઉમાસ, પરિગ્રહ ત્યાગ મં૦ સાંગઈ મહોચ્છવ કીધઉ.

સંવત્ પનરઇ સહિવઇ ચઉમાસ; તિહાં છમ્માસી તપ

સંવત્ સોલોતરઇ જેસલમેરૂ ચઉમાસ; વીદા(?)

સંવત્ સત્તરોત્તરઇ પાટણ ચ. ક. ચર્ચા જય; અભયદેવસૂરિઃ

સંવત્ ૧૮ ખંભાઇત ચઉમાસ; સા૦ કમ્મનઈ આગ્રહ ચઉ.

સંવત્ ઉગણીસોત્તરઈ પાટણી ચઉમાસ

વીસોત્તરઈ બીકાનેર

ઈકવીસોત્તરઈ બીકાનેર; સાંગા આગ્રહ

બાવીસોત્તરઇ જેસલમેર; વિચિ નાગોર હસન કુલીખાન જય-લાભ પઈસારઉ

તેવીસોત્તરઈ બીકાનેર.

ચઉવીસોત્તરઈ નાડુલાઈ; લશ્કરનઉ ભય કાતિ. સુદિ ૧૦ નિવર્ત્યઉ.

પંચવીસોત્તરઇ બાપડાઉ.

છાવીસોત્તરઈ બીકાનેર.

સતાવીસોત્તરઈ મહિમ, શાં૦ કું૦ અ૦ મ૦ શુંભ, ચન્દ્ર૦ મુ૦
રથૂ૦ નેમિ ચૈત્ય બિંચિ સોરીપુર યાત્રા, ચન્દ
વાડ હથણાઉર પછઇ આવ્યા

અઠાવીસોત્તરઇ આગરઈ

ઉગણુતીસઈ નારનઉલ.

તીસઈ રૂસ્તક ચઉમાસ

ઈગતીસઈ બીકાનેર

બત્તીસઈ બીકાનેર

તેતીસઈ જેસલમેર

ચઉતીસઈ દેરાઉર

પઇંતીસઈ જેસલમેર

છત્તીસઈ બીકાનેર

સઇંતીસઈ સેરૂણઇ

અડતીસ બીકાનેર

ગુણતાલઈ જેસલમેર

ચાલઈ આસણીકોટ

ઈકતાલઈ લાહોર ચઉમાસ; ચર્ચાજય

બયાલઈ પાટણ ચઉમાસ; ચાર્ચાજય *

---

* ૧ વિહારપત્રમાં સૂરિજીનો વિજય લખ્યો છે. આજ વાત વિસ્તારપૂર્વક કુંભચંદ્રકૃત "સુવિહિત પરંપરા" નામના ગ્રંથની પ્રશસ્તિમાં આ પ્રમાણે લખેલ છે.

> ईंगे पत्तने च गजनगरे, द्विजसमक्षं पुनः,
> पत्पाऽप्य दशवासराणि मतं, यावत्र वादे गुहाम् ।

ચયાલઈ અમદાવાદ
ચસ્માલઈ ખંભાઈત
પઈતાલઈ સૂરત ચઉમાસ
છયાલઈ અહમ્મદાબાદ
સઈતાલઈ પાટણ, શ્રીજીના તેડા આવ્યા. આસાડ સુ. ૮ ચાલ્યા
અડતાલઈ જાલોર ચઉમાસ
ગુણપચાસઈ લાહોર ચઉમાસ.
પચાસઈ હાપાણઈ, ચઉમાસ.
ઈકાવનઈ લાહોર
બાવનઈ હાપાણઈ, ચોર આંધા થયા પોથા લાધા
તિપનઈ જેસલમેરૂ
ચઉપનઈ અહમદાબાદ, તત્ર શ્રીજીગ બરહાણ શ્રીજી ચીતારા.
પંચાવનઈ ખંભાઈત.
છપનઈ અહમ્મદાબાદ
સતાવનઈ પાટણ ચઉમાસ.
અઠાવનઈ ખંભાઈત.
ગુણસઠઈ અહમદાબાદ
સાઠઈ પાટણ ચઉમાસ

---

पूज्यश्रीजिनचंद्रसूरिगुरुणा, मूकी कृता येन च
किंचितज्ञत्वमदोद्धता विजयदृक्सेनादिपाखंडिन : ॥ १ ॥

ભાવાર્થ :–પાટણ અને રાજનગરમાં જિનચંદ્રસૂરિજીએ ૧૮ દિવસ સુધી વિદ્વાનો સમક્ષ શાસ્ત્રાર્થ કરી વિજયસેનસૂરિ આદિને પરાજિત કર્યા.

'વિજય પ્રશસ્તિ' કાવ્યથી જાણવા મળે છે કે આ શાસ્ત્રાર્થ ધર્મસાગર કૃત 'પ્રવચન પરીક્ષા' સંબંધે થયો હતો. એમાં વિજયસેનસૂરીનો વિજય લખ્યો છે. સંભવ છે કે પોતપોતાના ગચ્છમાન્યતનો પક્ષપાતના કારણે લખ્યું હોય

ઇગસઠઇ મેહેવઇ, કાંકરિયઇ કમ્મચ પ્રતિષ્ઠા કરાવી
બાસઠઇ બીકાનેર, તત્ર પ્રતિષ્ઠા.
તેસઠઇ પિણ બીકાનેર પ્રતિષ્ઠા.
ચઉસઠઇ લવેરઇ ચઉમાસ, શ્રીરાજજી વંદણ આવ્યા જોધપુરથી
પઇંસઠઇ મેડતઇ ચ. અહમદાબાદરા તેડા આયા,
છાસઠઇ ખંભાઇત.
સડસઠઇ અહમ્મદાબાદ
અડસઠઇ પાટણ ચઉમાસ.
ગુણહત્તરઇ આગરઇ ચોમાસ.
સત્તરઇ બીલાડઇ ચઉમાસ–
(પત્ર ૧ અમારા સંગ્રહમાં ૧૮મી શતાબ્દીના પૂર્વાર્ધમાં કવિ રાજલાલે લખેલ)

---

[1] વિદ્યાપત્ર આદિની પ્રતિઓમાં 'બ'ને સ્થાને 'વ' લખ્યું છે, ...ગોએ યથાપ્રસંગ 'વ' ને સ્થને 'બ' કરેલ છે.

# પરિશિષ્ટ (ખ)

## ॥ ક્રિયા ઉદ્ધાર નિયમપત્ર ॥

॥ ६०॥ (नमः) श्रीप्रवचनवचनरचनायै ॥ॐ सिद्धिः॥ श्रीमद्विक्रमदुर्गस्थैस्तत्र भवद्भिः श्रीमज्जिनचन्द्रसूरिसूरीश्वरैर्विविधदुर्विचारणवारणकेशरिकिशोरवरैः सुमतिसुविहितयतिसंततिरनुकंपाद्भिः संप्र(क्ष्य)व्य(?) प्रेक्षया मुख्यग्रामिजगणसूत्रणां संसूचिता सम्मतसंमतिसंगत्याऽदक्षाऽऽमोदविनोदकोविदर्षिगणैश्चसूरीकृता विगतांचेन श्रीमत्सुविहितसंघेन तथेति करणपूर्वकसुत्तमांगे निवेशिता, सा चेषा–

(१) ચઉમાસિ માંહે એકઈ ક્ષેત્રિ એક સામગ્રી × રહઈ। વલી કોઇ બીજી તપ પ્રમુખનઇ કા(જિ)યૈં રહઈ, તઉ મુખ વિહારીરા + કથન માંહિ રહઈ ૧

(૨) જીયઈ ક્ષેત્રઇ જે સામગ્રી રહિવા આવઈ તિયઈ ક્ષેત્રઈ વસ્ત્ર કંબલાદિક વિહરઇ। સાધુનઈ પ્રત્યેકિ વેસ ૩ વિહરિવા, સાધ્વીનઈ વેસ ૨, કદાચિતિ તિહાં ન મિલઈ તઉ જિહાં સામગ્રી ન રહી હુઇ તિહાં વિહરઈ આસ્તા પૂર્વક ૨

(૩) પાંચે તિથ્યે વિગઈ નિપેધ સર્વદા, બાલ ગ્લાનાદિ વિના, વિશેષ તપરા કરણહાર યથાશક્તિ રહઈ ૩

(૪) અષ્ટમી ચતુર્દશી સમર્થ સાધુ ઉપવાસ કરઈ। કદાચિ ન કરઈ તઉ આમ્બિલ નીવી કરઈ ૪

(૫) લઘુ શિષ્ય વૃદ્ધ ગ્લાનરા કાર્ય ટાલિ, બીજઈ ટંકિ ન વિહરણા આહાર। ઉત્તર વારણા, પારણા, મારગ મોકલા ૫

(૬) જિણિ ક્ષેત્રિ નવઉ શિષ્યાદિક મિલઈ, તેહ નઈ પદીક × દીક્ષા દિયઇ, પર ગણીશ + દીક્ષા ન દીયઇ।

× સંઘાડો + મુખ્ય–સંઘાડાના અધિપતિ

નવીન શિષ્યનઈ ૧૨૫ કે.શ માંહિ પદીક ન હુવઈ તઉ ગણિ પિણ વેષ પહિરાવઈ ૬

(૭) ગણીશ તપ પ્રમુખ નાંદિ ન કરઈ ૭

(૮) એકલ ઠાણુઇ વિહાર ન કરઈ। એકલઉ ક્ષેત્રિ પિણ ન રહઈ। સ્વચ્છન્દ પણઇ એકલઉ રહઈ તે માંડલિ બાહર ૮

(૯) વાણારીસ ઉપાધ્યાય પદીકે જે શિષ્ય દીખ્યૌ હુવઇ તે પાખી ચૌમાસઈ પર્યુષણા દિને વાંદતાં પહિલઉ દીખ્યઉ તે બડઉ, પછઈ દીખાણઉ તે લઘુ। પછઈ જિ શ્રીપૂજ્યાં તીરઇ બડી દીખ્યા લિયઈ, તિહાં થકી બડ લહુડાઈ વ્રતપર્યાય ગિણણઉ। નામ પિણ બડી દીક્ષાયઈ શ્રીપૂજ્ય દિયઇ। માંડલિરા તપ પહિલા વહઈ, બિંહું ઉપધાનાતાંઈ અર્ગલા નહીં। વહિ સકઈ તે વહઈ ૯

(૧૦) શ્રીપૂજ્ય જિણિ દેસિ હુવઈ તિયઈ દેસમાંહે જે શિષ્ય હુવઇ સાધુનઇ, તે પૂજ્ય પૂછાવી ચારિત્ર દિયઈ। કોશ ૪૦ માંહિ પૂછાવિવા। ઉપરાંત હુવઈ તઉ દીક્ષા દેતાં પૂછાવણરા વિશેષ કો નહિં। શ્રીપૂજ્યે કૃપા દેઈજ મેલ્યા છઈ, શ્રી. બીકાનયરરા દેસ માંહિ પૂજ્ય હુવઇ તઉ રિણી પ્રમુખ બીકાનેરરા દેશ માંહિલા સાધુ શ્રીપૂજ્ય પૂછાવી દીખઈ ॥ ૧૦ ॥

(૧૧) જિણ જિયઇ તીરઈ દિક્ષા લીધી હુવઇ અનઇ ગુરૂના કથનમાંહિ ન ચાલઇ અનઈ સંઘાડા બાહિર નીસરઈ, તેહનઇ બીજા ગચ્છવાસી સાધુ શ્રીપૂજ્યરા આદેશ પાખઈ

---

× વાચક ઉપાધ્યાય આદિ પદો વડે વિભૂષિત

+ શબ્દાર્થથી ગણ-ઈશ = સમુદાય-(સંઘાડા)ના અધિપતિ, તે વસ્તુત: જે ભગવતી યે ગોદ્રહનપૂર્વક ગણિ પદ લીધેલ હોય તે સમજવા

કોઈ રાખિવા ન લહઇ ૧૧

(૧૨) તથા અહોરાત્રિ માંહે ૫-૭ શત સજઝાય કરણા, ભણિવઉ ગુણિવઉ તેહૂ સઝાય ૧૨

(૧૩) માં બેટઉ સ્ત્રી પુરૂષ અનઈ એકલી સ્ત્રી ભાઇ બહિનિએ શ્રીપૂજ્ય પૂછાવીઇજ ચારિત્ર લિયઈ. ૧૩

(૧૪) (દિવસના) પ્રહર ઉપરાન્ત ઉપાશ્રયમાંહિ એકલી શ્રાવિકા એકલી સાધ્વી નાવઇ, કાંઈ પૂછિવા કિ વાંદિવા આવઈ તઉ ૪।૫ મિલી નઇ આવઈ. ૧૪

(૧૫) પાડિહેરુ વસ્ત્ર કંમ્બલાદિક સરતઇ × વરતઈ ન લઈણા, કારણિ મોકલા. ૧૫

(૧૬) ઉત્કૃષ્ટ મધ્યમ જઘન્ય ભાંગઇ ૩।૫।૭ વડ ઓઢિવા, નવા પુરાના પાતલા જાડા વિચારી નઈ

"तिन्नि कसिणे जहन्ने, पंचइ दढ दुब्बलाइ गिन्हे(ज्जा)वा (?)।
सत्त य परिजुन्नाइं, एयं उक्कोसगं गहणं ॥ १ ॥
॥ इति श्रीवृहत्कल्पवचनात् १६

(૧૭) વાણિયા, બ્રાહ્મણ જાતિરે જોગ દીક્ષા દેણી। ૧૫ વર્ષ માંહિલા બ્રાહ્મણ દીખિવા। જીયઈ બ્રાહ્મણરઈ કુલિ મદ્ય માંસ ન વાપરઈ, તે દીખણા પરીક્ષા કરિ. ૧૭

(૧૮) વિષમ+ માર્ગિ સાધુ સંઘાત નિશ્રાઈ આગલિ પાછલિ જિમ સંજમ નિર્વહઇ, તિમ વિહાર કરણા-સાધુ સાધ્વીઓ. ૧૮

---

× એના વિના પણ જો ચાલતું હેય તો.

+ ચોર જાનવરાદિકના ભયયુક્ત અટવી આદિના માર્ગમાં. નહીં કે નિર્ભય માર્ગમાં. તે પણ બહોળા સમુદાય સાથે, નહિં કે એકલાના એકલાના જેવાતેવાની સાથે.

(૧૯) શેષઈ કાલિ એકઈ નગરી એકઈ ઉપાશ્રયિ કદાચિ રહિવાના યોગ ન હુવઈ, તઉ પ્રભાતિ સઝાય એકઠા કરણા જૂએ જૂએ ઉપાહરઈ ઉપાશ્રયે નઉ. ૧૯

(૨૦) પડિકમણુઉ વલિ માંડલિ સગલે જતિયે એકઠઉ કરણઉ, એકણિ ઉપાસરઈ રહતાં જૂયઉ પડિકમણુઉ જકો કરઈ, વિમુખ વિહારી, પદીકરા આદેશ લિયઇ કારણિ. ૨૦

(૨૧) પોસાલ-વાલા માહુતમા× મોકલા તેહઅઉ પરિચા (પરિચય) ન કરણા। માહતમા દ્રવ્ય લિંગીયાનઈ ભણાવણા ન કરણા। કોઈ સુવિહિત માહતમા રૂડા જાણિ ભણાવઈ તઉ ભણાવઉ। ઋષીશ્વર આપ માહતમા તીરઇ ભણઈ તઉ સંઘની અનુમતિ ભણઈ ભણાવઈ. ૨૧

(૨૨) સાધ્વી એકઇ ખેત્રિ એક વરસ ઉપરાંત ન રહઈ, જિણઈ ઉપાશ્રયિ ચઉમાસી કીધી હુવઈ તિહાં ચઉમાસિનઈ પારણઈ નિ માસકલ્પ બીજઈ થાનકિ રહઈ, પછઇ મૂલગઈ ઉપાશ્રયિ રહઈ, જિકા સામગ્રી રહઈ તે સાધ્વીની વસ્ત્ર પાત્રની ચિંતા કરઈ, અનઇ સાધ્વી પિણિ તેહના કથનમાંહે ચાલઇ ૨૨

(૨૩) શેષ કાલ હુતી ચઉમાસીમાંહિ સાધુ સહુઈએ વિશેષ તપ કરણા ૨૩

(૨૪) સાધ્વી પુસ્તકાદિક સાધુ નઇ પૂછ્યા (છી ?) વહિરઇ. ૨૪

(૨૫) યતિયઈ આપણઇ કાજિ ક્રીત પાત્રાદિક ન કરણા ૨૫

(૨૬) જકો વિશેષ વઈરાગિ આપણઈ ભાવિ ચારિત્ર લિયઈ સ જિહાં તેહના મન હુવઈ તે તિહાં ચારિત્ર લિયઈ।

---

× મત્થેરણ કે જેમને ક્રિયા ઉદ્ધાર સમયે શિથિલાચારી રહેવાના કારણે સાધુ સમાજથી કાઢી નાખ્યા હતાં.

સામાન્ય વઈરાગિ જે જિણઈ દીખણા પ્રતિબોધ્યા હુવઈ તે તિયર્ઈજ ખનિ દીક્ષા લિયઈ, જઉ હામિ ઠામિ મુખ ઘાતઈ તઉ ન દીખણા.

(૨૭) જેહના માવિત્ર (માતા-પિતા) કાંઈ વંછા કરઈ તે લઘુ છાત્રરાઈ સંઘનઈ કહિ દીક્ષા દેણી। સંઘઈ યથાયોગી ઉદ્યમ કરણા। યતિયઈ જિમ ઉડ્ડા હુવઈ તિમ ન કરણા. ૨૭

(૨૮) સાધુ સાધ્વીનઈ જે પુસ્તક પાના જોઈયઈ તે ભિન્ન ભિન્ન શ્રાવકનઈ ન કહણા, યથાયોગ્ય તે સંઘનઈ કહણા, શ્ર.સંઘઈ યથાયોગ્ય ચિંતા કરણી. ૨૮

(૨૯) ગચ્છમાંહી ઋષીશ્વરે માંહો માંહિ પઠન પાઠનરા ઉદ્યમ કરણા। ભણણહારે પિણિ વિનયપૂર્વક ભણિવા. ૨૯

(૩૦) કોઈ વઈરાગી નવઉ આવઈ તેહની પરીક્ષા કરઈ માસ ૨ સીમ। ૨ માસે ભલઉ જાણઈ તઉ દીખઈ ૩૦

તથા ઋષીશ્વરાંરા -સંઘાડા જિકઈ પોંસાલમાંહિ છઈ, તિયઈ જકે ચેલા કીધા છઈ, જિયાંરી જાતી પાંતિ જાણિયઈ, જિયઈ ગામમાંહિ વસતા રહતા, તિયાંરી સાખિ ભરઈ, સગઉ સણીજઉ અલગઉ ઢૂકડઉ (નિકટ વર્તી) દેખાડઈ સુ ઋષીશ્વરાંમાંહિ મન માનઈ તઉ, શ્રીપૂજ્યરઈ આદેશિ આણીજઈ તથા પોસાલ માંહિલા માહતમા જે ક્રિયા ઉદ્ધરઈ તે સંઘાડાબદ્ધ ઘાલણા પરં જે ચેલા કે ડઈ રાખઈ, તિયાંનઈ ન ઘાલણા, વાંસઈ અધોવાડિ ન રાખણી। વલિ જિ પૂરઈ સંઘાડઈ આવઈ તિ ખિ વરસ રૂડા રહઈ સંઘરા મન મનાવિ શ્રીપૂજ્યાં તીરઈ આવઈ શ્રીપૂજ્યાંરઈ મનિ માન્ય, ઋષીશ્વરાંરી માંડલિ માંહિ આવઈ, તથા જિયઈ ઋષીશ્વરે ચેલા ૧।૨ પોસાલ માંહિલા યોગ્ય જાણી સંગ્રહ્યા, તીયઈ વલતા પછઈ

બદ્ધ સંઘાડા પોસલમાંહિલા આવઈ, તઉઈજ લઈણા શ્રીપૂજ્યાંના મન મનાવિનઈ। પરં વલિ ૧૧૨ અધૂગઈ મન વઈણા યોગ્ય પણઈજ લઈણા, શ્રીપૂજ્યરઇ આદેશિ। તથા સાધુ શ્રાવક ઘણા માંહિ બઇસીનઈ ગીત રાગ ન ગાવઈ, સભા માંડિનઈ। જઉ કોઇગણુતા હોય તે પ્રતિ ઢાલ સીખાવઈ॥

( પ્રત ૧ અમારા સંગ્રહમાં, તત્કાલીન ( લિખિત )

## શ્રીજિનચન્દ્રસૂરિ કૃત સમાચારી

એતલા બોલ દોહલા હુંતા સુ શ્રીજિનચંદ્રસૂરિ બીજે ઉપાધ્યાયે વચનાચાર્યેએ ગીતાર્થે એકઠા મિલીનઇ શ્રી બીકાનેર મધ્યે થાપ્યા।

૧ શ્રીસ્થાપનાચાર્ય પડિલેહી જિણ થાનિ માંડિએ તે ઠામ પહિલા દૃષ્ટિસું જોઇ પૂંજી માંડિયઇ, જઇ તિહાં કોઇ જીવ જન્તુ હુંઇ, તઉ રૂડા પરઠવીઇ ઇરિયાવહિ પડિકમીયઇ, અન્યથા ઇરિયાવહી પડિકમણ વિશેષ કોઇ નહીં।

૨ પાણી પારીયઇ તેહની વિગતી કહઇ–અવડ્ઢ પચખાણ કીધા હુઇ તઉ સાંઝરી પડિલેહણ પછઇ પારીયઇ। બીજા પોરસિ પ્રમુખ પચખાણ કીધા હુઇ તો પહિલા પારીયઇ।

(૩) સ્થાપનાચાર્ય વિધિ પૂંજ્યા હુઇ અનઇ સામાયકાદિક ક્રિયા કીજઇ તઉ વારૂ। કદાચિ ન પૂંજ્યા હુઇ અનઇ કો એક આપ નીચઇ ભૂમિકા પૂંજી કાજઉ ઉધરઇ સામાયકાદિક ક્રિયા કરઇ પારઇ, તઉ પિણિ અસૂઝિવઉ કોઇ નહીં।

(૪) પઉણ પડિલેહણની ગુરે મુહપતિ પડિલેહી પછઇ, ઉપધાન નંદિ પોસહ ક્રિયા ન સૂઝઇ।

(૫) પોઢિલી આડી હુઇ અનઇ ગુરુ સ્થાપનાચાર્ય આગલિ ક્રિયા કરઇ તઉ યોગ્ય ભૂમિકાઇ રહ્યાં અસૂઝિવઉ કોઇ નહીં।

(૬) જન્મ સૂતક હુએ ઘરકા મનુષ્ય ૧૨ દિન દેવપૂજા ન કરઇ, પડિક્કમણનાં વિશેષ કોઇ નહી। સૂતક સુઆઇ સૂતકે ૧૩ દિન પૂજા ટાલઇ. મૂઆ કાંધિયા હુઇ તે, બીજા ઘરરા દિન ૩ દેવપૂજા પડિકમણા ભણાવવા ટાલઇ, ઘરના મૂઆ કાંધિયા હુઇ તે ૨ દિન દેવપૂ[illegible]ઇ। પડિકમણા ભણાવવા ૨૪ પહુર નાં

બઇઘ સંઘાડા પોસલમાંહિલા આવઇ, તઉઇજ લઇણા શ્રીપૂજ્યાંના મન મનાવિનઇ। પરં વલિ ૧૧૨ અધૂરાઇ મન વઇણા યોગ્ય પણઇજ લઇણા, શ્રીપૂજ્યરઇ આદેશિ। તથા સાધુ શ્રાવક ઘણા માંહિ બઇસીનઇ ગીત રાગ ન ગાવઇ, સભા માંડિનઇ। જઉ કોઇ ભણતા હોય તે પ્રતિ ઢાલ સીખાવઇ॥

(પત્ર ૧ અમારા સંગ્રહમાં, તત્કાલીન (લિખિત)

## શ્રીજિનચન્દ્રસૂરિ કૃત સમાચારી

એતલા બોલ દોહલા હુંતા સુ શ્રીજિનચંદ્રસૂરિ બીજે ઉપાધ્યાયે વચનાચાર્યેએ ગીતાર્થે એકઠા મિલીનઇ શ્રી બીકાનેર મધ્યે થાપ્યા।

૧ શ્રીસ્થાપનાચાર્ય પડિલેહી જિણ થાનિ માંડિએ તે ઠામ પહિલા દૃષ્ટિસું જોઇ પૂંજી માંડિયઇ, જઇ તિહાં કોઇ જીવ જન્તુ હુઇ, તઉ રૂડા પરઠવીઇ ઇરિયાવહિ પડિકમીયઇ, અન્યથા ઇરિયાવહી પડિકમણ વિશેષ કોઈ નહીં।

૨ પાણી પાીયઇ તેહની વિગતી કહઇ–અવડ્ઢરા પચખાણ કીધા હુઈ તઉ સાંઝરી પડિલેહણ પછઇ પારીયઇ। બીજા પોરસિ પ્રમુખ પચખાણ કીધા હુઇ તો પહિલા પારીયઇ।

(૩) સ્થાપનાચાર્ય વિધિ પૂજ્યા હુઈ અનઇ સામાયકાદિક ક્રિયા કીજઇ તઉ વારૂ। કદાચિ ન પૂંજ્યા હુઈ અનઇ કો એક આપ નીચઇ ભૂમિકા પૂજી કાજઇ ઉધરઇ સામાયકાદિક ક્રિયા કરઇ પારઇ, તઉ પિણિ અસૂઝિવઉ કોઇ નહીં।

(૪) પઉણ પડિલેહણની ગુરે મુહપતિ પડિલેહી પછઈ, ઉપધાન નંદિ પોસહ ક્રિયા ન સૂઝઈ।

(૫) પેઢિલી આડી હુઈ અનઈ ગુરુ સ્થાપનાચાર્ય આગલિ ક્રિયા કરઈ તઉ યોગ્ય ભૂમિકાઇ રહ્યાં અસૂઝિવઉ કોઇ નહીં॥

(૬) જન્મ સૂતક હુએ ઘરના મનુષ્ય ૧૨ દિન દેવપૂજા ન કરઇ, પડિકમણનાં વિશેષ કોઈ નહીં। સૂતક સુઆઈ સૂતકે ૧૩ દિન પૂજા ટાલઈ. મૂઉ કાંધિયા હુઇ તે, બીજા ઘરરા દિન ૩ દેવપૂજા પડિકમણા (ભણવા) ટાલઇ, ઘરના મૂઉ કાંધિયા હુઈ તે ૨ દિન દેવપૂ[illegible]ઈ। પડિકમણા ભણાવવા ૨૪ પહર નું

સૂઝઇ। મૃતક ભીટયાં + ન હુઇ, કાંધીયા પીણ ભીટયાં ન હુઈ, વેસ પાલટયાં હુઈ તઉ ૮ પહર દેવપૂજા ટાલઈ, જઉ કાંધીયા આભડઈ તઉ પહર ૧૨॥

(૭) શ્રાવક ક્રિયા કરતઉ ચઉકત્થ (?) કરઇ વિધિ વાંદઈ, આગિલી છેહડા ઉંચા કરઇ એ પરમાર્થ.

(૮) સ્થાપના ગુરૂ પ્રતિમા પાદુકા સંઘાઉ સુકડિ કેસર પ્રમુખ દ્રવ્યે કરિ પૂજીએ.

(૯) પાખીરઈ પડિકમણઈ શ્રાવક પાખીસૂત્ર વંદિત્તુ ગુણતાં "તં નિંદે તં ચ ગરિહામિ" એતલા સીમ ગુણઈ "અબ્ભુટ્ઠિયોમિ આરાહણાએ" એ ચૂલિકા ન ગુણઈ।

(૧૦) જીરા વાંટયા કપડ—છાન્યા ફાસુ હોઇ। જીરા લૂણ અગ્નિ આદિક સંયોગ વિના ફાસૂ (પ્રાસુક) ન ગિણીયઈ, વ્યવહારઈ જીરા કરંબા છાછ માંહે ઘાલ્યા હુતા રાત્રિ નઈ આંતરઇ ફાસૂ ગિણીયઇ।

(૧૧) સચિત્ત પરિહારી દ્રાખ લેઈ (બીજ કાઢેલા) કાલા ?

(૧૨) સકડિ કેસરરી પૂજા સાંઝરી કાલવેલા ઉપરાંતિ ન સૂઝઇ

(૧૩) ભાગવંતનઇ ધૂપ ધૂપણઉ જે ગાઢઉ અપૂર્વ હુઈ સખરા, તે સૂઝઈ।

(૧૪) કંટાલા કાષ્ઠરી પ્રતિમા, થાપનાચાર્ય, નવકરવાલી ન સૂઝઈ, અપર સૂઝઈ।

(૧૫) છાસ રાવડ (રાબડી) કાંજીરા ઉત્કૃષ્ટ દ્રવ્ય, ઘોલવડા દહીંરા નિવીતઉ કહીયઇ।

(૧૬) યતીની નવકરવાલી શ્રાવક નવકાર ગુણઈ તઉ અસૂઝિ-વઉ કોઈ નહીં, પરં અતિ પ્રવૃત્તિ ન ઘાલિવી।

+ અડકયા.

(૧૭) ધનાગરા માંહિ ધાણા સૂંઠ હરડઈ દાખ એ સહુ એક દ્રવ્ય. । પરં દ્રવ્ય પચખાણના ધણી જૂદા ન ખાઇ, એકઠા કરી ખાઈ તઉ એક દ્રવ્ય ।

(૧૮) ફૂલરિ ધીરૂઉ નિ:ીતઉ કહીજઇ ।

(૧૯) કાષ્ઠ વિદલ ફલ કાણ (? પાન) એ ગણિવા, કાષ્ઠ વિદલ ન ગણિવઉ ।

(૨૦) ઉપાશ્રય નીકલતાં ખૂલઉ શ્રાવક આવસ્સહી ન પોસહુતઉ સામયિક ધર કહઈ । દેહરઇ નિકલતાં આ૦ કહણુ પ્રયોજન કો નહીં ।

(૨૧) સંધ્યારઈ પડિકમણુઇ તવન કહ્યાં પછઇ ચ્ય ખમા૦ એ પૂરી ખમાસમણ દેઈ (૧) શ્રીઆચાર્ય કહઈ, (૨) બીજઈ ખમાસમણઈ ઉપાધ્યાય મિશ્ર (૩) ત્રીજી ખમાસમણ સર્વસાધુ વાંદઇ, (૪) ચૌથી ખમાસ પૂરી દેઇ, દેવસી પાયચ્છિત વિશુદ્ધિ કરેમિ કાઉસગ્ગ

(૨૨) ત્રીકાલરી દેવપૂજા અવિરતી શ્રાવક જે પડિક નહીં કરતઉ છઇ, તે કરઇ । પહિલઉ શ્રીજિન પ્રતિમાં ખપ કરઈ । અનઇ જે વિરતી પડિક્કમણાના કરણહાર છઈ તે પહેલો પડિક્કમણુઉ કરી પડિલેહણ પહિલા સા પારી પછઈ દેવપૂજા કરઈ ।

(૨૩) પોસહ માંહિ દેહરઇ પૂછણુઉ કટાસણો(ચરવલો) લે કદાચ દેહરા અલગા હુઇ કારણઇ બઈસઇ પૂજીનઇ । કારણિ તીરઇ હુઈ તઉ વારૂ । દેહરા ઢૂંકડા હુઇ તઉ જાઈ, તઉ અસૂઝિવઉ પણ કો નહિ ।

(૨૪) ચલવલાં કાંઇ સબલ અજયણા વિચિ હાટ અ ચૈત્યગૃહ જાણઈ તઉ પંજિવા ભણી લેજાઈ । ચલવલા િ

અજયણાં ન ટલઇ તઉ લેજાઇ ।

(૨૫) શ્રાવક દેવ ગુરૂ પ્રતિમા પાદુકા જેતલઉ ઢાવણઉ ઢાવઇ તે ન ખાઇ ।

(૨૬) રોટી રોટલ ફેણા ણાટી પ્રમુખના જુદાજૂદા દ્રવ્ય ગિણીજઇ, એક પિંડ આટાનાં જે રોટી વેલણાદિક કરઇ તે એક દ્રવ્ય ।

(૨૭) અણ પડિલેહીઉ ઠેપાડઉ પૃછણાં માહિં બાંધઇ તો તે અપડિલેહી દુપડીલેહી દોષ લાગઇ ॥ ૨૭ ॥

॥ ઇતિ સત્તાવીસ ચરચા બોલ સમાપ્તા ॥



અષાઢ ચોમાસી અટ્ઠાઈમાં અમારિ માટે મુલતાનના
સૂબાને લખેલ શાહી ફરમાન

# પરિશિષ્ટ (ગ)

## શાહી ફરમાણ સૂબા મુળતાન

(સરસ્વતી માસિક પત્રિકા સન્ ૧૯૧૨ જૂન પૃ. ૨૯૩ થી ઉધ્ધૃત)

फरमान जलालुद्दीन मोहम्मद अकबर बादशाह गाजी।

हुक्काम किराम व जागीरदारान् व करोरियान् व सायर मुत्सद्दियान् मुहिम्मात सुबे मुलतानबिदानंद।

कि चूं हमगी तवज्जोह खातिर खैरंदेश हर आसूदगी जमहूर अनाम वल काफफए जाँदार मशरूफ व मातू फस्त कि तक्कात आलम दरमहाद अमन बूदा बफरागे बाल बइबादत हजरत यजिद मुत आल इश्तगाल नुमायंद। व कब्ले अर्जी मुरताज खैर अंदेश जे(जिन)चंद सू(रि)र खरतरगच्छ कि बफेजे मुलाजिमत हजरते माशरफ इखति सास याफता हकीकत व खुदा तलबी ओ व जहूर पैय(व ?) स्तावूद। ओरा मशगूल मराहिम शाहंशाही फरमूदैम्। मुशारन् ईले है इलतिमास नबू (मू ?) द कि पेश अर्जी हीरविजयसूरि सागर शरफ मुलाजिमत दर्याफ्ता बूद। दर हरसाल दोवाजदह रोज इस्तदुवा नमूदा बूद कि दरां अय्याम दर मुमालिके महरूसा तसलीख जाँदारे न शबद। व अहदे पैरामून मूर्ग व माही व अमसाले आँ न गर्दद। व अजरूय मेहरबानी व जाँ परवरी मुल्तमसे ऊदरजे कबूल याफ्त। अक्नू (नू ?) उम्मेदवारम् कि यक हफ्तै दीगर ईं दुवागोय् मिसले आँ हुक्मे आली शरफ सुदूर यावद्। बीनाबर उमूमग (रा ?) फ्त हुक्म फरमूदैम् कि अज तारीखै नौमि ता पूरनमासि अज शुक्ल पछ असाढ दर हरसाल तसलीख जाँदारे न शबद्। व अहदे दम काम आजार, जांदार......मोरे नागर्दद। व अस्ल व खुद आँनस्त कि चूं अज बराए आदमी चंदीं इन्थामतहाय गुनांगू मुहय्या करदा अस्त। दर् हेच वक्त दर आजार जानवर व शबद्। व शिकमे खुदरा गोर हैवानात न साजद। लेकिन बजेहत बाजे मसालह दानायान पेश तजवीज नमूदा अंद। दरींबिला

आचार्य जिनसिंहसूरि उर्फ मानसिंह व अरज अशरफ अकदस रसानीद कि कब्ल अर्जी बशरह सदर अज सुदूर यापता बूद गुमशुदा । बिना बरां मुताबिक मजमून हुमा फरमान मुजद्दद फरमान मरहमत फरमुदैम् । मे बायद् कि हस्बुल मस्तूल (र?) अमल नमदा व तकदीम रसानंद । व अज फरमुदह तखलुफ व इनहिराफ नवरजंद । दरीं बाब निहायत एत्तहमाम व कदगन् अजीम लाजीम दानिस्ता तगइयुर व तबदुल बकवायद आँ राह न दिहंद । तहरीरन् फीरोज रोज सी व यकुम माह खुरदाद् इलाही सन् ४९ ।

(१) "व रिसालए मुकर्रबुल हजरत रसुलतानी दौलतखां दर चौकी (उमदे उमरा)"

(२) "जुबद तुल आयान राय मनोहर दर नौबत वाकया। नवीसी ख्वाजा लालचंद"।

જોધપુર (રાજસ્થાન) નિવાસી મુનશી દેવીપ્રસાદજીએ કરેલ

હીંદી અનુવાદ પરથી ગુજરાતી અનુવાદ

## ફરમાન અકબર બાદશાહ ગાજીનો.

સૂબા મુળતાનના મોટા મોટા હાકેમો જાગીરદારો, કરોડીઓ અને બધા મુત્સદ્દીઓ (રાજકર્મ ચારિઓ) ને માલમ થાય કે અમારી માનસિક ઈચ્છા એજ છે કે-તમામ મનુષ્યો અને જીવ-જંતુઓને સુખ મળે. જેથી બધા લોકો અમન ચેનમાં રહીને પરમાત્માની આરાધનામાં લાગ્યા રહે. આથી પહેલાં શુભચિંતક તપસ્વી જય(? જિન)ચંદ સૂરિ ખરતર (ગચ્છ) અમારી સેવા(સભા)માં રહેતા હતા, જ્યારે તે(મ)ની પ્રભુભક્તિ પ્રગટ થઇ ત્યારે અમોએ તે(મ)ને પોતાની મોટી બાદશાહી મહેરવાનીઓમાં મિલાવી લીધા. તે(મ)ણે પ્રાર્થના કરી કે-આથી પહેલાં હીરવિજય સૂરિએ સેવામાં ઉપસ્થિત થવાનો ગૌરવ પ્રાપ્ત કર્યો હતો, અને દર વર્ષના માટે બાર દિવસ (એવા) માંગ્યા હતા. જેમાં બાદશાહી મુલ્કોમાં કોઈ પણ જીવ મારવામાં ન આવે અને કોઇ પણ માણસ બીજા કોઇ પણ પશુ-પક્ષી યા માછ[illegible]

(જિનચંદ્રસૂરિ) પણ આશા રાખું છું કે એક સપ્તાહ (અઠવાડીયા) નો તેવોજ હુકમ આ શુભચિંતક માટે થઈ જાય, એટલે અમોએ પોતાની આમ (જાહેર) દયાથી હુકમ ફરમાવી દીધો છે કે આષાઢ શુકલ પક્ષની નવમીથી તે પૂનેમ સુધી (દર) વર્ષે કોઇ પણ જીવ મારવામાં ન આવે અને ન કોઈ માણસ કોઈપણ જીવને સતાવે (તકલીફ આપે). ખાસ વાત તો આ છે કે જ્યારે પરમેશ્વરે માણસો માટે જાતજાતના પદાર્થો નિપજાવ્યા છે ત્યારે તેણે (માણસે) ક્યારેય કોઇ પણ જીવને દુઃખ ન દેવું અને પોતાના પેટને પશુઓનો મરઘટ (કબરસ્તાન) ન બનાવવો. પણ કંઇક કારણોના અંગે આગળના બુદ્ધિશાળીઓએ તેવી તજવીજ (પ્રવૃત્તિ) કરી દીધી છે. હમણાં આચાર્ય 'જિનસિંહસૂરિ' ઉર્ફે માનસિંહે અર્જ કરાવી કે–પહેલાં જે ઉપર લખ્યા મુજબનો હુકમ થયો હતો તે (ફુરમાન પત્ર) ખોવાઈ ગયો છે. એટલા માટે અમોએ તે ફરમાનના અનુસારે નવો ફરમાન ઇનાયત (પ્રદાન) કર્યો છે. એથી આ ફરમાનમાં જે લખ્યું છે તેમજ રાજ આજ્ઞાનું પાલન થવું જોઇએ, આ બાબતમાં બહુ ભારે કોશેશ અને તાકીદ સમજીને આ (આજ્ઞા)ના નિયમોમાં કંઈ પણ હેરફેર થવા ન દેવું. તાઃ ૩૧ ખુરદાદ ઇલાહી સન્ ૪૯।

હજરત–બાદશાહની પાસે રહેનાર દૌલતખાંને સમાચાર પહોંચાડતાં ઉમદા અમીર અને સહકારી રાય મનોહરની ચૌકી અને ખાજા લાલચંદના વાકિયા (સમાચાર) લખવાની બારીમાં (આ ફરમાન્) લખાયું¶।

## फरमान सूबा उडीसा

### अल्लाह अकबर

**नकल प्रतिभाशाली (चमकदार) फरमान, जिसपर मुहर 'अल्लाह अकबर' लगी हुई है।**

**तारीख शहरयूर ४ माह महर, आलही सन् ३७। चूंकि उमद-तूल मुल्क रुकनूस सल्तनत उल काहेरात उजदूद दौला निजामु-**

---

¶ આ ફરમાન લખનઉમાં ખરતર ગચ્છના ભંડારમાં છે. એની નકલ 'કૃપારસ કોશ' પૃ. ૩૨ માં પણ છપાઇ ગયેલ છે. મૂળ ફરમાન પારસી ભાષા અને લિપીમાં છે. તે પર બાદશાહી મોહર લાગેલ છે.

हीन सइदखां जो बादशाहका कृपापात्र है, मालूम हो-चूं कि मेरा (बादशाहका) पूर्ण हृदय तमाम जनता य(त)था सारे जानदारों (जीवधारियों) के शांतिके लिये लगा है कि समस्त संसारके निवासी शांति और सुखके पालनमें रहें। इन दिनोंमें ईश्वरभक्त व ईश्वरके विषय मनन कर(ते)ने जिनचंद्रसूरि खरतर भट्टारकको मेरे मिलनेका सौभाग्य प्राप्त हुआ, उसकी ईश्वरभक्ति प्रगट हुई, मैंने उसको बादशाही मिहरबानीयोंसे पूर्ण कर दिया, उसने प्रार्थना की कि-इससे पहले ईश्वर-भक्त हीरविजयसूरि तपसाने (हजूरके) मिलनेका सौभाग्य प्राप्त किया था, उसने प्रार्थना की थी कि-हरसाल बारह दिन साम्राज्यमें जीववध न हो और किसी चिडिया या मच्छीके पास न जाय (न सतावे)। उसकी प्रार्थना कृपाकी दृष्टिसे व जीव बचानेकी दृष्टिसे स्वीकार हुई थी, अब मैं भी आशा करता हूं कि-मेरे लिये (भी एक) सप्ताह भरके लिये उसी तरहसे (बादशाहका) हुक्म हो जाय। इस लिये हमने पूर्ण दयासे हुक्म किया कि-आषाढ मासके शुक्ल पक्षमें सात दिन जीव वध न हो और न सतानेवाले (गैरमूजी) पशुओंको कोइ न (?) सतावे, उसकी तफ्सील यह है-नवमी दसमी एकादशी द्वादशी त्रयोदशी चतुर्दशी और पूर्णमासी। वास्तवमें बात यह है कि-चूं कि आदमीके लिए ईश्वरने भिन्न भिन्न अच्छे पदार्थ दिए हैं, अतः उसे पशुओंको न सताना चाहिये और अपने पेटको पशुओंकी कब्र न बनाए। कुछ हेतुवश प्राचीन समयके कुछ बुद्धिमान लोगोंने इस प्रथाको चला दिया था। चाहिए कि जैसा उपर लिखा गया है उस पर अमल करे, इसमें कमी न हो, और इसे (हुक्मको) कार्यरूपमें परिणत करनेमें बहुत सहनशीलतासे काम लें।

उपर लिखी तारीखको लिखा गया।

[illegible]

(१) उडीसा और उडीसाकी सब सरकारें (प्रांत)

| | |
|---|---|
| | खिलजीयाबाद |
| जिहंताबाद | सरीकाबाद |
| मारो (मादो) हा | सासा गाँव |
| तारीकाबाद | सारकाम |
| गोरीया | सलीमाबाद |
| कफदा | स(सि)लसल |
| कीचर | फतेहाबाद |
| वलाद (टांडा) | भूराघाट |
| ताजपुर | महमूदाबाद |
| हसनगाँव | मदारक |

(२) फरमान बयाजी घ मोहर 'अल्लाह अकबर' असकरार ४, सहरयूर माह महर आलही सन् ३७ आंकि जागीरदारान करोरीयान ओ मुत्सद्दियान सूले अवध विदानंद.

| | |
|---|---|
| अवध | वहराइच |
| खैराबाद | गोरखपुर |
| लखनउ | |

(कटा हुआ उपरका भाग नहीं मिला)

| | |
|---|---|
| देहली | सरहिंद |
| बदायुं | संवल |
| हिसार-फीरोजा(बाद) | सहारनपुर |
| रिवाडी | |

ખરતર આચાર્ય ગચ્છીય યતિ શ્રીપૂનમચંદજીના સૌજન્યથી હમણાંજ (હિંદી સંસ્કરણના પ્રકાશન સમયેજ) અમને પાંચ શાહી ફરમાનોની નકલો મળી છે. જેમાં ત્રણ ફરમાનતો આષાઢ ચોમાસીની અઠાહીની અમારીના છે. મુળતાન સૂબાનો એક ફરમાન પરિશિષ્ટ (ગ) માં તેનો શ્લોક તથા મૂળ ઉર્દુ ભાષા અને તેનો ગુજરાતી અનુવાદ છપાઈ ગયેલ છે. આ ત્રણ ફરમાનો પૈકી અનુક્રમે સૂબા ઉડીસા. અવધ અને દિલ્હીના છે. આ પછીનો એક ફરમાન ધર્મસાગર કૃત પ્રવચન પરીક્ષા' સંબંધી છે જે આગળ દેવામાં આવશે.

# शाही फरमान नं. २

## (नकल पातसाइ परवानेरी, इण ठिकाणे नवमोहररी छाप)

॥ श्री ॥

सेत्रुंजा पर देहरा अरु किल्ला है सो तमाम जैन मारगके यात्राका जगा है, अरु भा(नु चंद्र)ण क्षेत्र (?) सेवड मना करता है अरु किल्लामें देहरा मत करो। पहिला वखतमें भरत चक्रवर्तिने पा(हा)ड पर किल्ला अरु देहरा वनाया। दूसरी वखत सगर चक्रवर्ति 'सोमदेव (जितशत्रु)' के बेटेने पा(हा)ड पर देहरा वणाया। तीसरे वखत राजा जुधिष्ठिर पांडवने पा(हा)ड पर देहरा वणाया। चोथा वखत विक्रमादित्यके एकसो आठ सन्में जावड वनीयेने देहरा वणाया पांचवा वखत १२१३ सन्में मेहता वाहडदे जयसिंह देवके चाकरने पा(हा)ड पर देहरा वणाया। छठा वखत अल्लाउदीनके वखतमें १३०० (१३७१?) सन्में समर वनीयेने एक सूरत नवी वनवाइ और जुने देहरेमें रखी। सातवें § वखत

---

§ આ ફરમાનની નકલમાં જે સાત ઉદ્ધારોનો ઉલ્લેખ છે તેનું વર્ણન કવિ લાવણ્ય સમય કૃત 'શત્રુંજય ઉદ્ધાર' સ્તવનમાં આ પ્રમાણે છે-

"उद्धार पहिलउ भरत केरु, वीजउ सगरु सुहावए।
त्रीजउ ति पांडव राय जुधिष्ठिर, पुहवी प्रगट करावए॥
चउथउ ति जावड अनइ वाहड, कराव्युं जग जाणीयइ।
उद्धार छठो शाह समरा, तणउ वलिय वखाणीयइ॥"

(શ્રી વિદ્યા વિજયજી સંપાદિત 'પ્રાચીન તીર્થમાલા સંગ્રહ')

આ તીર્થમાલામાં ઉપરોક્ત છ ઉદ્ધારોના વર્ણન પછી સાતમો ઉદ્ધાર જે કરમાશાહ ડોસીએ સં૦ ૧૫૮૭ માં કરાવ્યો તેનો વર્ણન છે. અને જાવડશાહનો ઉદ્ધાર ચોથો હોવાનો કવિ 'દેપાલ' કૃત 'જાવડ-ભાવડ રાસ'થી પણ સિદ્ધ થાય છે, જેમ કે-

"जावड प्राग् वंश सिणगार, सोरठिउ सहजिइ सुविचार।
जेहनउ शैत्रुंजि चउथु उधार, तसु गुण पुहवी न लाभइ पार॥ १०८॥

(ઉક્ત રાસની નકલ અમારા સંગ્રહમાં છે)

જય સોમજી કૃત 'કર્મ ચંદ્ર મંત્રિ વંશ પ્રબંધમાં પણ કહે છે-

बहादर(शाह) गुजरातीके अमलमें १५५७ सनमें करमान डौसीने जो चंप्रान (?) पूनमीये गच्छका था, उसने जुने देहरेका मरम्मत करवाया और जुरा जुरा मुरतां तुटेली थी सो भंडार कीवी नवी मुरत जुने देहरामें थापना कीवी। आठवीं वखत १५९१ सनमें मजादेहखान गुजरातीने देहरेकुं तोडा, कितनीक मूरतां तोडी, पीछे करमान डोसीने जेपुरसुं आयकर देहराकुं सूरतांको मरम्मत किया। १५९२ सन्में राजकाज युक्त हुमायुं बादशाह गुजरातमें आये, १५९३ सन्में बाहादर गुजरातीकुं फिरंगीयोंने मारा, सुलतान महंमद पातस्या हुआ अरु इस महंमदके अमलमें आधा वरसतक सोरठ (देश)के मुलकमें दंगा रह्या, उस पीछे एक हजार पांचसो च्यार (सें) सेत्रुंजा मजाहीदखानकुं जागीरीमें मिला। उस पीछे अंचलगच्छके जसवंत पसारी वहुत आता जाता मजाहीदखानका जागीरीमें, उस(ने) अपने साहिबकुं वीनति किया, फागुण सुदि ३ सुकरवारके दिन अमारत शुरु करी, एक वडा देवल वनाया ३५ छोटे वनाए, अरु खरतर गच्छके वनियाने २२ देहरा वनाया अरु किल्लामें अंवार(त)थ(?)भी कराया। कर(? कड)वामतीके गच्छके वनियेने किल्लेके दरम्यान अंवारत (इमारत) करके २ देहरे बनाए। पायचंद गच्छके वनियेने किलेमें अंवारत करके देहरा ३ बनाया। अंचलगच्छके बनियेने वोहट अ(रु)स? ववरुवालने ३ वरस तलक किल्लामें अंवारत किया, वडे देहरे ३ (तीन) वनाए और छोटे ९ वनाए। इलाहीके आठमें सनमें राजकाज युक्त पातशाहके १३ सन्में पदमो (?)डोसी अरु हुंमान मोहले ओसवाल खरतरान् गच्छके थे. उन हीने अंवारत करके ५ वरस तक टूटे हुए देहराकी मरम्मत करवाई। रामजी तपाने किल्लामें देहरा वनाया। इलाहीके १९ सनमें गुजरातके मुलकमें काल पड्या. ४ (चार) वरस तलक सेत्रुंजा उजड रहा। उस पीछे इलाहीके २२ सन्में........................आबादान हुआ अरु अल्लाहीके २५ सन्में तपागच्छके जसू वनियेने देहरा वनाया। फते इलाहीके ३० सन्में खरतरानके सीस मेहता सारंग. लाहोरमें पातस्याहके कदंवोसे हुआथा, उसने रायणके...... झाडके नीचे ४ (चार) वडे देवल किल्लेमें करवाये। अल्लाहीके ३६ सन्में सहरयूर महिनेमें पातसाने गिरनार सेत्रुंजा और पाली-ताणेके देहरे संपूर्ण कृपासे महता कर्मचंदको कृपादान किया और

इस बाव(त)में फरमान मुहरवाला कर दिया। अब करमान मेहताने भलमणसाइ करके जैन मारगके तमाम गच्छके लोगांकुं सब देहरे दे डाले, इस वास्ते के मुझे तो पातसाने कृपाकर दिए, हमें सेत्रुंजाके सब देहरे त(माम)वाव (?) जैन मारगके टोलाके, मुझे एकलाकुं राखणे लायक नहीं। अरु तेहुत्तर वरस हुवेके छोटे तपा गच्छने हीरविजयसूर तपाके गच्छकुं अपनेसे जुदा किया, अरु हीरविजयसूरके चेले भाणचंदकुं पूछणा चाहिये के-आदिनाथके देहरा अरु किल्ला ७३ वर्ष पहले तुमारा था के ७३ वरस पीछे तुमारा हुवा? अगर भाणचंद केहवे-७३ वरस पहला किसा (?) हमारा था तो छोटे तपागच्छका लिखा हुआ तको (?) किससे हीरविजे-सूरका गच्छ जुदा हुआ?, लिखा अपने हाथमें है के-सतरुंजा अरु आदिनाथका देहरा किल्ला तमाम जैन मारगका है, अगर कोई दावा-हरकत करे सो झूठा, अगर कोइ तपामतके कहते हैं सेत्रुंजा हमारा है सो विचार तजवीज करेगा। सेत्रुंजा तमाम जैन मारगका है, कृपादान परवाना 'कर्मचंद'का है*।

---

*મૂળ ફરમાનનો આ અનુવાદ બીકાનેરના મોટા ઉપાશ્રયમા બૃહદ્ જ્ઞાન ભંડાર સ્થિત ૧૯ મી સદીમા લખાયેલ એક પાનાની જેવીની તેવી નકલ કરીને અહિં પ્રકાશિત કરેલ છે. અનુવાદ કરનારની અસાવધાનીના અંગે કેટલીક ભૂલો અનુવાદમા રહી ગમેલ જણાય છે.

આ ફરમાનમાં તીર્થાધિરાજ શ્રીશત્રુંજય સંબંધી ઘણી મહત્વની વાતો જાણવા મળે છે, ગિરનાર શત્રુંજય અને પાલીતાણા (શહેર) ના દેવાલયોની સુરક્ષા નિમિત્તે સમ્રાટે મંત્રીશ્વર કર્મચંદ્રજીને આધીન કરવા સાથે તેના ફરમાન લખી આપવાનુ, શત્રુંજય તીર્થના કિલ્લામા નવીન દેવાલય બનાવવા ભાનુચંદ્રજીએ નિષેધ કરવાનો ઉલ્લેખ છે.

શત્રુંજય તીર્થ પર નવીન મંદિર બનાવવા બાબતમા ખરતર ગચ્છ અને તપા ગચ્છવાળાઓને ઝઘડો થવાનો ભાનુચંદ્ર ચરિત્રના પરિશિષ્ટમાં છપાએલ (નં. ૪) પ્રશસ્તિ આદિથી પણ જાણવા મળે છે. તે ઝગડાની ઉપશાંતિ નિમિત્તેજ આ ફરમાન જાહેર કરવામાં આવ્યો હોય એમ જણાય છે. આ બાબતનો વિશેષ વિચાર મૂળ ફરમાન મળ્યેથી કરી શકાશે.

પ્રાચીન પત્રોની નકલ જેમની તેમજ કરીને પ્રકાશિત કરવામાં અમોએ પૂરેપૂરી સાવધાની રાખી છે. જે પ્રતિ અશુદ્ધ મળી છે, તે પણ પાઠકોને મૂળ વસ્તુના દર્શન તે રૂપેજ થઈ શકે. એટલે પ્રાય. તે રૂપેજ પ્રકાશિત કરેલ છે.

( ઉપરોક્ત શાહિ ફરમાન બીજાની બીજી નક્કલ આ પ્રમાણે મળે છે )

## મહોર

## अल्लाहो अकबर

वादशाह अकबर। याददास्त देहरे और किले सतरंजा पहाड पर वाके है, और तमाम जैन धर्मीयों (पंथों) के पूजनेकी जगह (तीर्थस्थान) है, उनकी हकीकत—

इस जमानेमें भाणचंद सेवडा ममानिअत (मना) करता है कि-इस किलेके अंदर देहरा मत बनाओ।

१ पहेली मर्तवा भरत चकरवरत वल्द आदिनाथने सतरंजा पहाड पर किला और देहरा बनवाया।

२ दूसरी मर्तवा एक मुद्दत (बहुत समय) के बाद सगर चकरवरत वल्द सुमेर (?) (जितशत्रु) ने पहाड पर देहरा दुरस्त करवाया।

३ तीसरी मर्तवा राजा दुस्तर (जुधिस्टर) पांडवने पहाड पर देहरा बनवाया।

४ चौथी मर्तवा सम्मत् १०८ जो विक्रमी है, जावड वनियेने देहरा बनवाया।

५ पांचवी मर्तवा सम्मत् १२१३ में महता माहर (बाहड) देव, जो कि राजा जयसिंह का मुलजिम (अधिकारी) था, देहरा बनवाया।

६ छठी मर्तवे सुलतान अल्लावदीन के जमाने (सम्मत् १३०१ [१३७१]) में समरा वनियेने एक नइ सूरत बनवाकर पुराने मंदिरकी हिफाजत (जीर्णोद्धार कराके उसीमें स्थापित) की।

७ सातवीं मर्तवा वहादुरशाह गुजरातीके जमानेमें १५ (८७) ७८ में करमा डोसी, जो कि जैन गिरोह (पूनमीये गच्छ) का चेला (भक्त) था, ने इसी तरह पुराने देहरे की मरम्मत कराके एक पुरानी सूर्ति अमुक (पेरक) समिताके द्वारा तयार कराके (तोड दी गइ, सूर्त्ति की मरम्मत कराके) इसी देहरे में रखी।

८ आठवीं मर्तबा १५९१ में मजाहिदखां गुजरातीने इस देहरे को तोड डाला, फिर इसी सम्मत्में कर्मा डोसीने चितोड (जेपुर-जेसहोर?) से आकर देहरे और मूरत को दुरस्त कराइ।

९ नवीं मर्तबा बादशाह हुमायु (अकबर) गुजरात में तशरीफ लाये, सं. १५२३ में बहादुर गुजराती को फिरंगीयोंने मार डाला, सुलतान महमूद बादशाह होगया, महमूदके जमाने में ११ साल तक मुल्क सोरठमें बेअमनी रही (उन फिरंगीयोंने वडा खलल मचाया)।

(सं.) १५०(६)४ में सतरंजा मजाहिदखांको जागीरमें दिया गया, जसवंत गंधी (खुशबू बेचनेवाला) जो कि अंचल गच्छका था, और मजाहिदखांके दरबारमें बहुत दखल (असर) रखता था, उसने मजाहिदखांसे अर्ज करके उसी सं. (१५०(६)४) में फागुन सुदी ३ जुम्मे (शुक्रवार) की रात को किलेमें तामीर (बनाना) शुरु किया, एक वडा देहरा और ३५ छोटे देहरे बनाये। किरतरान् (खरतर) पंथीके चेलोंने उसी किलेमें (दो मंजील इमारतें) २२ देहरे बनवाये। कडवामतीके चेलोंने उसी किलेमें २ देहरे (दो मंजील इमारतें) बनवाये। पास गच्छके चेलोंने ३ देहरे बनवाये। चौहत और वीरपाल वनीयेने जो कि अंचलिया गिरोहका मुरीदथा, (उसने) इमारतें बनाकर काम तीन सालतक जारी रखा, तीन बडे देहरे और ९ छोटे देहरे बनवाये।

अकबर बादशाहके ८ वें सन्से १३ तक पदमसी डोसी और हु [भी]मा महेता ओसवाल जो कि-खरतर गिरोहका मुरीद था- उसने ५ साल तक तमाम तूटे हुए देहरों की मरम्मत कराई।

रामजी तपाने एक देहरा उसी किलेमें बनाया।

इलाहि १९ वें सनमें गुजरातके मुल्कमें कहत (अकाल) पडा इसी वजहसे सतरंजा ४ सालतक गैर आबाद (विरान) पडा रहा। (२२ इलाहिमें) फिर आबाद हुआ।

२५ इलाहिमें तपागच्छी जसू वनीयेने उसी पहाड पर किलेमें १ देहरा वनवाया।

सन् ३० (३५-७) इलाहि में खरतर महेता सारंग दास जो कि पलोर (?) के जगहपर वादशाहके दरवारमें मिलाथा, खिरनी (रायण)के दरख्तके नीचे वडे देहरेके पीछे उसी किलेमें ४ दरवाजेवाला मंदिर वनवाया।

सन् ३६ सहरयूर इलाहि-अकवरीमें गिरनार-सतरंजा और पालीताने के सव देहरोंकी पूरी आझादी महेता कर्मचंदको वग्स दिये, और अकबरी मुहरी फरमान दिया गया था। उसी महेताने पूजारीयोंके खरचको छोड दिया इस हैसीयतसे कि-उन पर वन्दगाने हजरत इवादतने महरवानी कीथी (देवरोंका खरच अकवरसे दिलवाया)। लेकिन सतरंजाके तमाम देहरोंपर जो जैन पंथीयों के कब्जेमें हैं, दखल देना जायज (योग्य) नहीं।

मुद्दत तेहत्तर सालका जमाना हुवा कि छोटे तपापंथीयों ने श्रीहीरविजय सूरिके वडे तपापंथीयोंको अपनेसे जायज (अलग) करदिया, चुनाचे अव भाण (निहाल) चंद सेवडा. चेला श्रीहीर-विजयसूरिसे दरियाफ्त करना चाहिये कि-देहरे आदि नाथ और वह (उतरावनका) किला वगेरह तिहत्तर साल पहलेसे तुम्हारे कब्जेमें है? या तिहत्तर सालके वादसे?। अगर भान (निहाल) चंद यह कहे कि-७३ साल पहले से देहरा व किला हमारी मिल-कियतमें है तो छोटे तपापंथीयोंकी तहरीर के तायफेमें हीरविजय सूरिके पंथी उससे अलग होगये हैं।

शत्रुंजय देहरा आदिनाथ और किला उतरावनका तमाम जैन पंथीयोको मिला हुआ है, अगर कोइ दावा करे तो झूटा है। और अगर भानचंद यह कहे कि-७३ साल के वादसे किला और देहरा हमारे कब्जे में है, इस विषयमें तजवीज की जायगी कि किला और देहरा कव वनवाया गयाथा? और वह (भानचंद) यह भी वतावे कि तुम्हारे चेलेका क्या नाम है? और इसके पहले कोई इमारतथी या नहीं?।

## યુ. પ્ર. આ. શ્રીજિનચંદ્રસૂરિજીને
## જોધપુરનરેશ શ્રીસૂર્યસિંહજીએ આપેલ પરવાનો

श्रीकृष्ण  श्रीपरमेसरजी सही

स्वस्ति श्रीमहाराजाधिराज महाराजा श्रीसूरिज सिंहजी कुं० श्रीगजसिंघजी वचनात् युगप्रधान श्रीजिन चंद्र सूरिजींनुं मया करे डुवो दियौ जु श्रीजोधनेर सोझत सिवाणे मेडते जैतारण आसोपरै देस, माहरी धरती छै ततरी मांहे वाजां वजावौ झालर दमांमा वाजा मात्र वजावतां कोई मने करै सु गुन्हेगार होसी मागश्र (मिगसर) वदि ९ संवत १६६४ दुवै श्रीमुख। प्र.। भाटी गोइंद दासजी। पा। जोधनेर।

औ मूल परवांनो उ. श्रीसरूपचंदजी गणि पासहे श्रीजोधपुरमें, तिफैरी आ नकल छै।

(પત્ર ૧ અમારા સંગ્રહમાં છે.)

# परिशिष्ट ( ध )

## सांवत्सरिक क्षमापना पत्र

सकलविमलशाश्वतस्वस्तिमज्ज्योतिरुद्योतितं सर्वसूर्यादिमंत्रेषु तंत्रेषु सर्वत्र भूर्यादिपत्रेपु यंत्रेषु विद्यापवित्रितेषु मिथ्यात्व-वल्लीलवित्रेषु दत्तात्मभक्तातपत्रेषु संसिद्धिसत्रेपु मित्रेषु लिख्या विचित्रेषु वा (च्यं)द्यं (?), पुनर्यं च बालाः पतद्वक्रलाला, लसत्कंठ-पीठेषु मुक्तादिमाला, अनालिष्टसंसारमायादिजंबालजालाः सुभालाः सुबुद्ध्या विशालाः समात्मीयनालप्रणालाः करालस्त्रिकालाः सदा सन्मुदा मातृकायां पठंतीह पूर्वं, तथात्र (?) रक्षणे धातुरूपस्वरूपं, नतानेकभूपं, सदाम्नायपानीयकूपं, सदाप्यव्ययं न व्ययं सन्मनोहारि सर्वत्र विस्तारि मिथ्यात्वसंहारि सम्यक्त्वसंस्कारि दुर्बुद्धिनिवारि सद्बुद्धिसंचारि निर्वाणनिर्द्धारि, तीर्थेशधामेव शीर्षे प्रचंडेन दंडेन संप्रोल्लसत्कीर्त्ति पिंडेन दीप्तेः करंडेन नित्यं अखंडेन युक्तं तदूर्ध्वं महेंद्रध्वजेनापि कुंभेन सर्वैर्धिलंभेन संशोभितं वर्णमेकं, पुनः पद्म-नाभो विरंचिर्वृषांकश्च देवत्रयं यत्र नित्यं मिलित्वा स्थितं चक्रधारं कृपाणं तथा लोहगोलं यको दानवो मानवो व्यंतरः किन्नरो राक्षसो यक्षवेतालवैमानिकप्रेतगंधर्वविद्याधरक्षेत्रपालादिदिग्भूपालभूतव्रजे भास्करो भासुरश्चंचुरश्चंद्रमा मंगुलो मंगलः सोमपुत्रो (?त्रः) पवित्र-स्तथा सन्नगीःपतिर्भार्गवो नीलवासास्तथा सैंहिकेयस्त्रिशिखीयो(?) ग्रहो दुर्ग्रहो या च नक्षत्रमाला विशाला. तथा शाकिनी डाकिनी नाकिनी सुंदरी मन्त्रिणी तंत्रिणी यंत्रिणी दुष्टनारी. तथा केसरी चित्रकाः कुंजरो वेसरः सैरभेयस्तुरंगो विरंगः कुरंगो महांगो भुजंग-स्तथाऽन्योऽपि जीवो महादुष्टबुद्धिः सदाऽस्माकमेकाग्रचित्ताङ्कुशं भक्तिभाजां सुराजां विरूपं विधास्यत्यहो तं वयं मारयिष्याम एतद्-द्वयस्य प्रहारैरितीवात्र हेतोर्दधानं [अर्हं], तथा सर्ववर्णेषु मुख्यं सुरक्षं सुकक्षं सुलक्षं सुयक्षं सुदक्षं सुपक्षं विरिंच्यात्ममार्तंडसौख्या-दिवर्याभिधायकं नायकं त्रायकं दायकं संविभाव्येति सम्यक्त्ववर्णं सुवर्णं लवर्णो वराकः श्रियोर्वीयकं संश्रितः, सोऽपि सत्त्वाधिको

